# નીના.

## એક વારતા.

( ઇંગ્રેજી ઉપરથી )

બનાવનાર

**બહમનજી નવરોજજી કાબરાજી,**

"ફુરસદ" તથા "નવરાસ"ના અધીપતી; "દેલજંગ દલેર," "સિપાહ બચ્ચાની
સજની," "ધીરજનું ધન," "પાકીજેહ પ્યાર," "ફરંગમઝ," "કાચા
કાનની ખગલી," "જુગાર," "કાવત્રાની કાંહાણી,"—ભાગ ૧ થી ૪,
"સંસાર," "વફા પર જફા," "અંધારી રાત્રે મગ કાલા," "મેહેરા
બેહેલાકાકા" "એક પથ્થરના પ્રતાપ," "સુખલાજીનાં સંકટો,"
"ભુલો પડેલો ભીમભાઇ," 'ગામરેની ગોરી," "સદગુણી
શીરીનનાં સંકટો"—ભાગ ૧ થી ૪, "રસીક વારતા
સંગ્રહ," "બેલી ગુલ," "કાગજુગ," "ભુલના ભોગ,"
"એક પરણેતરનો પ્યાર—પઇસા ?" "તડકામાં
એક વાદળી," 'બેદીલ કે બેવફા ?" "કોણ
સરસ—ચાહરયાની ચીલુ કે પટેલની પીલુ ?"
"વમળમાં કમળ," "દોરંગી દુન્યા,"
"બાગે બેહેસ્ત," "દીલસોઝ કે
દીલબર ?" "સંકટની સુલમાં
ફસેલું ફુલ," "મીઠો કે
જુઠ્ઠો," "નુરે નેકી,"
"પ્યારનો એક પુલ"
ઇત્યાદીના
કરતા.

---

૧૯૧૫.

આ પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ કૅપતન
પ્રિતોંગ વર્કસ નંબર ૧૪૧, લાલબાગ, પરેલ, મુંબઇમાં મેહેરજી
બેરામજી મીહાઇવાલાએ છાપ્યું છે, અને મી૦ બહમનજી
નવરોજજી કાબરાજીએ ૭૧, ફીયર રોડ, ફોટ, મુંબઇમાં
પોતાને માટે પ્રગટ કર્યું છે.

"નીના."



# અર્પણ.

—અશો યાદ.—

માહરો બાળક બેટો

જાંહગીર.

જનમ :— મરણ :—

તા૦ ૨૬ મી જુન ૧૮૯૪. તા૦ ૪ થી ફેબરવારી ૧૮૯૫.

ઉંમર માસ આંઠ.

બ. ન. કા.

" But what strange art, what magic can dispose
The troubled mind to change its native woes?
Or lead us, willing, from ourselves to see
Others more wretched-more undone than we?
This books can do: nor this alone; they give
New views to life, and teach us how to live;
They soothe the grieved-the stubborn they chastise,
Fools they admonish, and confirm the wise;
Their aid they yield to all; they never shun
The man of sorrow, nor the wretch undone;
Unlike the hard, the selfish and the proud
They fly not sullen from the suppliant crowd;
Nor tell to various people various things,
But show to Subjects what they show to Kings."



# દીબાચો.

"નીના"નાં ન્હાનાં ને સાદાં નામની આ માહરી એક મોટી વારતા સાથે 'પ્યારના એક પુલ'ની માહરી છેલ્લી ન્હાની વારતા પછી એટલો જલ્દી પાછો વારતાનાં શોકીન વાંચનારાંઓની ખીદમતમાં રજુ થઇ શકવા વાસ્તે હું ઘણો ખુશી છું, અને એ પુનપ્રતાપ બન્વા માહરી અદના વારતાઓને સદા પ્રેમની શુદ્ધતાથી ઉત્તેજન આપનારા એક બોહળા વાંચનારા વર્ગનાજ હું સત યકીનથી માનું છું. માહરે ખાસકરીને ખુશી થવા ને સંતોષ માનવાનું એ સંબંધમાં એ છે કે માહરી વારતાઓ પોતેજ પોતાની સીફારશ રજુ કરતી રહી છે, અને માહરે માંગીતાંગીને એવી કોઇપણ જાતની સીફારશો મેળવવા કે મોટી ખરચાલુ જાહેરખબરોના ચાલુ ધમધમાતમાં આશરો સોઢોધવાની દનાલુ ખુદાની મહેરથી કોઇ જરૂરજ રેહતી નથી. ખરેખર તો, મને માહરી મગરૂરી માંફ કરવામાં આવશે કે, માહરાં પુસ્તકોનું બીડીવરાવનારૂં લાંબુલટાક લીસ્ટ ખાલી જોવાનુજ છે. ઘણાખરાં તે માંહેલાં બધાંજ પુસ્તકોની એકએક પ્રત ઉંચકાઇ ગઇ છે, અને જુનીપુરાણી સેકન્ડહેન્ડ નકલો નવીનાં અસલ દામથી પણ ચાર ને પાંચ ગણી કીંમને પાછી ખરીદવાને એક કદરસનાસ વાંચનારો વર્ગ ઉત્સાહી રહે છે! આ માહરી ઘણી પ્રમાણીક ખુશાલી છે. ગઇ કાલનીજ વાત છે. "શીરીનનાં સંકટ" ને "કાવસાની કાંહાંણી"ની વારતા દરેક રૂ. ૨૦ ના ભાવે અને "પથ્થરના પ્રતાપ"ને "દેલજંગ દલેર"ની વારતા (દરેક પુસ્તક રૂ. ૫) ના ભાવે—એટલે અસલ કરત ચારથી પાંચ ઘણાં રેકોર્ડ દામે પ્રાલંઓ ખાતે એક માનવંત પારસી બાંનુએ મંગાવ્યાં છે, ને એવું તો ખુદાની દયાથી થાય જ છે, જે ગુજરાતી (પારસી) સાહીત્ય કેટલું કુદકે ને ભુસ્કે આબાદ થતું આગળ વધે છે તેના એક બીમીસાલ પુરાવા તરીકે સાહીત્યના તમામ સાચા સેવકોને ઘણો સંતોષ આપશે.

એટલામાટે આ નવું પુસ્તક વધના સંતોષ ને એવડી ખાત્રી થકીજ શોકીન ગુજરાતી વાંચનારઓના મેહરબાનીભરી મુબારક જનાબમાં હું રજુ કરી શકું છું. એ વારતા આગળ દસ વરસ પર માહરાં "ફુરસદ"માં રજુ થયલીજ અત્રે એમની એમ પાછી પુસ્તક આકારે છાપી પ્રગટ કરવામાં આવી છે, ને તે આગલી માહરી તમામ વારતાઓ જેટલાજ ઉમંગથી

વંચાશે ને વેચાશે એમ માનવાને હું લેશ માત્ર પણ વેહેમ કરતો નથી. વારતા ખરેખરી દીલગીરીવાળી છે. તેમાં કરૂણારસ ઘણો છે ને ઘણેક ઠેકાણે જેમ તે આંસુઓ વગર વાંચી શકાતા નથી, તેમજ વળી કેટલેક ઠેકાણે હાસ્ય પણ પુરતું હોવાથી એ ન્હાનકડું પુસ્તક બધી પ્રકૃતીનાં વાચનારાંઓને મનરંજન માલુમ પડશે એવો મને મુતલક ભરૂસો છે.

એ વારતા મેં તેનાં અસલ (ઇંગ્રેજી) સ્વરૂપમાંજ રજુ કરી છે. એ મને વિશેષ પસંદ આવે છે, અને એ સંબંધમાં ઇંગ્રેજી સંસારની માહરી આગલી વારતાઓની પ્રસ્તાવનામા મેં જે કહયું છે તેજ અત્રે પાછું કેહવાનું યથાર્થ થશે કે એ ઇંગ્રેજી ઉપરથી મેં ઉપજાવેલી છે, ને વારતાનો અસલ જોસ ને મીઠાસ બીગડવા નહી દેવાની મતલબથી તે મે મરડી-મચડીને દેશી સંસારને લાગુ કરવાને બદલે તેનાં અસલ ઇંગ્રેજી સ્વરૂપમજ જાહેરમાં મેલવાને વધારે લાયક માન્યું છે. એમ છતાં જેઓ આ ટુંક સફામાં સહેલ કરશે તેઓ જોશે કે વાંચતાં બીક આવે એવું આ કોઇ ઇંગ્રેજીનું કંટાલારૂપ ભાષાંતર નથી. એ લગભગ માહરાજ બોલોમાં ને માહરીજ ઢપછપે મેં એક અસલ વારતા જેવા જોસ ને ઝમકથી રજુ કરવાનો પ્રયાસ કરયો છે, અને નામો રથળો વિગેરે સઘળું સઘળાંને સહેલથી સહમજ પડે એવી સભાલથી લખેલું હોવાનાં કારણથી માહરા તમામ ઉલટમંદ વાચનારા વર્ગને, એકબી અપવાદ વગર, એ વારતા ગમશે એમ માનવાને હું કશોજ સંદેહ ધરાવતો નથી.

આ વારતાની ઇંગ્રેજી અસલની મને ભલાંમણ કરવા વાસ્તે હું માહરા ભલા મિત્ર મી૰ ફીરોઝ ગુસ્તાદજી દીવન્ટી (બી. એ.) નો ઘણો ઉપકારી છું. એ ભાઇના વાંચવામાં એ આવી હશે અને અમને લાગ્યું કે માહરી મીસ્કીન કોશેશ જેવો ઈનસાફ બીજા કોઈ લેખક ભાઇ એ વારતાને કદાપી આપી શકશે નહીં. અને હું એમના એ વિશ્વાસ ને રૂડા મતને આ ભાષાંતરમાં સાચો નિવડયા હોઉં ને એ ભાઇને સંપુર્ણ સંતોષ આપી શકયો હોઉં એજ માહરે ચાહવાનું છે.

બ. ન. કાબરાજી,
રચનાર.

માર્ચ, સને ૧૯૧૫.

જાહેર ખબરો.

# જરીકામ ને બનારસી કામ તેમજ રેશમી કાપડની જુની, જાણીતી અને પ્રખ્યાત દુકાનઃ—

# વીઠલદાસ ચુનીલાલ જરીવાલા.

ઠેકાણું—નંબર ૯૫-૯૯, ઉજા ભોઇવાડા લેનને નાકે,

ભુલેશ્વર માર્કીટની બાજુમાં

મુંબાઇ.

☞ પ્રમાણીકપણું અને એકજ ભાવ એજ અમારો મુદ્રાલેખ છે.

અમારી દુકાન ૪૦ વરસોથી તમામ હિંદુ વર્ગમાં પુરતી જાણીતી અને માનીતી છે, અને પારસી બાનુઓને બનતું પણ હવે કામ ચાલુ થઇ ચુકેલું હોવાથી પારસી તેમજ દરેક જ્ઞાતનાં લોકોનું અમો અમારાં નવા કામ તરફ ઘણી નમનતાઇ સાથે તાકીદનું ધ્યાન ખેંચવાની રજા લઇએ છીએ. એક કાર્ડ લખવાથી અમારૂં માણસ માંગશો એ નમુના અને માલ લઇ હાજર થશે.

અમારે ત્યાં બનારસી તાસ સાડીઓ, સેલા, કેંટા, ઓઢણી, ચીનાઇ, જાપાનીસ તેમજ ફ્રેન્ચ તરેક તરેહનું રેશમી કાપડ, ચોખ્ખી ચાંદીનું જરી કામ, જીક, કસબ, પટા, લેસ, જાલર, ઇસ્તમબોલી ફેનસી નેટ, ફરમાસુ જીકતીની, તથા લાકડી કસબનાં ભરતકામની કોર, બુટ્ટા, ઝબલાં તેમજ સાડીઓ, ઉંચી ફેશનના ફ્રૉક, પોલકા વિગેરે જે જોઇએ તે જોઇએ એવું તૈયાર મળશે અથવા ઑરડર મુજબ બનાવી આપવામાં આવશે.

ફક્ત એકજ અજમાયશ બસ થશે, અને બીજી દુકાનોના ભાવ ને માલ સાથ અમારે ત્યાંના ભાવ ને માલની સરખામણી કરવાને અરજ કરવામાં આવે છે.

જાહેર ખબર.

# સાવચેત રહો!

આજ કાલ મોંઘવારીના વખતમાં બે પઈસા બચાવવા તે ચાર પઈસા કમાવવા બરોબર છે, અને જો તમો તમારી સકમાઈના પૈસા બચાવવા માંગતા હો તો

# અમારી દુકાણની મુલાકાત લેવા ભુલતાં ના!

## અમારે ત્યાં તમામ ઘરસંસારની દરેક ચીજ કીફાયત ભાવે મળશે.

એક પોસ્ટકાર્ડ લખવે દરેક ચીજ ઘેરબેઠાં પોંચતી કરશું.

બહારગામ વી. પી થી મોકલશું.

અમારે ત્યાં—દરેક જાતનો સુકો મેવો, વિલાયતી તથા મોરીસની ખાંડ, દરેક જાતનું ઘી, તાજો દળેલા મસાલો, મલબારી તથા ગામઠી સુખડ, કોઈનું તથા રસનું સામાન, ઉંચો ઇસતંબોલનો ગુલાબ, ચા કોફી તથા દરેક જાતનો ઇંગ્રજી સામાન વીગેર વીગેરે દરેક ઘરસંસારી ચીજો મળશે.

એક વખત મંગાવી ખાત્રી કરશોજી.

તમારા માણસ પાસે મંગાવો તો અમારો કેશમેમો જરૂર મંગાવજો.

# માણેકીઆ બ્રધર્સ,

## ૨૦૯, ચીરાબજાર, મુંબઈ.

પોસ્ટ નં ૨.

જાહેર ખબર.

# સોડા લેમોનેડ

વીગેરે બનાવનારા

# ડયુક એન્ડ સન્સ.

આ પુરાણાં ને પ્રસિધ્ધ કારખાનાંનું નામજ તેના માલની લેહેજત અને ઉમદા બનાવતની જામીનગીરી છે. એ જાતનાં પીણાંને લગતી હરીફાઇમાં ડયુકનું નામ આજે સૌથી પહેલી હરોલમાં છે. ઠેકાણું ચોકસાઇથી ધ્યાનમાં રાખજો.

ના૦ ૧૪, હમમ સ્ટ્રીટ, કોટ, મુંબાઇ.



# નીના.

## એક વારતા.



## પ્રકરણ ૧ લું.

વિશાલ ન્યુયૉર્ક શહેરના "રીડજ સ્ટ્રીટ" નામના એક ગરીબ એકાંત મોહલ્લાની સાત મજલાની મોટી ચાલીના એક નિરધન ઓરડામાં આપણી આ નવી વારતાનું મંડાણ થાય છે. તે એક ન્હાનો—અરધો અંધારો ઓરડો હતો, અને તેનાં એક ખુંણામાંની એક ખાટલીમાં કોઇ મધ્યમ ઉંમરનો ઇંગ્રેજ મરવા સુતો હતો. ખરેખર તો મોહતજીવતની એક જેહમતભરી લડાઇથી તે હાલમાં હવે લગભગ ફારેગ થઇ ચુકયો હતો, અને હાંદેસાઓ, જંજાલ અને ખરી જેહમતની તેની છેલ્લી અરધી જીંદગીની સફર ખતમ કરવાના ઉંબર ઉપર તે હવે આવી ઉભો હતો. તેની ઉંમરનાં વરસોજ નહિ, મહિનાઓજ નહિ, દાહાડાઓજ નહિ, પણ જાંણે કલાકો અને ઘડીઓ વટીક આ "સરાએ ફાની"માંથી તેની જીંદગી ફના થતી હોવાની છેલ્લી ગવાહીઓ રજુ કરતી રહી હતી!

તે મોહત-જીવતની ખુંનખાર લડાઇઓ પોતાની ટુંક જીંદગીના છેલ્લા અરધા અરસા દરમ્યાન લડયો હતો, અને તેમાં તેણે સખ્ત શિકસ્ત મેળવી હતી, કે જ્યારે આયંદા જીત તેની નહિ પણ જાલેમ જમની થતી હતી, કે જે તેને ભર જવાંન વયે, નાઉમેદ અને નામુરાદ, તેનાં સર્વ દુઃખોથી રીહાઇ બક્ષીને પોતાની ગોદમાં લઇ ચાલતો થવા હાલમાં તેનાં બારણુંમાં આવી ખોટી થતો ઉભો હતો! એમ છતાં, તે જવાંન મરવાને કોઇ તરાહ બીહતો ન હતો; ઓર તે મરવાને ખુશી હતો, કેમજે એ રીતે એક જીંદગીભરના હાંદેસાઓનું અંતે સમાધાનીભરયું સેવટ આવી જતું હતું.

તેનું નામ મારટીન ચેસ્ટર હતું, અને લંડનના શ્રીમંત પાર્કલેન લત્તાનાં એક મેહલ જેવાં મકાનમાં તે જનમ્યો હતો. કુલીન માબાપનો તે બેટો હતો, કે જે માવીતરોની અતીઘણી પૈસા-પાત્ર હાલતના બાએસથી લંડનનાં એક આગેવાન અને નામાંકીત કુટુંબ તરીકે તેઓ મશહુર હતાં. તેણે કેળવણી પણ ઉંચ પ્રકારનીજ લીધી હતી, અને ઇટન અને ઑક્ષફર્ડ જેવી નામાંકિત પાઠશાળાઓમાં અભ્યાસ કરેલો હોવાથી સામટી રીતે જોતાં તે એક એવો દામાદ હતો કે જેને હાથ કરવા ઝીપલાવાને વાસ્તે ઘણીક દાહાડેવારેની દીકરીઓની ફકરમંદ માતાઓ એકે પગે તૈયાર થઇ રહી હતી; અને તેવો એક મોટે અને સારે ઘેરનો સપુત તે હાલમાં આ રીતે નિર્ધનતાની છેક છેલ્લી પાયરી ઉપર ગબડી પડી, અમેરીકાનાં એક ખુંણામાં, નાચારો-બલ્કે ભિક્ષુકોની એક ગરીબ ચાલી ઉપર પોતાનો છેલ્લો દમ ખેંચતો પડેલો હતો!

અને તેનું કારણ શું હતું?

ફકત પચીસ વરસની લગભગ છોકરવન વયે મારટીન ચેસ્ટર તેના બાપની ખફગીમાં આવ્યો હતો, કે જેનાં પરીણામમાં પોતાનાં કુટુંબ કબીલાથી અને તેજ રીતે તે બાપની બેશુમાર દોલત અને તમામ કીંમતી માલ મીલ્કતથી તે સદાનાં બેવારનીવારપણાંનો નતીજો પામ્યો હતો. તે બુઢો બાપ ઘણાજ કરડા સ્વભાવના, મુસ્તકીમ એરાદાના અને બોલ્યો બોલ જીંદગીભર પાલે એવી હઠીલી કીસમના જે જીદ્દી બુઢાઓ આવે છે તે રકમનો એક આસામી હતો. તેનો એક બોલ તે તેનાં ઘરમાં તેનાં કુટુંબ માટે એક સરકારી કાનુન જેવો હતો. તેની ખાન્દાની ગરૂરી અને પૈસાનું અભીમાન પાર વનાનાં હતાં, અને એમ હોવાથી આપણે અજબ થઇશું નહિ કે કશી બી દયા અને એક બી દરકાર વગર તે બેરેહેમ બાપે પોતાના એ એકનાએક દીકરા ઉપર ઇતરાજી ઉતરતાં તેને એમ ઢકેલો મારી ઘરમાંથી બાહાર હાંકી કાહડયો, અને તે પછીથી વરસો તક —બલ્કે તે બેટાની જીંદગી આખર થતાં સુધી બી તેણે તેને કદી માફ કર્યોજ નહિ.

મગર એ બધી ખફગી અને ઇતરાજીનો ભેદ શો હતો?

એ બધાંનાં બાતેનમાં "બૈરી" હતી. જર, જન ને જમીન એ ત્રણ જે આખી દુન્યાના ફેસાદોનું મુળ કહેવાય છે તેમાંથી જન (ઓરત)

આ મોટે ઘેરના તે બાપ બેટાના એ ગંભીર કજીયાનો મુળ પાયો હતો. મારટીન હાલમાં મરવા સુતો તેની બરાબર સત્તર વરસ આગમચની એ વાત છે, કે જ્યારે તેનો બુઢો બાપ પોતે બનીઠનીને બીજવર પરણવા નિકળ્યો હતો. તે એક ગરીબ ઘેરની અઢાર વરસની મનોહર સુંદરી પર મોહીત થયો હતો, કે જે તેની પોતાની ઉમર કરતાં છેક ચાલીસ વરસ ન્હાની હતી! પણ કાંટાનું કટેસર તો એ થયું કે મારટીનનાં તે જોવામાં આવી ત્યારે મારટીનને તે ઘણી ગમી, અને સૌથી બુરં—તેણીને પોતાને પણ તે ઘરડા બાપ કરતાં તે જુવાંન બેટો જાસ્તી પસંદ આવ્યો; અને ખરેખર તો જ્યારે આંઠ દિવસ પછી તે બાપ જેવા બુઢ્રોગ સાથ પરણી જવાની તે છોકરીને માટે બધી બંદોબસ્તીઓ પાકી થઇ ચુકી હતી ત્યારે—છેક એવી અણીપર ધીક આવેલા વખતે તે જુવાંન્યાંઓ એક રાત્રે છુપાછુપ ન્હાસી ગયાં, અને પછીથી તરતજ લગનની પવિત્ર ક્રિયા કાયદા કાનુનો મુજબની એક દુર દેશાવરનાં દેવળમાં કરાવી લેઇને પરણીને પાર પણ પડી ગયાં!

આથી તે ઘરડા બાપનો, જેમ થવો જોઇએ તેમ, લોકોમાં હદ વનાનો હુરયો, રકાસ ને ફરતો ફજેતો થયો. લોકોની તમામ દીલસોજી તે જુવાંન્યાંઓ તરફ ખેંચાઇ ગઇ, અને તે ડોસા વિરૂદ્ધ મોંઢે ભાવતા ટીકકા કરવામાં લોકોએ કશી એ બખીલાઇ કે તંગદસ્તી થવા દીધી નહિ. તે ડોસો ઘરડેખડપણ વરસ વેચતો હતો, અને પોતાના પૈસા બદલ પોતાની દીકરી જેવી એકને વેચાતી લઇને પોતાનો બુઢાપો ધુલ મેળવતો હતો તે માટે સમજદાર વર્ગ પુરતો ઉશ્કેરાઇ રહેલો હતો, અને તે બધાંને આ જુવાન્યાંઓએ તેને હાથતાળી આપવાનાં લીધેલાં પગલાંથી ભલેમલું થયું, એટલે ઘરડા ચેસ્ટરનું જે હદ સુધી પાકીને પલેકર થઇ ગયલું હોવું જોઇએ તે બ્યાંન કરીને કહયા વગર સહેલથી કલ્પી લઈ શકાશે. તેણે કરડા કસમો લીધા, અને તે પોતાની ધારેલી મોહરદાર ચોરી જનાર તે નાલાયક ફરજંદને સદાનો નિવારપાતો આપી તેની સામે પોતાના મેહેલના દરવાજા હંમેશ સુધી માટે બંધ કરયા.

આ રીતે તે બે જુવાંન્યાંઓ પરણીને ફસી પડયાં. તેઓ પાસે ન તો કંઇ જીવ જેવું પોતાનું હતું, કે ન તો એક પાનપાવલાની કમાઇ ધમાઇ કરવા જેવી જવાંન મારટીન એલે હાલતમાં હતો. તેણે ઇંગ્લાંડમાં

પોતાનું ટટ્ટુ ચાલે એવું જોયું નહીં. લોકનાં બોલવાને ઢંગઢડો ક્યારે હોય છે? કોઇ તેની દયા ખાતું, કોઈ તેને શાબાશી આપતું, અને કોઈ તેની ધારેલી સાવકી માએને નહસાડી લઇ જવા માટે તેનાં મોંઢાપર તેની જબરી હાંસી મશ્કેરી કરતું; અને એ બધા બેઢંગ બસથી બચવાનો એકજ ઉપાય તે જવાંન મારટીનને તેની ચેહરેનમુન મોહરદારને લઇને ઠેઠ અમેરીકા નહાસી જવાનો અને અજાણ્યાં લોકો વચ્ચે વસવાત કરવાનોજ નજરે આવ્યો.

એ મુસાફરી ખરચાલુ હતી, અને જે જુજવી તેઓ પાસે હતું ને બધું એ મુસાફરી દરમ્યાન તે નવાં પરણેલાંઓએ ખરચી ખાધું. ખરેખર, જવાંન મારટીને એ એક મોટી હેમક ભુલ કીધી કે તે અમેરીકા નહાસી ગયો. જો તે ઈંગ્લાંડમાંજ રહયો હતે તો કદાપી તેની તરફ દીલસોજી ધરાવનાર ઘણાંકોમાંથી તેને કોઈ સારી જેવી નોકરી અપાવી રસ્તે ઉતારતે, મગર આ અજાણ્યાં લોકો વચ્ચે આવીને તો તે સાંમો સરચામ ફસીજ પડયો. પોતાના કરોડપતી પીતાને આશરે તેણે અત્યાર તક એવાં સુખ-ચેનમાં જીંદગી ગુજારી હતી કે કોઇ બી દલદેશરીની નોકરી કરવાની જાણે તેનામાં કાયનાતજ નહિ હતી, અને ન્યુયોર્ક જેવાં લોકોથી કકડી જતાં શેહેરમાં જ્યાં હજારો બીનરોજગારી ગરીબો રોજનાં ધકેલાં ખાતાં હતાં તેઓમાં તેણે આવીને માત્ર એક નવાં નંબરનો વધારો કરયો હતો!

તેણે ગુજરાંણુજોગું પેદા કરવા છેક જીવતોડ પછાડા મારયા, અને જ્યારે કાંઇજ નહિ વળ્યું ત્યારે ભાડે ફેરવવાની ગાડીનાં એક મોટા કારખાનાંમાં તે એક ગાડી ભાડે ફેરવવાની મજુરીએ લાગ્યો, અને તે ગરીબ વર-બઇયેર ફકત પેટ પુરતું ગુજારાનું એ રીતે પોતાને માટે માંડમાંડ ઉપજાવી શક્યાં!

એ પછી એ વરસ આખેર થતાં સુધીમાં તેઓને ત્યાં એક બેટીનો જન્મ થયો, કે જેને જન્મ આપતાં સાથે તે જવાંન માતા મરણ પાંમી, અને કમબખ્ત મારટીનનાં સર પર તે બાળક બેટીને ઉછારવાનો એક નવો ને નહીં વકી રાખેલો બોજ આવી પડયો! તે ખરી જેહમત અને ખરેખરી મોટી જંજાલનું કામ હતું, અને તે મોહરદાર કે જેની જોડેની ટુંક કારકીરદીને ખાતર જવાંન મારટીનને પોતાનાં સર્વસ્વનો ભોગ આપવો પડયો હતો તેનાં મરણ પછીનાં સોલ વરસ તે એકનાંએક બચ્ચાં સાથે

તે કમબખ્ત જવાંને જે હદ વનાના હાયસોસારામાં ગુજારયાં તે કોઇને બી દયાથી દઝાડી દીએ એવાંજ હતાં. તે કોઇ બી દાહાડે પોતાની અસલ સ્થિતી કે કેળવણીને જવાબ કરતી એક બી નોકરી મેળવવા પામ્યોજ નહિ એ ક્રૂર સરજતનો એક ઘણો અજાયબજેવો ખેલ હતો.

તે પોતાનાં બચ્ચાંને આવા હલકામાંહલકા અને અભણ વર્ગ વચ્ચે ઉઘરતું ને દાહાડેતું થતું જોતો તેજ તેનું જીગર જખમાવી મેળવાને વાસ્તે બસ હતું. એમ છતાં, તેણે પોતે તે ફુલ ફરજંદની તાલીમ અને કેળવણી માટે પોતાનાં તન પર છેક જીવતોડ જેહમતો ઉઠાવી. તેને એવોજ કોઇ ધખારો બેસી ગયો હતો કે મોડે વહેલ્લે જરૂર તેનો કરોડ-પતી બાપ પોતાના તે દીકરાની દીકરીને પોતાને આસરે લેશે, અને તેથી ઉંચ ઇંગ્રેજી સોસાયટીને દરેક રીતે લાયક કરતી કેળવણી પોતાની ગરીબ ગીરો ને ગુંજાસ મુજબ એ બચ્ચાંને આપવાને એ સોલ વરસના લંબાણ અરસા દરમ્યાન કમનસીબ માર્ટીને કશી કચાસ રહેવા કે થવા દીધી ન હતી.

તે એ બચ્ચાંને વાસ્તે જાબજા મગરૂર હતો. તેણીની મોહક સુંદરતા કાંઇ એવી છક કરી નાંખનારી કીસમની હતી, અને તે ન્હાની છોકરવન ઉમ્મરમાંથી વધીને સ્ત્રી-વેશમાં આવતી હતી તે વખતનો તેણીનો જવાંની ને જોબનનો બાહાર કંઇ એટલો બધો તો ખેંચાણકારક હતો કે ગમે એવી સ્થિતીનો કોઇ બી બાપ તે માટે જાંણે મગરૂરી માન્યા વિના રહીજ શકે નહિ. તે સીધી, પતલી અને ઉંચી એક તારૂણી હતી. તેના દેખાવમાં તેણીની આટલી રંક સ્થિતી ને ગરીબાઈ છતાં એક તોર અને દમામ બીલકુલ મોટે ઘરનોજ નજરે આવતો હતો, જે જાણે ઉંચ ખાન-દાનના ઓઘે ઉતરી આવેલા તેના એક વારસાની સ્વભાવિક તાસીર હતી. તેના બાલ કમ્મર તક વીખરાઇ પડે એવા બરાવદાર, લાંબા, કાલા અને ઝગકતા હતા. તેની આંખ કોલી અને ખરેખરી ચતુરાઇનોજ અભ્યાસ કરાવે એવી અતીઘણી તેજસ્વિ હતી. ગાલ આસુદા અને ભરેલા હતા, જે તેણી જે ગરીબાઇ અને કંગાલ્યત વચ્ચે ઉધરી હતી તે તરફ જોતાં એક અજાયબી હતી; અને જયારે તે પરવાલાં સમાન લાલ હોઠ ખુલ્લા કરીને તે હસ્તી ત્યારે બેકીમતી મોતીની રોનકથી ગોઠવાયલા દુધ સરખા હારબંધ સફેદ દાંતોની ખુબસુરતી તે બંને ગાલોમાં પડતા મનોહર ખાડા-ઓ સાથે જાણે હરીફાઇમાં ઉતરતી! વળી તે બંને મીઠા પ્યારા હોઠોમાંના

નીચલા હોઠપર એક ઘણોજ ખુબસુરત તલ હતો, કે જે જાણે તે બંને પ્યારા હોઠોને અજબજેવી હદ સુધી વધારે દીલકસ દેખાડતો હતો. તેની ગરદન હંસ જેવી ઉંચી અને મરોડદાર હતી, અને, સામટી રીતે, તે નાજનીન એક જોવાજોગ સુંદરતા માત્ર હતી.

---

## પ્રકરણ ૨ જું.

તેનું નાહાનું પણ મધુરું નામ "નીના" હતું, અને એવી એક મધુરીને ગરીબાઇમાં અવતાં મેલતી અને કંગાલ્યતના હાલહવાલ પોશાકમાં—ફક્ત દીલ ઢાંકવાની હદ સુધી—સજ્જ થયલી જોવી તે હેતવંતા બાપ માટે કેવળ દુ:ખકારક હતું. એક કરોડપતી બપાવાની તે એકનીએક દીકરી—ઓક્ષફર્ડ અને ઇટનની પંકાયલી પાઠશાળાઓમાં કેળવણી પામેલા બાપનું તે એકનુંએક ફરજંદ—અફસોસ કે કેવી અવદશા વચ્ચે ઉછરવા ને મોટું થવા પામતું હતું!

રાંધવા પકાવવાનું તે પોતાને હાથે કરતી તે તો કોઇ તાજ્જુબી નહિ હતી. એ તો અબળાઓ માટે ખાસકરીને એક હોનર છે, કે જેથી પોતાની બેટીઓને બીનમાહીતગાર અને નાવાકેફ રાખવાવાલાં માબાપો એક ઘણી ગંભીર ને હેમક ભુલનાં જવાબદાર લેખાવાં ઘટે: પણ ગરીબ નીનાને તો એ ઉપરાંત પોતાનાં કપડાંચપડાં વટીક પોતાને હાથેજ ધોઇ લેવાં પડતાં, અને એ મુજબ ઘેરનું દરેક હલકામાંહલકું કામ ને લડૂરું પણ તે એકલીનેજ શીર અને તે એકલીનેજ ફાલે આવ્યું હતું, જે જોતાં તે હેતવંતા બાપની આંખમાં બાજે વખત ખુંન આવતું! તેણે કાકલુદીભરી વિનંતીઓ એકથી અનેક વખત લખીને તે સંગદીલ ડોસા ઉપર રવાના કરી હતી અને તે ફુલ બચ્ચાંને ખાતર તેની દયા માંગી લીધી હતી, પણ તેમાંથી એક બી કાગળ તેણે સ્વિકારયો કે વાંચ્યો ન હતો. તે બધા દસ્તાવેજ તેણે એમના એમ તે લખનાર પર પાછા ફેરવ્યા હતા, અને ત્યારે ગરીબ નીનાને એ તેનાં મોટાં દુ:ખમાંથી રીહાઇ આપવાનો એકજ રસ્તો તે તેનું પોતાનું મરણ હતું. તે, એટલા-વાસ્તે, ખરાં દીલથી મોહત માંગતો હતો. તેની તદન ખાત્રી હતી કે તેના મુવા પછીજ તેનો તે સંગદીલ બાપ ન્હાની નીનાને પોતાનાં સ્વાધી-નમાં લેશે, અને, તેથી, નીનાનાં સુખ સારૂ તે હેતવંતો વાલીદ મરવા

તૈયાર હતો, અને દયાલુ ખુદાએ જાણે તેની એ રોજની અરજ ને કાકલુદી સાંભળી અને સ્વિકારી હોય તેમ આપણે આ વારતાની શરૂઆતમાં વાંચી આવ્યાં તે રવેસે કમબખ્ત મારટીન ભર જવાંન ઉંમરે હાલમાં મરવા સુતો હતો! તેનો બાપ તેના પોતાના મરવા પછીથી પણ તેની જવાંનીના ગુનાહ યા શરકશીનું વેર તે નિર્દોષ બચ્ચાં પર લેવાનું ચાલુજ રાખશે એમ તો તેણે ધારયુંજ નહિ, અને વળી બચ્ચું બી એવું કે જેની ખુબસુરતીનો મુકાબ્લોજ મળવો મુશ્કીલ ને માહલ હતો!

અને મારટીન મરવા સુતો હતો! ડાકટર તે સાંહજે છેલ્લો આવી ગયો હતો, અને તે કાહેલી બિમાર તે રાત નહિ કાહડવાનું ખાતરીપુર્વક નીનાને કહી ગયો હતો.

તે એકલો તે અરધા અંધારા ન્હાના સાંકડા ઓરડામાં એક ખાટલી પર પડગો હતો. તેની આસપાસ ન્હાની નીના સિવાય બીજું કોઇ ન હતું, કે જ્યારે નીના તો આ ગજબ સાંમે બીલકુલ હીંમત હારી જઇને હોસફરામોશ, બેઅખત્યાર તોપણ ખામોસ, તે મરનારનાં પાસાંમાં બેસીને રડયા કરતી હતી. તે સાત મજલાની એક મોટી ચાલી હતી, પણ તેમાં વસનારાવાલાંઓ બધાં અધર્મી, અજ્ઞાન, છેકજ ઉતરતા વર્ગનાં અને કુછંદી હતાં, અને એવી સોસાયટીથી નીના જેવી એક પરીસુરત રૂપસુંદરીને બચાવવાને મારટીને વરસો તક ખરેખરો પરીશ્રમ આદરયો હતો. તેણીને કોઇની બી સાથે ઓલખાણ પાડવા કે હોઠ ઉંધાડીને વાત વટીક કરવાનો તેનો હુકમ ન હતો, અને એ બીલકુલ અછોતછો હાલતમાં તે બાપ બેટી રહેલાં હતાં તેનાં પરીણામમાં હાલમાં મારટીનની છેલ્લી ઘડીએ તેને મદદ કરનારૂં કે જોનારૂં ન્હાની નીના સિવાય ત્યાં બીજું કોઇ હતું નહિ.

એવામાં બાહારના તે મોટા બાગાં ભરતાં જેવા દાદર ઉપર થઇને કોઇનાં ભારી પગલાં તેણીના ઓરડા તરફ આવતાં સંભળાયાં, ને નીના ચમકી ઉઠી.

તેણીએ બારણાં આગળ જઇને બારણું ઉઘાડયું અને જોયું તો તે ઘરવાલાનું ભાડું ઉગરાવનાર મુકાદમ હતો.

"કમરે પોરી, હવે આજે બી તહારે ભાડું આપવુંછ કે નહિ?" તેણે આવતાં સાથે સખ્તાઇથી તકાજો કર્યો.

નીનાએ તેને બે હાથે પગે લાગીને ઇસારતથી તરત ચુપ કર્યો, અને પછી બાજુમાં એક ન્હાની ચાલ જેવો પૅસેજ હતો તે તરફ તે તેને તેડી ગઇ

"મારી પાસે કંઇજ નથી," તેણીએ ધસાંધસ રડીને કહ્યું—કે જ્યારે પેલો તુમાખી મુકાદમ ટોપી અરધાં માથાં તક ઉંચી ચઢાવી દઇ અદબ વાલીને જાણે શું એક હુશયારી મારતો હોય તેમ તેની સાંમે લાહેરીભરયા દમામથી ઉભો હતો; "મારા પપા બિચારા મરી જાયછ, અને ડાકટર કેહી ગીયાછ કે આજની એવણની રાત નહિજ જશે."

"હુશયારીમાં છે કે?"

"ઘણીજ થોડી," નીનાએ ઘણી ગમખારીથી રડતાં રડતાં કહયું. "ખોદાને વાસ્તે હમણાં અહીં તેથી કાંઇ ગરબર ના કરો. એવણ પોતાની છેલ્લી ઘરીઓમાં મારે વાસ્તે વધારે થથરી જશે."

"ત્યારે પછીથી વરી તું અમારૂં એ દેવું કાંહથી આપવાની છે જે?"

"મારી આય જે ટેબલ ખુરસી ને થોડું હાલહવાલ ફરનીચર છે તે બધું વેચીસાટીને હું તમારૂં ભાડું ભરી આપશ," નીનાએ મીનતજારીથી માંગી લીધું—અને તે સાંભળતાં તે માંગનાર જરીક ઠંડો પડેલો જણાયો.

"વૅલ, હું મારી તરફથી એવે વખતે ખાસકરીને કશું દબાણ ચલાવા માંગતો નથી," તેણે ઠંડો પડી જતાં રહેજ નરમીથી કહયું. "હું તો ચીઠ્ઠીનો ચાકર. ફરમાવેલો બંદો. બુઢાને કેથી ખબર પરી ગેઇછ કે ત્હારો બાપ જે વખત જાયછ તેમાં અતરેથી ઉડાંગરી કરી જવાનો છે, ને તેથી તે વધતો ગભરાયો, ને મને તેરાવી મંગાવીને એકદમ અત્રે તકાજો કરવા તેણે મોકલી આપ્યો. તે જબરો ખાધરો છે. તેની પાસે લખ્ખો છે પણ એવા બે પાંચ ડુબી જાય તે બી તેને મન તો પાહાડ ગબરી આવે તેવો ગજબ છે એટલે હું નાચાર છેઉં."

"તોબી હાલ તો તમે તેને જરા સમજાવીને થોભાવી શકશો?" નીનાએ વધતા કાલાવાલાથી માંગી લીધું.

"હું મારૂં બનતું કરશ," તેણે કાંઇક નરમાશથી જવાબ કર્યો,—અને નીનાને દુસ્કે દુસ્કે રડતી જોઇને વધતી ઓછી દીલસોજીથી વધાર્યું,

"ના રડ, છોકરી; એમાં રડવા જેવું શું છે? એવાં દુઃખીઓ મુવેલાંજ ભલાં. અહિ બિચારો ઢકેલા પછારાથી બી પોતાનું પેટપુરૂં પેદા નહિ કરે તો એવી દલદેસરીમાં તે જીવેલોજ કામનોજ શું હતો? વાસ્તે જવા દે એ વાત.—વારૂં, કંઈ હોઠ ભીજવવાનું છે કે?"

નીના આવા જીવસતોસત વખતે તે નાતરસે કરેલી એ માંગણીથી દધાઇ ગઇ, પણ આવા સંજોગો વચ્ચે તેને રાજી રાખવાનું તદન જરૂરનું હોવાથી પોતાનાં આંસુઓ નુંછી નાંખી તેણીએ નરમીથી જવાબ કર્યો, "હા, મારાં થોડાંક કપડાંચપડાં ગીરવી મેલીને પપાને વરે હું થોરો બ્રાંડી લેઇ આવીતી તે એવણુના ઉપયોગમાં તો આયોજ નથી, ને એમનો એમ છે. હું તે લઇ આઉં."

તે ગઇ, અને એક મિનીટમાં એક બાટલી અને એક ગ્લાસ સાથે પાછી ફરી; પણ ગ્લાસનું તો કામ પડયુંજ નહિ. તે દારૂ તે કમનસીબ બિમારને વાસ્તે કેવી મુશ્કીલથી ને કેવા સંજોગો વચ્ચે તે સુંદરીએ મેલવ્યો હતો તેનો દયાથી જરા બી ખ્યાલ કર્યા વગર તે છાકટા બદમાશે અધીરો પડી તે પ્યારા હાથોમાંથી તે બાટલી ઝુટવી લીધી, અને પછી એમનો એમ કાચોજ તે ઓટી ગયો; પણ આથી તેને તે ગરીબ છોકરી પર દયા એકદમ જાસ્તીજ આવી.

"તું નિરાંત કરજે," તેણે રૂમાલ કાઢી મોહું નુછતાં ખાતરી આપી. "તું જાંહાંવેર ભાડું આપી શકે તાંહાંવેર હું તુંને સતાવશ નહિ, ને પેલા ઢાંખરાને તરેહવાર બાહણાંઓ આપીને ઉમેદમાં નચાવ્યા કરશ: વારૂં પણ પછીથી—અહીં બધું ખલાસ થઇ રેહશે ત્યારબાદ તેં કાંહાં જવા ધારયુંચ?"

"ખુદા જાણે; હું કંઇજ જાણુતી નથી. મેં તો બધું ખોદાને સોંપ્યુંછ," તેણીએ ઉંડી ગમખારીથી આંસુઓનો પાછો એક દરયાવ રડીને જવાબ કર્યો.

"ત્હારાં સગાંવ્હાલાં કે દોસ્તઆસના કોઇ નથી?"

"કોઇજ નહિ," નીનાએ જવાબ કર્યો. "એક મારા બપાવા ઈંગ્લાંડમાં છે. તેવણુ એમ તો કરોડોપતી છે. મારા પપા કહેછ કે બધી બેંકોના ને રેલવેઓના આગેવાન શેરહોલડર છે, અને બેશુમાર બોંડ, સરકારી કાગળ્યાં અને કીંમતી મીલકતોના માલેક છે, પણ મારા બાવા

સાથે બેઅનાવ હોવાથી અમોને છેલ્લાં વીસ વરસથી તેવણે તદન નિવારી મેલેલાં છે."

"એ વાત ખરી હોવી જોઇએ," પેલાએ દારૂથી બેહક બેહક થતું મોઢું મચમચાવતાં કહ્યું. "આય ચેલીમાં જે આખાં શહેરનો અજીઠો કચરો રહેછ તેમાંનાં તમે બેઉ બાપ દીકરી નથી એમ મારી તો પહેલે-થીજ ખાતરી થઇ હતી. હું તો સારાં નરસાં લોહીનાં આદમીઓને જોતાંની સાથે પકરી આપું ! એ બાબદની મને કુનેહ ને આવડ ઘણી છે. હું પોતે બી મોટો ખાન્દાની આદમી છેઉં."—અને નીનાને પોતાના બાપ આગલ પાછી દોડી જવાને વાસ્તે દેખીતી રીતે અધીરી પડેલી જોઇને પોતાનાં એ "નામીચાં" ખાન્દાનની કાંહણી એકદમ ટુકી કરી નાંખતાં તેણે વધારયું, "વૅલ, વૅલ, હાલ તો તું જા ને મેં કહ્યું તેમ નિરાંત કર."—અને એમ કહીને તે લપેરા ખાતો દાદર ઉતરી ગયો, કે જ્યારે બીજા હાથપર ગરીબ નીના દુઃખી દેમાગ સાથે પોતાના મરવા સુતેલા બાપનાં સેવટનાં બીછાણું કને પાછી ફરી.

"એ બાહાર કોણ હતું ? તું કોણ સાથે વાત કરતીતી, નીના ?" તે મરવા સુતેલા આદમીએ તેણી જ્યારે તે ઓરડામાં પાછી ફરી ત્યારે દબાતા સાદે પુછ્યું.

"ઘેરવારાનો મુકાદમ હતો, પપા," નીનાએ સાદાઇથી જવાબ કર્યો.

"શું કહેતોતો ?"

"ફક્ત ઘેરવારા તરફથી તમારી ખબર પુછવા આયોતો," નીનાએ જુઠું કહ્યું. તે પોતાના વ્હાલા વાલીદને મરતી વખતે કશુંજ દુઃખ આપવા ચાહતી ન હતી. તે બાડાંની ઉઘરાંણીએ આવ્યો હતો એમ સાંભળીને પોતાની છેલ્લી ઘડીઓમાં તે તેણીને માટે ફકરમંદ બને તે થયલું જોવા તે મુતલગ ચાહતી ન હતી.

તે બાપ એ પછી પાછો ચુપ થયો, અને તે એટલું બોલ્યો તેની થાક અથવા અસરથી હોય તેમ તેને ખાંસાની એક મજબુત ને મોટી ગુચ્છ આવી, જેથી તે વધારે નિસોસ થયલો ને થાકેલો બિછાણાંમાં ચુપ પડયો.

હવે રાત થઇ, અને નીના તે ઓરડામાં એક ઝીણી આંચની બતી સળગાવીને બિમારનાં બિછાણાં આગલ દુઃખદાયક વમાસણો વચ્ચે એકલી બેસી રહી.

તે બિમાર મુંગે મોંઢે પોતાનું દુઃખ ખમ્યો જતો હતો. પોતાનું એકલું પડેલું બચ્ચું ગભરાય નહિ માટે દુઃખદરદનો એક બી નિસાસો તે નાંખતો નહિ, અથવા દુઃખ નહિ ખમાવાની એક બી ફરયાદ કરતો નહિ. નીના વખતોવખત તેને દુધ અને દવા આપવા તેને પુકારતી નહિ ત્યાંતક તે પોતાનાં બચ્ચાં સાથે હોઠ ઉઘાડીને એક વાત વટીક હવે કરતો નહિ. તેણે દુન્યા પોતાને મનથી અકારી કરી મેલી હતી, અને તે શાંતી સાથે જેમ બને તેમ જલદી મરી જવા ચાહતો હતો.

છેક રાત્રે નવ વાગે ડાકટર પાછો આવ્યો. તે મ્યુનીસિપલ ડાકટર હતો, અને સરકારી ખરચે આ કીસમનાં લાચાર અને મુફલીસ ગરીબોને ત્યાંથી તેડું આવતાં તેમને ત્યાં જઇને મુફત સલ્લાહ અને દવા આપવાનો તેનો અધિકાર હતો. તે ન્યુયૉર્કમાં ચાલતો આવતો એક રીવાજ હતો. ગરમીની મોસમમાં બિમારી જોસથી ફાટી નિકળતી, અને મુફલીસ હલીદ્રો સેંહેકડોની સંખ્યામાં કુતરાંને મોહતે મરી જતાં, વાસ્તે મ્યુનીસિપાલીટીએ એટલી સંભાળ લેવાનો કાયદો પસાર થયો હતો.

હાલ તેજ સખ્ત ગરમી અને સખ્ત બિમારીની મોસમ ચાલતી હતી, અને એવા અધિકાર માંહેલા ડાકટરોમાંના એકના હવાલામાં મારટીન ચૅસ્ટર મેળાયલો હતો. તે તબીબ તેને બપોરે જોઇ ગયો હતો, અને વળી હાલમાં રાત્રે નવ વાગે તેની પાછી ખબર લેવા પાછો આવ્યો હતો.

"બિચારો ઘણો જલદી પાસ થતો જાયછ," તે તબીબે તેની નાડ હાર્ટ વિગેરે તપાસીને અધીરી પડેલી નીનાના કાનપર પડી કહ્યું. "આખી રાત એની એમ ને એમ જવાની નથી. એમ ને એમ શાંતીમાંજ બિચારો આખર થશે."

"તમે કલાક બે કલાક પછી પાછા ખબર લેવા આવશો?" નીનાએ હાથ જોડીને માંગી લેવાની ઢપે પુછ્યું.

'મારૂં આવવાનું હવે કશીજ રીતે કામ આવે એમ નથી, છોકરી," તે તબીબે તદનજ નિરાસા ઉપજાવનારો જબાબ કર્યો. "હવે દવાદારૂ કાંઈ બી મદદ કરી શકે એમ છેજ નહિ. હવે તો જે છે તે એ. ખુદાપર સબર માનજે ને હીંમત રાખજે.'—અને તે ચાલ્યો ગયો

## પ્રકરણ ૩ જું.

તે (ડાકટર) આ બાપ બેટીના સંબંધની આગલી પાછલી કશીજ જાણતો નહિ હતો. જાણુતે તો કદાપી માનતે પણ નહિ. અમેરીકનો મોટા તોપચી ને ગપ્પીદાસ હોય છે, માટે એક કરોડપતી બાપ બપાવો હસ્તીમાં હોવાની તેમની કેફયત તે તબીબ કદી ખરી તરીકે સ્વિકારી કે માની શકતે નહિ. માનતે તો સારૂંજ થતે. તે એ વાત જાણુતે ને માનતે તો કોઇ લાયક ઠેકાણુંઓમાં ભરભલામણુ ચલાવતે, અને તે મરનારને નહિ તો મરનારની એકલી પડેલી બેટીને કોઇની દયાની ઓથ અપાવતે; પણ અફસોસ કે તેવું કશુંજ થયું નહિ. આવી કીઝમનાં મોહત તે બાજુએ જમા થયલા શેહેરના કચરાકુતા વચ્ચે તેને એટલાં ઉપરાસાપરી જોવાનાં ને અનુભવવાનાં હતાં કે તેની છાતી એવા દેખાવોના સંબંધમાં પુરતી જાડી થયલી હોવાથી તેને એવો ખ્યાલ કશો બરપા થઇ શકયો નહિ, અને તેણે, તેથી, તે બાબે પુછપરછ કશી કરી નહિ. તેણે આવતાં સાથે ફકત એટલુંજ જોઇ લીધું હતું કે કેસ બીલકુલ જોખમનો હતો, અને દરદી બચે તેવું હતુંજ નહિ. એટલામાટે તેણે ફકત એવી દવા આપવી જારી કરી હતી કે જેથી તે બિચારો શાંતી સાથે આખર થાય !

છેક રાત્રે અગ્યાર વાગે નીના ઉઠીને બારી આગલ આવી. રાત છેક ભયભીત હદ સુધી ડરામણી અને એકાંત હતી, અને તે મરતા સુતેલા બિમારનો શ્વાસોશ્વાસ કેટલો વખતથી વધતાં જોરથી ચાલતો હતો તે સિવાય તે ઓરડામાં આસપાસ સઘળું ભયાનક હદ સુધી શાંત અને ચુપ હતું !

નીનાએ તે સાતમા મજલાની બારીએથી અરધુંઅરધ બાહાર ઝોકાવીને નિચે રસ્તામાં ડોકાવ્યું. આખી ચાલીનું લોક બબરીને ત્યાં બાહાર નિચે રસ્તામાં ઉતરી પડયું હતું. સખ્ત ગરમીના બાએસથી ઘરમાં કોઇ સુઇ શકતું ન હતું, અને બૈરાં માટીડાનાં ટોલેટોલાં પગઠી-ઓપર અને રસ્તાપર વેરવાર પડેલાં ઉપરથી એક તડાકે નજરે આવતાં હતાં.

તે એક કમકમાતની કંપારી પેદા કરે એવો નિર્લજ દેખાવ હતો. ચંદ્ર પુર બાહારમાં પ્રકાશતો હોવાથી નિચેનો તે એબલગામણો ચિતાર

સાતમા મજલાની તે આકાશી ઉંચાઇથી વટીક ગરીબ નીના નિહાળી અને જોઇ શકતી હતી.

હવા તદનજ પડી ગયલી હતી. ઝાડનું એક પાંદડું પણ હિલતું ન હતું. રાત શિથીલ અને શાંત હતી. રડતાં રડતાં તેનાં દુઃખવા માંડેલાં માથાંને કે સુજી આવેલી આંખોને રાહાત આપવા માટે એક ધીમી લેહકી વટીક આવતી ન હતી. ફક્ત નિચેની બનબન થતી ગટરોમાંથી અને કચકચ થતા કચરાના પેટારાઓમાંથી સખ્ત ગરમીને લીધે મોટા ગંધારાની દુર્ગંધ ઉપર તક ખેંચાઇ આવતી હતી, અને તેવા નજીસાત વચ્ચે અરધાં નાગાં બેમહલાજ બૈરાં માટીડાનાં ટોલેટોલાં વાત કરતાં, મોટે સાદે હરતાં બોલતાં, કજ્યો કરીને મરાતાં પીખાતાં, અથવા તો નિડર ખાબ કરતાં પડેલાં હતાં.

તે આખું ધામ ગંધીલી ગલીચીનું અને તે બધો દેખાવ ખરેખરી કંગાલ્યતનો હતો. ગરમીના સબબે કોઇ પોતાના હાથમાંની ફાટીતુટી ટોપીઓથી હવા ખાતું, તો કોઇ કોહેલાં કેળનાં પાતરાંથી અથવા પોતાના દીલમાંના ચીટડેહાલ ફ્રોકો ઉચકીને પોતાને પંખો કરતું હતું. તેઓમાં એકમેકને માટે અદબ કે મહલાજા જેવું તો કશુંજ હતું નહિ. ગટરોની લગોલગ ઉંધાડી છાતીએ પર પુરૂષોની સમક્ષ ધાવતાં બચ્ચાંઓને લઇને ધવાડતી જવાંન માતાઓ લગભગ નગ્ન સ્થિનીમાં બેબાક પડેલી દેખાતી હતી, અને સુંદર નીના એ બધું શરમભરેલું બેમહલાજાપણું જોતાં પોતાનાં પ્રમાણીક જીગરનાં છેક અંતર સુધી કમકમયા વના રહી શકી નહિ.

તે કમકમીને અંદર હડી ગઇ. એવાં તેનાં સાથીઓ અને એવો તેનો પડોશ હતો, અને તેવાંઓ સાથે ઓળખાંણ નહિ કરવા દેવાનો તે વહાલા બાપનો દુરઅંદેશ તે અભાગની છોકરી આ એકાંત રાત્રીએ પણ પોતાનાં મનથી વખાણ્યા વના રહી શકી નહિ.

એવામાં બાજુમાંની ખાટલીપર પડેલા બિમારનાં ગલાંમાંથી કંઇ અજમજેવો અવાજ થયો, અને નીના ધ્રુજતી લખલખતી તે તરફ દોડી ગઇ. તે ગરીબ બિમારનો જીવ ગભરાતો હતો. તે છેલ્લી તાણુતોડ કરતો હતો, અને બીહકેલી નીનાએ "ઓ બાપ! મારા બાપ!" કરી પુકારતાં તરત તેનું માથું ઉંચકીને પોતાની જવાંન છાતીપર ટેકાવ્યું,

અને અફસોસ—બીજીજ પલે સઘળું ખલ્લાસ થઇ ગયું ! કરોડપતી બાપનો તે હીણાયલો તજાયલો એકપુરો બેટો દુન્યાનાં આ એક દુરનાં ખુંણામાં, ફકત કજાત લોકથી વસાયલી એક ગરીબ ચેલીનાં ઉપલાં એકાંતમાં, પોતાની એકનીએક બેટીની છાતી ઉપર મરીને મોહતનો મીઠો કરાર પામ્યો !

મીઠો કરાર ? હા, મીઠો કરાર ! જેઓ જીંદગીમાં પુરતાં દુઃખી છે અને જીવવાને માટે નારાજ કે નાસબર છે તેઓને માટે મોહત જેવો મીઠો કરારજ ક્યાં છે ? એવાં જેઓ મરે છે તેઓ જીવે છે; બાકી એવાં જીવેલાંઓ તો મુવેલાંથી બી બદતર છે. તેવાં દુઃખીઓને મોહત ખરેખર કેટલું પ્રિય હોય છે તે એ દુઃખીઓજ કહી શકે, અને મોહત એવાંઓ માટે એક ખરેખરો મીઠો કરાર છે એ, તેથી, બીલકુલ બેતકરાર સાચી વાત છે.

"તું તારા બપાવા પાસે જજે," તે મરનારે આગલી સાંહજે પોતાનાં વ્હાલાં ફરજંદને પેટમાં ચાંપીને કહ્યું હતું. તે પોતાનો અંત નજીક આવેલો સમજી ગયો હતો, અને પોતાનાં બચ્ચાંની એકલવાઇ હાલત માટે પુરતો ફકરમંદ થયો હતો. એટલામાટે તેના મુવા કેડે તે બચ્ચાંએ શું કરવું તે મરવા આગમચ આગલી સાંહજે પોતાની બેટીને મારટીન ચેસ્ટર સમજાવીને કહી ગયો હતો.

"તું તારા બપાવા પાસે જજે," તેણે કહયું હતું. "તું મારી એક નમુનેદાર દીકરી ઉધરેલી છે એમ તે ડોસાને જાણવા દેજે. તેનું નામ નિશાન ને ઠરઠેકાણું વિગતવારે મેં લખીને મારી નાધલી રાઇટીંગ ડૅસ્કમાં રાખેલું છે. તેને કેહજે કે તમે તમારા દીકરાપર તો એક જીંદગી ભરનું વેર લીધું, પણ હવે તારીપર તો તે ખુદા ખાતર દયા કરે. તે તુંને એકલી રહેવા દેવા જેવું ખવીસપણું કરી શકશે નહિ, અને મારા મરવાથી તું મારૂં ગાયગોલાબ જેવું ફરજંદ ઓર બી સુખીજ થશે એવી મને પુરેપુરી ખાતરી છે."—અને મારટીનનો જીવ ગયો ત્યારે એ બોલો દુઃખી નીનાના કાનમાં ઉપરાસાપરી પાછા અને પાછા વાગતા રહયા !

તે બાળકીએ મોહત કદી આ આગમચ જોયું, જાણ્યું કે અનુભવ્યું ન હતું, પણ સાદી સમજથી તેનો બાપ તદન આખર થયલો હોવાનું તે પામી ગઇ, અને તે પોતાની છાતી ઉપરનાં જીવ વગરનાં માથાંપર પોતાનું દુઃખી માથું નમાવી તે રડતી બાળાએ હદ વનાનું કલ્પાંત કર્યું.

તેની બાળ્યાવસ્થા, તેની બચગી, તેનું છોકરવણુપણું અને તેનું જીવેલા જેની પાક પનાહ ને પવિત્ર ઓથમાં અત્યાર તક ગુજરયાં હતાં તે પોતે આખરે તેને રડાવી રવડાવી સદાનો અત્રેથી ચાલ્યો ગયો હતો। તે બિચારીને હવે કોઇની ઓથ કે કોઇની પનાહ ન હતી. આ બોહોળી દુન્યામાં તે નાચાર, નિરાધાર—કોઇની બી પનાહ કે ઓથ વગરની એકલી અને એક બી દિવસ જોગા ખરચપાણી વગરની નિર્ધન ફસી પડી હતી; અને અરે, ખુદા સિવાય હવે તેને માથે ત્યારે કોણ હતું?

તેણીએ તે લાશને પાછી બિછાણુંમાં સુવાડી, અને તે પર એક ફાટી તુટી ચાદર ઓઢાડી. તે આ હરીહાક એકાંત ઓરડામાં એક શબ સાથે એકલી હતી, પણ જરા બી બીહધી નહિ. તેણે આખી જીંદગી તક પોતાના બાપમાં એક બી એબ જોઇ ન હતી, અને તેથી એવો નેક અને ખુદાઈ રાહે ચાલનારો વ્હાલો વાલીદ મરીને બેહસ્તના ફિરેસ્તાઓમાં મલી ગયો હતો એમ માનવાને તે બીલકુલ વહેમ કરતી ન હતી, અને એ તેના નેકીભરયા ખ્યાલથી તેને પોતાને કાંઇ અજબજેવી હીંમત ને ધીરજ મળી.

નિચેની પગઠીઓપર જમા થયલાં નજીસ લોકોનાં તાહેલાંટપ્પા અને કજ્યાકંકાસની ગડબડસડબડના અવાજો અવારનવાર તેને કાને હજી બી આવ્યા કરતા હતા, અને તે પણ આ બીહીધરાવનારાં એકાંતમાં તેને હીંમત આપવાને પુરતું હતું. તે રડતી રડતી એક બાગીતુટી ઇઝીચૅરમાં બેઠી, અને ઘણી ઠાકી ગયલી ને રંજ પાંમેલી હોવાથી ખુદાની બેહદ દયા વચ્ચે જલદીથી ઉંઘાઇ ગઇ; અને સ્વપનામાં બી તેણે એમજ જોયું કે તેનો હેતરંતો બાપ જે તેની બોરદુમાં લાશ થઇ પડયો હતો તે હજી જેવી ને તેવી ખંત, વ્હાલ અને કાળજીથી તેની ચોકી અને પાસબાની કરતો રહયો હતો। એમજ છે. જેઓ નેકીની રાહે ચાલીને મરે છે તેઓ ફકત અરોધમાંજ મલી જાય છે, ને મરીને બી અતરેનાં જીવતાં વ્હાલાંઓની ફીરેસતાઇ પ્યારમાંજ પાસબાની કરે છે. એ અકકલમાં બેસતી આવતી વાત છે.

નીના એ પછી જ્યારે પાછી ઉઠી ને જાગી ત્યારે સહવાર ઘણી આગળ વધી ચુકી હતી, અને સુર્યનાં કિરણો તે મુવેલા બાપના ફિકકા ચેહરાપર બારી વાટેથી ઉતરી આવીને તે ચેહરાની અસ્ત પાંમી ચુકેલી

નુરાંની ટેકની રાખવામાં ગોયા મદદ કરતાં હતાં. એ દરમ્યાન જાગતાં સાથે પોતાની ભયભીત કમનસીબીનો તે નૌજવાંન નાજનીનને ખ્યાલ થયો, અને ત્યારે હવે શું કરવું અને કોણની મદદ માંગવી તેનાં ગંભીર વમાસણોમાં તે ઉતરી ગઇ. ગરીબ બિચારી તે! ઓ, શું એ બનવાજોગ ને માનવાજોગ હતું કે તે શીરછત્ર બાપ જેણે બાપ તેમજ માતા એ બંનેની ગરજ સારી હતી—જેણે તેને કાળજીથી ઉછેરીને હેતથી ઉધારી હતી—જેણે તેને હદ વનાનાં હેતથી ચાહી હતી, કેળવી હતી, નિતીમાન અને સદગુણી બનાવી હતી અને આ દલીદ્ર દુન્યાની લડત સારૂ દરેક રીતે તેને લાયક કીધી હતી તે તેને એમ હવે બીલકુલ અનાથ અને એકલી મુકીને સદા માટે ચાલતોજ થયો હતો? તેણીએ તે લાશની રૂબરૂ ઉભી રહીને તે સદાની બંધ થયલી આંખો તરફ મિનીટો તક ટકટક જોયા કીધું, કે જ્યારે અસંખ્ય આસુંઓ તેના ગોરા ગાલપરથી ગબડી પડતાં રહ્યાં હતાં!

છેલ્લે, જખમાયલાં જીગરે ને તુટેલાં દીલે એક ઉંડા હાય નિસોસા સાથે તે પછીથી તે ત્યાંથી ખસી ગઇ, અને થોડાંક ટંડાં પાણીથી હાથ-મોંહ ધોઇને થોડીક તાજગી પાંમી. તે પછીથી તે થોભી નહિ. નજ-દીક એ દિવસની તે બાળા ભુખી અને અપવાસી હતી, પણ એક ચાએનો ગોટ વટીક તેણે લીધો નહિ. તે વ્હાલા બાપની લાશની વ્યવસ્થાને લગતી જરૂરી ગોઠવણો થયા વગર આબોદાના તેને માટે અકારૂં અને જેહેર જેવું હતું! તેણીએ એક બે અગરબતીઓ જે તેની પાસે સારાં નસીબે મલી આવી તે સળગાવીને તે લાશની આજુબાજુ મેલી. એવી વખતે હવા ચોખ્ખી રાખવા માટે સુગંધીઓ જળાવવાની શાણપતમાં તે માનવવાલી હતી, પણ અરે અફસોસ, તે સુગંધીનું બળતણ ખરીદવા જોગાં બી તેની પાસ સાંધણ કે પૈસાજ ક્યાં હતાં?

તે એક તડાકે પોતાના નિર્ધન પોશાકમાં તૈયાર થઈ, અને પછી બારણાંને બાહારથી સાંકળ દઇને, રડમસ અને દુઃખી, સરસર દાદર પરથી નીચે ઉતરી ગઈ.

તે સાત મજલા ઉતરીને તે છેક ભોંયતળીએ આવી, કે જ્યાં એક ડોસીની દુકાંણ હતી. તે લાકડાંની ભારી, તેલ, તંબાકુ અને એવી એવી બધી ઘેરસંસારી સસતી સસતી ચીજો વેચવાવાલી હતી. ત્યાં મોંઘું લીએ કોણ ને ખરીદે કોણ? તે લત્તામાં રહેવાવાલાં બધાં, ઉપર કહેવા મુજબ,

તદન મુફલીસ અને કંગાલ હતાં, ને તે કંગાલ્યતને જવાબ કરતીજ આ એક દુકાંણુ હતી. નીના તે દુકાંણુની જાથુકની ઘરાક હતી, અને તેથી તે દુકાંણુવાલી ડોસી તેની દોસ્તદાર હતી. નીનાને, એટલામાટે, હાલમાં તેજ યાદ આવી હતી, ને તેનીજ મદદ ને આશરો સોહોધતી તે એમ ઉપરથી નિચે આવી હતી.

તે ડોસી સપોતે ને દપોતે હતી. તે બાજુનાં બધાંજ રહેવાવાલાં જેમ અરધાં ઉઘાડાં ફરવાવાલાં હતાં તે માંહેલોજ આ પણુ એક નાદર નમુનો હતો.

"ઓ મીસીસ ઓપહૅમ," નીના તેની આગળ જઇને ફસડાઇ પડતાં ને રડી દેતાં બોલી, "મારા પપા બિચારા મરી ગીયાછ! તમે મને કંઇ મદદ કરશો?"

"આવ, આવ, છોકરી, ગભરા ના; બેસ," મીસીસ ઓપહૅમે એ સાંભળી તેને ધીરજ આપતાં કહ્યું. તે એક ભેંસ જેવી જાડી ને કદાવર આંગની અબળા હતી. તેણીએ તે સહવારે તરતનીજ દુકાંણુ ખોલેલી હતી, અને સહવારના સકનમાં આ સનાનના સમાચાર તેને ઝાઝા ગમ્યા નહિ. એમ છતાં વધતી ઓછી બલાઇથી તેણીએ તેને સધ્યારો આપ્યો ને પુછ્યું, "ક્યારે મરી ગીયો જે?"

"રાતના મધરાને બિચારા ખલાસ થયા," નીનાએ તનબદનમાં ધ્રુજતાં જવાબ કર્યો.

"હાલની ગરમીજ એવી કાફર છે! ટપોટપ જાનવરો મરેછ તો આદમીના શા ભાર?" મીસીસ ઓપહૅમે કહ્યું, અને પછી 'મેરી અઢેલી મત ભુલ્યો' નો ખ્યાલ થતાં તરત વધાર્યું, "ક્યારે દાટવા ધારેલું છે? આજેજ કેની?"

"આજેજ?" નીનાએ કલવાઇને પુછ્યું.

"હા, જેમ જલદી થઇ જાય તેમ સારૂં," મીસીસ ઓપહૅમે જવાબ કર્યો. "આવા બિમારીના વખતમાં બૉર્ડ ઑફ હૅલ્થવાલાઓ બી લાશને ઘણા દાહાડા રાખવા દેવાની રજા આપતા નથી. એક દફન કરવાવાલો મારો દોસ્તદાર છે તેને તું કેહે તો હું બોલાઉં. મને બે પૈસા દલાલી મલશે ને હું તુંને દુવા દેવશ."

"પણ મારી પાસે કંઇ ખરચમાં આપવાના પૈસા નથી," નીનાએ ઉંડી ગમખારીથી કહ્યું,—અને તે સાંભળી મીસીસ ઓપહેંમની છાતી બેસી ગઇ. તેને ફીકરૂં નહિ થઇ આવ્યું તેજ એક અજાયબી હતી! તે થોડોક વાર વિચારમાં પડી. સાંપ બી મરે ને લાઠી બી નહિ તુટે એવી તરકીબથી તેણે કામ લેવાનું હતું. તેને તો કાંઇ બી કરીને આય મોહતમાંથી કમીશનના બે પૈસા પેદા કરવાના હતા!

"કંઇ તારાં વાસણકુસણ કે ફરફરનીચર હોશેની, છોકરી?" થોડોક વાર વિચાર કરીને તે ડોસીએ પુછ્યું—અને નીનાએ તરતજ તેને પોતાનાં વાસણોની અને જુજવી ફરનીચરની એક તપસીલ લખી આપી.

"એટલું તો ત્યારે ઠીક છે ને બસ છે," ને તપસીલ એક સપાટે વાંચી લઇને તે ડોસીએ કહ્યું. "જરીપુરાના સામાનનો લેવાવાલો મારો એક દોસ્તદાર છે તેને હું બપોરે લઇ આવશ, ને માંગેટાંગે એ બધો અસબાબ આપરે કાઢી નાંખશું."

તે પછી નીના સાથે તે ડોસી ઉપર આવી. નીનાને હીંમત કે સધ્યારો આપવા આવવા કરતાં તે ફરનીચર કે વાસણકુસણમાં કંઇ બી વજુદ હતું કે કેમ તે જોઇ લેવાની તે ડોસીની મતલબ વધારે હતી. તેમાં બી તેણે ચાસણીની ચાંસ મારવાની નૈયત હતી. એમથી અને તેમથી બેઉ બાજુથી તેને તો ખાવાનું હતું!

પણ તે નાઉમેદ થઇ. નીનાને ત્યાં ઘરસંસારી જે થોડો ઘણો સરસામાન હતો તે એટલો તો હાલહવાલ અને કંગાલ હતો કે ડોસીને એક ભપકામરેલી પાયદસ્ત બનાવવાનો, અને વળી પોતે તેમ કરીને સારૂં જેવું કમીશન ખાટવાનો જે લોભ હતો તે એટલાંની ઉપજથી બર આવે એમ નજરે આવ્યું નહિ.

---

## પ્રકરણ ૪ થું.

"કંઇ દમ નથી," તે ડોસીએ તે સામનસુમન જોઇ લીધા પછી કહ્યું; "નીના, તારા સરસામન ને વાસણકુસણમાં બરવુંછજ શું? એમાંથી તે ફ્રેંચ પૅાલીસનું કૅાફીન તું કેમ લેવાની ને કાલાં પીછના મોટા કાલા ઘોડા કેમ ભાડે મળવાના! બધું સસ્તું સસ્તું ને સાદું સાદુંજ આટોપી લેવું પડશે!"

"મારે ભપકો કરવોજ નથી," નીનાએ લગાર તીખાસથી જવાબ કરતાં કહ્યું; "ભપકો મારા બિચારા બાવાજીની લાશને શું કામ આવવાનો છે? હું ફક્ત એવણને સાદાઇથી અને માનથી કબરવાસ કરવા માગું છું."

"એ ઘણી ડાહાપણની વાત છે," ડોસીએ નાખતીથી કહ્યું. "એવી સાદી સાદી રીતે કામ લઇ શકાય એટલા પૈસા તો, મારી ખાતરી છે કે, મારો દોસ્ત જરીપુરાના આય બધા અરબાબના આપણને જરૂર આપશે, ને જો હું ધારૂંછ તેટલા પૈસા આવશે તો પછી આય બધી ગોઠવણ હું કરી શકશ."

"પૈસા મારા હાથમાં આવે તો ઘણું સારૂં, બલાં મીસીસ ઓપહૅમ," નીનાએ ગરીબાઇથી સુચવ્યું; "હું કરકસરથી કામ લેવશ, કેમજે મને તેમાંથીજ ચાર અઠવાડયાંનું ભાડું બી ચુકવવાનું છે."

"એમ હોય તો હું તારાં કામમાં માંથુ મારવાની નથી," મીસીસ ઓપહૅમે ગુસ્સામાં ધરડોક એકદમ ફફડાવી મુકીને કહ્યું; "વરી એવરૂં તે શું છે જે વાસી પરે ને કુતરા ખાય?"

"પણ ત્યારે ભાડાંનું કેમ?"

"ભાડું જાએ જાહનમમાં! ભાડું આપવુંજ જોઇએ શું!" મીસીસ ઓપહૅમે ગુસ્સો કર્યો; "કાંહા તે લુચ્છાને ખોટ આવવાની છે?"

નીના જવાબ કરી શકી નહિ. તેણીનાં પ્રમાણીક જીગરને આ અપ્રમાણીક અને બેઇજતીભરી સલાહ રૂચતી ન હતી, પણ આ એકજ ઠીકું હતું કે જેની મદદથી તે પોતાના મુરબ્બી બાપને કબરવાસ અપાવી શકે, અને ત્યારે તેવી એકને છેડી કે નારાજ કરી તે બિચારી કયાં જાય!

સહવારે નવ વાગે ડાકટર પાછો આવ્યો, અને તેણે લાશને તપાસીને મરણની સરેસ્તાની સરટીફીકેટ ચીત્રી આપી.

"લાશ ઘણો વખત રાખવાની તો નથી કેની?" તેણે તે પછી પુછયું.

"નહિ; અગ્યાર વાગતા સુધીમાં અમે ઠેકાણે પાડવાનાં છૈએ," નીનાએ આંખોમાં આંસું લાવી કહ્યું.

"ઘણી સખત ગરમીનો વખત પસંદ કર્યો," તે ડાકટરે ટીકા કર્યો. "તે વખતે કબ્રસ્તાનમાં તો નરી જાણે ભઠ્ઠી સળગેલી હોશે!"

"ગરમી કે શરદી હવે બિચારા મારા ગરીબ બાપને શું સતાવવાની છે ?" નીનાએ ઉંડી ગભખ્વારીથી કહ્યું—અને ડાકટરને તે છોકરીની અદા અને તેનો આ જવાબ કાંઈક ગમેલાં દેખાયાં, કેમકે આજે પેહલીજ વાર તેનું તેણીની તરફ ખાસકરીને ધ્યાન ખેંચાયું, અને તે ચાલીમાં વસ્વાત કરનારા કચરાકુટાને મળતીજ આ કોઈ છોકરી ન હતી એમ તેને પહેલીજ વાર લાગ્યું.

"તું ઘણી હીંમત હારી ગયેલી લાગેછ," તેણે કાંઇક દીલસોજીથી કહયું. "હું ત્હારે વાસ્તે થોડીક શકતીની દવા મોકળશ તે એક બે ડોઝ લેજે. હું જે ગરમીને વાસ્તે બોલ્યો તે કંઇ ત્હારા બાપને વાસ્તે નહિ, પણ ત્હારે વાસ્તે; તું કબ્રસ્તાન સુધી જવાની છે કેની ?"

"બચ્ચીતજ," નીનાએ મોટા જુસ્સાથી કહયું.

"ત્યારે તું બેશક બિમાર થશે," તે ડાકટરે કહયું. "તું જઇને તારા બાપને શું મદદ થવાની છે ? લુ બુ લાગી જશે તો ઉલટી હેરાન થશે !"

નીનાએ કશો જવાબ કરયો નહીં.

"હું એ હંબગની વિરૂધ છું," તે ડાકટરે જારી રાખ્યું. "એ લાશની પુંઠે જવાનું ને ભપકાભરેલી પાયદસ્તો કાઢવાનું ખરેખર શરમભરેલું છે."

"ભપકાની હું હિમાયતી નથી, ડૉકટર," નીનાએ ગરીબાઇથી જવાબ કર્યો;—અને ડાકટર ખભાં હીલવી તેને વાસ્તે માઠો કરતાં કાંઇક સારો વિચાર વધારે લઇને ત્યાંથી ચાલતો થવા ગયો, પણ તેજ વખતે ઓરડાનું ફરનીચર મજુરો લઇ જવા આવ્યા હતા તે જોઇને તે થોભ્યો.

"શું આએ બધું તારૂં વેચીસાટીને તારા બાપની પાયદસ્ત તું બનાવવાની છે, છોકરી !" તેણે તાજુબીમાં પુછ્યું.

"હું શું કરૂં ?" નીનાએ ઘણાં દુઃખથી જવાબ કર્યો; "અત્રેનાં તંદરોસ્તી ખાતાંને હું અપીલ કરૂં અને ઢેડને હાથ વગર ખરચે મારા ગરીબ બાપની લાશ ઠેકાણે પારવામાં આવે તે ખ્યાલ હું ખમી શકતી નથી."

"હમબગ !" તે ડાકટરે ગુસ્સાથી જવાબ કર્યો. "તારી ગુંજાસ નહિ એટલે તારે એ કરવુંજ નહિ જોઇએ. એ રીતે પાયદસ્ત બનાવ્યા પછી તારી પાસે કેટલુંક બચશે ?"

"એક પઇ બી નહિ," નીનાએ ગમખ્વારીથી જવાબ કર્યો.

"એક પઇ બી નહિ ? એક પઈ બી નહિ ?" તે ડાકટરે પાછું અને પાછું ગુસ્સા અને તાજુબીમાં પુકારયું; "પછી ત્યારે તું શું કરશે ? તું કાંહાં જશે ? તારાં કોઇ સગાંવ્હાલાં છે ?"

"કોઇજ નથી," નીનાએ રડી દઇને કહ્યું; "હું કંઇ મારે વાસ્તે મજુરી કે કામકાજ પપાને કબરવાસ કરાવા પછી સોધી લેવશ."

તે ડાકટર કમકમ્યો. તેણીના ચેહેરામાં કાંઈ એવું ખાન્દાની ખમીર હતું, કંઇ એવી જાતનું જોતાં સાથેજ ગમે તેવું હતું કે તેને આ છોકરીના હાલપર ઘણી તરસ આવી.

"આએ લે," તેણે, તે ઉપરથી, પોતાના ખીસામાં હાથ નાંખીને પાંચ પાંચ ડોલરની બે નોટસ ખેંચી કાઢી તેણીને આપતાં કહ્યું; "વધારે આપી શકું એવી મારી હાલત નથી. તું કંઇ કામકાજ મેળવી શકે ત્યાંવેર એ દસ ડોલર તારા ખરચપાણીને વાસ્તે ચાલશે."

નીના ખંચાઈ.

ઓ, શું તે ભીખ લીએ ? શું આ કીસમે મુફતના ને હરામના પઇસા તે કબુલ રાખે ? તે ભીખ નહિ તો બીજું શું લેખાએ ?

"બેવકુફ છોકરી," તેને આનાકાની કરતી જોઇને તે ડાકટરે કાંઇક તીખાસથી કહ્યું, "તું દીવાની તો નથી થઇ? તું શું એમ ધારેછ કે તારા બાપને કબરવાસ કરવા પછી તુંને તરતજ કામ મળી જશે ? તું કહેછ તેમ જો એક પઇ બી તારી પાસે બચવાની નહિ હોય તો તારૂં થાયજ શું ? વાસ્તે લે !"

નીનાએ, ત્યારે, તે બંને નોટો લીધી. તે ડાકટરની તકરાર ને સલ્લાહનું વાસ્તવિકપણું તેણીએ એકદમ જોઇ લીધું અને મનથી તેમજ માનથી સ્વિકારયું; પણ તે લેતાં તેની આંખો આંસુઓથી આંધળી થઇ ગઈ, અને હેસાનના જે શબ્દો તે બોલવા ચાહતી હતી તે બધા તેનાં ગલાંમાં ખુટી બેઠા !

તે ડાક્ટર તે જોઇને તેણીની લાગણી પાંમી ગયો, અને પ્યારથી તેના ગાલપર એ આગલાં અફાલીને ત્યાંથી ચાલતો થયો.

તે કાંઇ દેખીતો ઘણો ભલો આદમી હતો. બોલવામાં તેજ અને લાગણી વગરનો તે લાગતો હતો ખરો, પણ નીનાએ જોયું કે બાતેનમાં તે ભલો અને ખરેખરો દયાળુ હતો.

તે દલગીર થઇ કે તેણે સગાવ્હાલાંને વાસ્તે પુછ્યું ત્યારે પોતાના બપાવાની વાત તેને તેણીએ તરતજ કહી દીધી નહિ. કહેતે તો સારૂંજ થતે. તે વખતે તે બીહીધી કે ડાકટર એ વાતમાં વજુદ માનવાનો નથી, અને કદાચ તે તદન જુદી માનીને હસી કાહડે; પણ હવે તે વાસ્તે ખ્યાલ કરવા કે પસ્તાવો કરવાને માટે બી ઘણું મોડું થઇ ગયું હતું. તે ડાકટર તો ઘસારાબંધ દાદર ઉતરી ગયો હતો, અને તેથી હવે તો તે બંને નોટો પોતાનાં બ્લાઉઝમાં છાતી આગલ છુપાવીં દઇને તે સુંદરી પોતાના કમનસીબ બાપને કબરવાસ કરવાને લગતાં ગમખાર કામકાજે વળગી.

તે એક ઘણુંંજ સાદું સરઘસ હતું. ફકત એક ઘોડાની ગાડી કે જે ઘોડાને કાંઈબી શોગનો સણગાર સજાવ્યો ન હતો તે મારટીન ચૅસ્ટરનાં કૉફીનને વાસ્તે આવી હતી, અને બીજી એક ખડયાખડખડ ભાડુતી ગાડી નીના અને મીસીસ ઓપહૅમને "મોરનર્સ" તરીકે પાયદસ્તે લઇ જવા આવી હતી.

તે આદમીઓએ કાંઇ બી દરકાર વગર ગરીબ મારટીનની લાશ કૉફીનમાં ફેંકી, અને એક કાંદા પપેટાનો ઠેલો ઉતારી જતા હોય તેમ અફાળઝીકની જરા બી દરકાર વગર તે કૉફીન લાવીને તેઓએ નીચે ગાડીમાં ગબડાવી મેલ્યું.

મોહલ્લામાં એ વખતે "તમાસો" જોવા લોક જમા થઇ ગયું હતું, અને બારીએ બારી લોકોનાં ડોકાં ઉભાઇ તણાઇ ગયલાં જણાતાં હતાં. આખો મોહલ્લો જાણે શું એક રંગરાગ જોવાનો હોય તેમ ભભરી નિકળ્યો હતો!

નીના રડતી રડતી દાદર ઉતરી, અને ગાડીમાં ભરાઇને બેસી ગઇ.

તેની પાછળ મીસીસ ઓપહૅમ બેઠી; પણ ગાડીઓ તરત ઉપડી નહિ, અને રડતી નીનાએ તાજુબીમાં ગાડી ઉપડવાની વાટ જોઇ જોઇને તેનો સબબ પુછ્યો.

"બધાઓ સામેનાં પીઠાંમાં જરા છાંટો લેવા ગીયાછ," મીસીસ ઓપહૅમે હસીને કહયું;—અને અરે, આવા સંજોગોમાં બી લોકો એવાં નફ્ફરાં ને દયાહીણુ કેમ થઇ શકતાં હશે એ સુંદર નીનાનો દીલોજાન સંતાપ હતો!

દાટવાની ક્રીયા બી તેટલીજ બેદાદીભરી અને દુઃખભરી હદ સુધીની નફ્ફરી હતી. ગરીબોનાં રવાનો માટે અદબ અને લાગણી ખુદાએ જાણે તે તરફ કોઇને સરજીજ નહિ હોય તેમ ત્યાં કામ લેવાયું. કમજાત પાદરી વટીક દાટવાની ક્રીયાનું ભણતર મનભાવતાં ગાપચાં મારીને ભડભડી ગયો; અને છેલ્લે તે વ્હાલાં રવાંનપર પોતાના ધ્રુજતા હાથોએ છેલ્લી મટી નાંખી–મટ્ટીસે મટ્ટીની મિલાવત કરી—લખ્ખો આંસુઓ વરસાવતી નીના ત્યાંથી ઘણી ગમખ્વાર પોતાનાં ઘર તરફ પાછી ફરી.

ઘર? હવે તેનું ઘરજ કયાં હતું? એ તો પેલા એક વાર પીધેલા પેટ ભરતા દારૂની તે ઘેરવાલાના મુકાદમે શરમ કરી કે તેની પાસે જોરજુલમથી ભાડું વસુલ કીધા વગરજ તેને ત્યાંથી જવા દીધી. તેને બી ગરીબ નીનાની ખરેખરી દયા આવી, અને ઘરવાલાને કોઇ બી રીતે સમજાવી લેવાનો જોખમ તેણે થોડી ઘણી ભલાઇ સાથે, તેથી, પોતાને શીર ખેંચી લીધો.

અને, એ રીતે, આ બોહળી દુન્યામાં ગરીબ નીના નિરાધાર રવડતી થઇ. તે ફક્ત થોડાંક જુજની કપડાંચપડાંની એક ગાંસડી અને પેલા છાતીમાં છુપાવેલા દશ ડોલરની માયાપુજી સાથે નીચે ઉતરી, ને મીસીસ ઓપહૅમની દુકાણમાં તુરત વેલા જરા આસાએસ કરતી બેઠી.

**ગરીબ બિચારી તે! તે હવે કયાં જશે? તેનું શું થશે! લખ્ખો ને કરોડોની રેલછેલમાં લહેર કરતા લખ્ખો સુખી જીવડાઓ આટલી હદ સુધીની દયાજનક દળીદ્રતાના એક બી વસવસા વગર જયારે મોજમાં મહાલતા હોવા જોઇએ ત્યારે એક કરોડપતી બપાવાનું આ એક બચ્ચું નિર્ધનતા ને કંગાલ્યતનાં સૌથી છેલ્લામાંછેલ્લાં પગઠયાં પર ઉતરી પડેલું હવે કયાં જશે! આવી જવાંન, આવી દેખાવલી, આવી સુંદર નીના——હવે તેનું શું થશે!**

----

# પ્રકરણ ૫ મું.

તે છોકરી દુન્યાદારીમાં બીલકુલ નવી અને બીનઅનુભવી હતી, અને તેના મરનાર બાપે તેને તદન એકાંતમાં અને કોઇની બી ઓલખાણ પિછાંણ વગર ઉધારેલી હોવાથી, બની શકે તો, વધારે નાચારીનાં સકડાંમણમાં તેણે પોતાને આ વખતે ફસી પડેલી જોઇ. તે સુઘડ ટેસ્ટની ને સુધરેલા આચારવિચારની ઉઘરી હતી. નીતી સંબંધી ને પોતાની પાક ઇજ્જત બાબેની તેની ઝેહેન એટલી તેજ અને બુદ્ધી એટલી બધી શુદ્ધતાભરી હતી કે નમુનામાં જાણે તેણીનો મુકાબ્લોજ મળવો મહાલ થઇ પડે! એટલામાટે એ કોઇ અજાયબી ન હતી કે નીનાની આસપાસ ને અડોસપડોસમાં રહેતાં તે સેંહેંકડો નિર્ધન નિર્લજ્જો વાસ્તે તેનામાં એક જાતની દયા, કમકમાટ અને તિરસ્કારજ વ્યાપી રહયો હતો. તે તેઓની વચ્ચે રહી હતી ખરી, પણ તેઓના જેવી જરા બી બેશરમ ઉઘરી નહિ હતી. તેટલીજ ગરીબ ને તેટલીજ મુફલેસ તો હતી, પણ અમર્યાદશીલપણું કે અનીતીનાં ઝેહરથી તે બીલકુલ નિરાલી હતી. તેઓના એકમેકના બાળ પીખીને મરાવાના ફેસાદ, રોજની ચાલુ મારામારી ને ગાળાગાળી અને ચાસચીસારા, તે બધું એવું હતું કે જે તેણીને હબતાવી મારીને તેઓથી તેણીને અલગજ રેહવાને લલચાવા વાસ્તે પુરતું હતું.

પરીણામ, તેથી, એ થયું કે તે ભલા અને વ્હાલા બાપનાં ગુજર પામવા પછી તેણીએ તે ચાલી છોડીજ દેવાનો ઠરાવ કર્યો. તે જો ચાહતે તો જે દસ ડોલરની "માયાપુંજી" થોડુંક સુધી ચાલે એવી હાલમાં તેની કને હતી તેથી તે તેજ મકાનમાં આગલું ચહેલુ ભાડું અદા કરીને એકાદ માસ હજી બી આસાનીની સાથે રહી શકતે; પણ તેને હયાં રહેવાનું હવે ગમતુંજ ન હતું. તે કોઇ એટલાજ ગરીબ પણ વધારે આબરૂદાર લત્તામાં જવા ચાહતી હતી, અને, તેથી, પોતાનાં નજીવાં કપડાંચપડાંની એક ન્હાની ગાંસડી વિગેરે મીસીસ ઓપહૅમનાં સ્વાધીનમાં સોંપીને કકડતી ગરમીની તે મધ્યાંન બપોરે તે ગરીબ છોકરી પોતાને વાસ્તે કોઇ નવું મકાન જોઇ કાઢવાની જેહમત થકી બાહાર નિકળી. કોઇ બાઇ માણુસનાં પેટાંમાં કંઇ થોડાં ઘણા ફરનીચર સાથનો એકાદ ઓરડો સસ્તામાં ભાડે આપવાનો હોય તો તે એ લઇ લેવા ચાહતી હતી, પણ તે ધારતી હતી તેમ એ કારજ રહેલ પુરવાર થયું નહિ. પહેલાંજ ઘરમાંથી તેને જે

હડધુત મળી તેથી તે બીચારી માથાંના બાલ સુધી લાલ થઇ. "માય નહિ, બાપ નહિ, ભાઇ નહિ, કોઇ મરદ નહિ—તે છોકરી ભટકતી ને રખડેલજ હોવી જોઇએ," તે કોઇ દયા વગરની ડોસીએ તેણીનો ખુલાસો સાંભળીને તરારો મુકયો, "અને એવાં આબરૂ ઇજ્જત વગરનાઓનું મારાં ઘેરમાં કામ નહિ."

બીજું ઘર જે તે જોવા ગઈ તે એટલું ગલીચ અને અધારૂં હતું કે તેના દાદર પર ચઢતાંજ તેને ઉબક આવી. ત્રીજાં, ચોથાં ને પાંચમાંમાં ભાડું પોસાય તેમ ન હતું; છઠાંમાં ઘરવાલી એટલી છાકટી કે જગ્યા બતાવા તેની સાથે તે ઉપર ચઢી તો ઘણીમુઇ ઉભે દાદરે ગબડી ગઇ, અને તેનો ખાર ગરીબ બિચારી નીનાને એક ધમકો મારીને તેની ઉપર તે દદાએ કાઢયો! સાતમાંમાં લુચ્છા જેવા દેખાવનો કોઇ ઘરવાલો હતો; તેની ઘરવાલી કોઇ હતીજ નહિ, અને તેથી નીનાએ તે બી પડતું મુક્યું. આઠમું, નવમું અને દશમું જે પહેલું મળ્યું હતું તેજ તોરનાં હતાં—એટલે કે તે બધાંઓએ છડી છોકરીઓને રાખવાનો ધારોજ નહિ રાખ્યો હતો; અને એ રીતે, વ્હાલાં વાંચનારાંઓ, નજદીક વીસ ઘેર ફરી વળ્યા પછી બેકર સ્ટ્રીટ નામના મોહલ્લામાં એક ઘરને ઉપલે મજલે એક ઓરડો તેને મળી ગયો, જે તેની હાજત અને અગતને ઠીકાઠીક રવેસે જવાબ કરતો પુરવાર થયો. તે ઘરનાં વસનારાવાલાં બધાં ગરીબ અને કંગાળ હતાં પણ દેખાતી રીતે પુરતાં ઇજ્જતદાર હતાં, અને તેનું ભાડું તેણીએ દર અઠવાડયે દોઢ ડાલરનું નક્કી કીધું.

એ રીતે અંતે થર પડવાથી નીના, થાકેલી પરાકેલી, રીડજ સ્ટ્રીટમાં મીસીસ ઓપહેમને ત્યાંથી પોતાનો ગુજવી અસબાબ લાવવા પાછી ફરી. તે એ પછી રાત થવા આગમચ પોતાનાં નવાં ઘરમાં આવીને થર પડી, અને પોતાનાં કપડાંચપડાં બાજુમાંની એક ટાંકાબારીમાં ગોઠવીને, પરવારેલી સરવારેલી, પોતાના બાપની નાધલી રાઇટીંગ ડૅસ્ક લઇ દીવા આગળ બેઠી.

તેમાંનાં તે વ્હાલા વાલીદનાં હાથનાં લખાયલાં કાગળોની નકલ ને અસલ વાંચતાં તે વફાદાર બેટી ફરી એક વાર રડયા વના રહી શકી નહિ. ઘણાંખરાં એ કાગળો તો તેણે આગળ વંચેલાંજ હતાં, પણ એક સીલ કરેલો દસ્તાવેજ હતો કે જે ફાડવાથી તેની માતા

સાથનાં તે મરનાર બાપનાં હક્દાર લગનની સરટીફીકેટ અને તેણીના પોતાના જન્મની સત્તાવાર સરટીફીકેટ વિગેરે અગત્યનાં ઓચરયાં હાથ આવ્યાં. એટલામાટે તુરત વેળા બીજી સહવારે પોતાના બપાવા ઉપર પોતાનાં દુખની વિટક વાત લખવાનો ઠરાવ કરી નીના રાતોરાત તો સુઈ ગઇ.

તે કારજ, બીજી સહવારે, ધારવા કરતાં ઘણું વધારે મુશ્કીલ પુરવાર થયું. શું લખવું ને કેમ શરૂ કરવું તેજ અવલ તો તે મધુરીને સમજાયું નહિ. પેહેલાં તો એવો એક બેકદર બપાવો કે જેણે પોતાના જણેતા દીકરાને પોતાની કને કરોડોની દોલત છતાં ગરીબીનાં માહાભારત સંકટોમાં રીબી રીબીને મરવા દાધો તેની તરફ ખફગીનાં જોસમાં તે વ્હાલી એકમ ઉશ્કેરઇ ગઇ; પણ અંતે મન શાંત અને સામાધાન કરીને તેણીએ લખવા માંડયું—

"**માહરા વ્હાલા મોટાબાવાજી**—" વ્હાલો કયારે થયો? તે ડોસો પણ તે અચકી ગઇ. "વ્હાલા?" વ્હાલો કયારે થયો? તે ડોસો તેને જરા બી વ્હાલો હતોજ નહિ, ત્યારે એવા ઢોંગ કરવાનો સબબ શું? તેનું જો ચાલે તો તે એમ લખે કે 'ખારીલા ને કપટી મોટાબાવાજી'; પણ તે બી તેને ઠીક પડયું નહિ, 'મેહરબાન સાહેબ,' એ બોલોથી તેણીએ શરૂ કરવા માંગ્યું, પણ તે બી તેને ઝાઝું ગમ્યું નહિ, ને તે કાગળનાં બી તેણીએ ચીરયાં ઉતારયાં. ટુંકમાં, એ કાગળની શરૂઆત કેમ કરવી તેજ સવાલે તેણીને એટલીબધી ગુંચવાવી ને ગભરાવી કે કાગળ લખવુંજ નહિ એવાં સેવટપર એક વાર આવી જવાને વટીક તે જરા વાર લલચાઈ. 'એવણે ખુલ્લેખુલ્લું મારા ગરીબ બાપનું ખુન કરેલું છે;" તે જુસ્સાથી પટપટી; 'ખુંનથી એ કમતીજ શું છે? અને એવા એક મારા પોતાના બાપનાજ ખુંનીને હું લખું તે બી શું ને લખું તે બી કેમ?'

પણ લખ્યા વના ચાલે એમ ક્યાં હતું? તે તેના મરનાર મુરબ્બી-નું તેણી જોગું એક સેવટનું ફરમાન હતું, અને તે ફરમાન અદા કરયા વગર ચાલેજ કેમ? ફક્ત એક અરધો કલાક શાંતીથી વિચાર કરીને શાંત થવા પછી તે ઉશ્કેરાયલી બાળાએ લખવાનાં ઓજારો પાછાં પોતાના હાથમાં લીધાં. તેણીએ વળી પાછા તેરેહવાર ખરડા ઘડયા, અને છેલ્લે

અંતે એકજ નક્કી સેવટ પર આવીને નિચે મુજબ તેણીએ શરૂ કર્યું ને લખ્યું:—

"મોટા બાવાજી—તમારા એકનાએક દીકરા તે મારા વ્હાલા બાવાજી ગઇ કાલે ગુજરી ગયા છે, અને એક કુતરાની લાશને બી શોભા નહિ આપે એવાં એક ગરીબ કફનમાં તે બિચારા તમો કરોડોપતી બાપના એકનાએક દીકરાને દફન કરવામાં આવ્યા છે. કોઇ પાયદસ્તે આવ્યું ન હતું. કોઇ એવણનાં મોહતથી દલગીર થયું નથી. ઘેરવાલાનાં ઘેરનું ભાડું ચઢી ગયું હતું, અને તેથી એવું એક ભાડુત તેનું ભાડેનું ઘેર સદાનું ખાલી કરી ગયું તેથી તેણે બી બિચારાએ છુટકારાનોજ દમ ખેંચ્યો હોશે. દફન કરવાવાલાઓએ પણ જમીનના ખાડામાં એક કુતરાની લાશ ફેંકી દીએ એટલી બધી બેદાદી અને બેદરકારીથી કામ લીધેલું છે, અને એ એવી હાલહવાલ ક્રિયા કરાવી લેવાને ખાતર બી મને ઘેરનો અમારો તમામ સરસામન વેચી નાખવો પડયો છે.

"મને મારા બાવાજી ફરજ આપી ગયા છે વાસ્તેજ આય કાગળ લખીને હું તમોને તસ્દી આપું છું. તેવણે તમોને જણાવવા કહેલું છે કે તેવણ પરનું વેર તો તમે તેવણની જીંદગીની આખેરી તક લઇ લીધું, પણ હવે મારી પર તો ખાતરે ખુદા દયા કરજો. હું અત્રે નિરાધાર એકલીજ છું. મારી ઓથે કોઇજ નથી. હું ફકત સોલ વરસની ઉમરનું બચ્ચું છેઉં. મારા કોઇ દોસ્તઆસના નથી, અને હું પ્રમાણીકપણે મારો ગુજારો કરવા ખુશી છેઉં, પણ મને કોઇ કામ અપાવનાર બી નથી. મને પપાના ડાકટરે બિચારાએ દયા કરીને ફકત દસ ડૉલર આપેલા છે જે સિવાય મારી પાસે બીજું કાંઇજ નથી, અને તે દસ ડૉલર પુરા થવા પછી ભુખે મરી જવા સિવાય મારો છુટક હોય એમ જરા બી દેખાતું નથી.

"તમારામાં દયા હોય એ તો હું માનતીજ નથી. દયા હોતે તો તમારા એકનાએક દીકરાને તમે એમ રીબાવી રીબાવીને મારતે નહિ. તેવણ બિચારા અત્રે ભાડુતી ગાડી હાકવાનું હલકું કામ કરતા હતા, અને એ જાતની સખત મજુરીના સિતમ અને હાડમારીને વાસ્તે સરજાયલા નહિ હોવાથી એક રાત્રે "ચીલ" લાગી ગઈ, ને તેમાંથી ન્યુમોન્યા થવાથી ગુજરી ગીયા છે.

"મેં મારાં પ્રમાણીક દીલની ઉશ્કેરણીથી આય કાગળમાં જો કાંઇ તીખાસથી લખ્યું હોય તો મને માફ કરજો. હું ઘણીજ મોહતાજ, કંગાળ અને દુખી છેઉં. અહિંનાં લોક એક છોકરી એકલી રહે તે ઘણું બેઇજ્જતીભરયું ધારે છે, વાસ્તે મારી પર દયા કરીને મને જરૂર તમારે આસરે તેડાવી લેજો. મને કંઇ તમારા પૈસાટકા કે તમારે ત્યાંનાં એશઆરામ જોઇતાં નથી. એક ભીખારીને આપે તેમ મને ફકત એક ટુકડો રોટલીનો રોજ આપજો, અને હું મારે એક ખુણામાં મરી રહેવશ. મને ફકત બેઇજ્જતીમાં જીવવાનો ડર છે, વાસ્તે તમારા એકનાએક દીકરાનાં એકનાંએક બચ્ચાં પર દયા જરૂર કરજો, ને તમારે આસરે મને જરૂર જલ્દીથી તેડાવજો. મારી પાસે મુસાફરી ખરચના પૈસા હોતે તો હું પોતેજ પગે પડતી તમારે ઘેર ચાલી આવતે. હું આવશ તો તમો મુરબીજીનો બુઢાપો બી સાચવશ, અને મારા તમારે વાસ્તેના અણગમા છતાં તમારી જેરીમાં તમે સુખચેનથી રેહો એવીજ રીતે હું તાબેદારીથી વરતશ.

"મારાં ઘેરબારનું કંઇ ઠેકાણું નથી, તેથી મને નિચલે સરનામેજ લખજો:-

મીસ નીના ચૅસ્ટર.

જૅનરલ પોસ્ટ ઑફીસની કૅરમાં,

ન્યુયૉર્ક.

લા૦ તમારી દુઃખી દીકરી **નીના.**"

તેણીએ સરનામું કરયું:—

હારકૉટ ચૅસ્ટર એસ્કવાયર.

લૅકસીંગતન હાઉસ.

પાર્કલેન, લંડન, ઈ.

તે પછીથી તે કાગળ પોતે પોતાને હાથે ટપાલ ઑફીસમાં લઇ જઇને તે પોસ્ટ કરી આવી—એક કાગળ કે જેના સારા માઠા જવાબ ઉપરજ તેની આખી જીંદગીનો આધાર લટકેલો હતો!

---

## પ્રકરણ ૬ ઠું.

એજ દિવસથી ગરીબ નીનાની વધતી હાડમારીનો જાણે પાયો પડયો. તે એ કાગળ પોસ્ટ કરીને ઘર આવ્યા પછીથી તે બાપડીએ

કાંઇક સુકકું પાકકું બુકઆચકો ખાઇ લીધું; અને સ્પીરીટ લેમ્પપર થોડીક કુમલી જેવી ચાએ બનાવીને પી લીધી, જે બાદ બ્રોડવેના ખોહળા શ્રીમંત લત્તા તરફ પોતાને ખરનાં કંઇ કામની શોધમાં તે નિકળી પડી.

તેણીએ ત્યાં જઇને એક મોટાં દરજીનાં ખાતાંની મેનેજરને મળવાની અરજ કરી, પણ તેની અરજ સાંભળે કોણ? દરવાજાપર ઉભા રહેલા ઇસ્ક્રીટાટ ને દમામદાર પોશાકના (ઇનામની ત્રણ ત્રણ ફીટ પામેલા) એક ચોકીદારે અવલ તો તે શું કરવા મળવા માંગતી હતી તે કામ જાણવા માંગ્યું, ને બીહતાં ધ્રુજતાં ગરીબ નીનાએ જ્યારે કંઇ નોકરીની ઉમેદવારીની પોતાની મકસદ તેને કહી સંભળાવી ત્યારે ચુકાદો, અલબત, તે હેમક ચોકીદારે પોતેજ તડ ને ફડ રોકડો પરખાવી દીધો।

"એક બી જગા ખાલી નથી," તેણે તોરથી કહ્યું. "નોકરી માંગવા તાહરા જેવી છોકરીઓ તો રોજની અતરે દજનબંધ ધકેલા ખાએછ, ને હું તેઓને મોટી મેનેજર આગળ લઇ જઇને હાજર કરૂંછ તો મને જ સાંમો ખાસડાંનો સરોપાવ ખમવો પડેછ।"—અને નીનાએ થોડી વધતી કાકલુદી કરી તો પછી તેનાં નેણ એવી કીસમે નિકળી પડયાં, અને તેને ત્યાંથી એકદમ ચાલી જવા તેણે એવો તો તરારો મુકીને કહ્યું કે તે ગરીબ છોકરી ધ્રુજતી ધપકતી, ખસ્યાણી જેવી, એકદમ ત્યાંથી ચાલતીજ થઇ.

તે પછી, એમ છતાં, તેણીએ બ્રોડવેના રસ્તા ઉપરની પરી અને મીલીનરી ખાતાંને લગતી દરેક દુકાંણમાં હીંમતથી પાછું માથું ખોસ્યું, અને છેક યુન્યન સ્કવૅર સુધીના રસ્તાપર આગળ વધીને એ એકનીએક અરજી રજુ કરી—પણ ફોકટ. કયેથી બી તેણીને ઉત્તેજન આપનારો કે હીંમત પેદા કરનારો કશોજ જવાબ મળી શકયો નહિ, અને યુન્યન સ્કવૅરના જાહેર બગીચાના એક બાંકપર બેસીને તે કમનસીબ રૂપસુંદરી ઠાક અને નાઉમેદીનાં હજારો આંસુઓ છુપી છુપી રડતી રહી. ત્યાર પછી તે પાછી ઉઠીને હીંમત કરી ફરી એક વાર બધા જુદા જુદા મોહલ્લાઓ ફરી વળી, પણ બધેથી જવાબ નકાર અને નાઉમેદીમાંજ તે અભાગનીને મળતો રહ્યો.

એ આખો દાહાડો ગરમીનો હતો, અને એ કીસમના રવડાતની તેણીને તબેહ ન હોવાથી તે બેહોશ થઇ પડે એવી તેને લાગણીઓ થઇ.

તે ઘણાંડે તેણીએ અત્યાર તક આ બીસ્કોતથી જ્યાદા કાંઇજ લીધું ન હતું, ને તે થાકથી તેટલીજ ભુખથી બેજાર થયલી હતી, તેવામાં સાંહાંજનું પેપર વેચનારા એક ફેરીઆ છોકરાએ પોતાનાં પેપરને લગતું સાંભળતાં કાન થાકી ને પાકી આવે એવું માહેતમ જારી કીધું. "આએ સાંહાંજનું આફીઈઇઇક !—તાજી ખબરો ! કરોડપતી શેઠયાનું ખુંન ! ઉમરાવે લીધેલા તલાક ! નવી નોકરીઓની જાહેર ખબરો !" વિગેરે વિગેરે તે પોક મુકતો ગયો, અને નીનાને ત્યારે એ સેન્ટ કવડા કરીને એક નકલ ખરીદવાનું સ્વભાવિક મન થયું, સબબ તે માંહેલી જાહેરખબરો તેને બરની એકાદ નોકરી અપાવાને કદાપી તેને મદદ કરે એમ એકદમ તેને ખ્યાલ થયો.

તેણી, તે ઉપરથી, તે પેપરની એક નકલ ખરીદીને તે બાજુનાં એક સ્ટેશનનાં ખુંણામાં ગઇ, અને "ખાસ ટુંકી જાહેરખબરો" ની કૉલમમાં નોકરીને લગતી બધી જાહેરખબરો છપાયલી હતી તે તેણીએ ધ્યાંનથી વાંચવા માંડી. તેને એ જાહેરખબરોપર મુતલગ વિશ્વાસ ન હતો. તેના બાપે તેને આગળ સમજાવ્યું હતું કે એવી જાહેરખબરો બાજે વખત ઘણાંક કાલે મોંઢેના બદમાશો મોહતાજ ભોલાંઓને ધુતવા અને લુટવાને વાસ્તેજ આપતા રહે છે; અને તે વાતની યાદ થવાથી તે આ જાહેરખબરો વાંચતાં હાલમાં જાસ્તી શંકાશીલ થઇ હતી. ઓ, તે કેમ જાણે કે એ જાહેરખબરોમાં સાચી કઇ હતી ને ઠગબાજીભરી કઇ હતી ! સોલ વરસની તે કાચી કળી—તે બીનઅનુભવી બાળા કે જેને માંથે આજ વેર તો એક વ્હાલા બાપનો પાસબાનીભરયો સાહયો ને હેતભરી ચોકી હતી તે—કેમ હવે પોતેજ સારઅસાર પીછાંણી અને કહી શકે !

એમ છતાં, તેણીએ કેટલીક જાહેર ખબરો જે પોતાને બરની માલમ પડી તે નોંધી લીધી, અને પછી તે પેપર ઘડી વાલીને ખીસામાં મુકયું.

તે કેડે ખાઇ લેવા કોઇ હલકાં ઉતારૂખાનાંની શોધમાં આગળ વધી. ઠાક, ભુખ અને તરસથી તે બેબાખરી બની ગઇ હતી, અને જોકે આએ રીતે હૉટેલો કે ઉતારૂખાનાંમાં જઇને જમવા જેવી તેની ગુંજાસ નહિ હતી; તોબી તનમનની નાચારી આગળ તે બિચારી પોતે બીલકુલ લાઇ-લાજ થઇ પડી.

બાજુમાંજ એક હૉટેલ હતું, જે કાંઇ છેક ઉતરતી પંકતીનું ઉતારા-ખાનું ન હતું. એ બાજુમાંની શ્રીમંત દુકાણોમાં મોટે ઘરની મેમ સાહેબો

ખરીદીએ આવે ને થાકી જાય ત્યારે તેમને રાહત આપવા જોગું તૈયાર ખાવા પીવાનું પુરૂં પાડનારૂં તે એક ખરચાલુ ખાતું હતું: મગર નીના એટલી બધી આજેજ થઇ ગઇ હતી કે કશા બી વસવસા વગર તેમાં તે ઘુસી ગઇ, અને ઢંડક શોધતી, પંખા નિચે, એક ખુંણાંમાંની એકાંત ટેબલ આગળ બેસી ગઇ. તેણીએ ત્યાં બેસીને પાંઉ, પપેટા, મટનચાપ અને ખારાં કીધેલાં તાંમોટાની એક ન્હાની પ્લેટની, ઉતાવળી નજરે મીનુ જોઇ લઇને, વરદી આપી, અને પરીણામ એ થયું કે જોકે તેણે ભરીભુખે પેટ ભરીને ખાધું તોપણ તે ખાધા ખરચનો એક આખો ડૉલર કાઢી આપતાં તેને તેના જીવનેજ પુછવું પડયુ ! તેની ખરચી આ મુજબ ઉતાવળે ખુટતી ચાલતી હતી, અને તેણીની ધીરજ તેજ પ્રમાણુમાં ઉઠતી જતી હતી.

તે આખો રેસ્ટોરાં ભરાઇ ગયો હતો, અને દરેક ટેબલ રોકાઈ ગઇ હતી. ઘણીખરી ટેબલ પર બાનુંઓજ હતી, કે જેઓ આપસઆપસમાં હસ્તી બોલતી, ખુશમિજાજે મજાહ મશ્કેરીઓ કરતી, હબુસાઓ દબાવતી જતી હતી—જાણે તેઓને આ જંજાલી દુન્યામાં એક બી જંજાલ કે એક બી ફકર હતી નહિ; અને નીના ખાઇ રહેવા પછી તે પોતાની ખુરસીમાં અધેલો મારીને તેઓ તરફ જોતાં મનથી અજાયબ થતી કે તેણીનો દુ:ખી હાલ સાંભળી તે આટલી બધીમાંથી શું કોઇ બી તેની વ્હારે આવવા જેટલી દયાલુ નહિજ થઇ શકે? તે પુર ભપકામાં સજ્જ થયલી બાંનુઓ ઉંચા વાઇન, તરેહવાર વાણીઓ, લેહજતદાર મીઠાઇ મેવા અને ઠંડાં પીણાંઓપર બેખોફ મારો ચલાવતી હતી ત્યારે તે પોતાની ફૂર સરજતની તેમના જોડે સરખામણી કરીને અફસોસની એક હાય ઉઠાવ્યા વના રહી શકી નહિ કે ખુદા જે સદા ન્યાયી ને ઇનસાફી કેહવાતો હતો તેની નજરમાં એવાં સુખ ને એવી રાહતને નાલાયક થવા જેવો તેણીએ તે શો અપરાધ કીધો હશે? પૈસા લગભગ તેના અખત્યારમાં હતા—તેનો બધાવો પૈસાની રેલછેલમાં એકલા જીવે લેહર મારતો હતો, ત્યારે તે પોતે બિચારી આટલી બધી તંગીનાં આટલાંબધાં સંકટમાં રહે એ ખુદાને ઘેરના દેખીતા જુલમાતભરયા એક ગેરઇનસાફનો બાએસજ શું હોવો જોઇએ?

તેજ વખતે એક ઉંચા હારની સુંદર છોકરી કોઇ જૈફ જેવા આસામી સાથે તે પોહાચખાનાંમાં આવી, અને નીનાની પાસેનીજ એક ખાલી થયલી ટેબલપર બેસી ગઇ. તેઓ એકમેક સાથ ઘણાં હેતથી વરતતાં નજરે

આવતાં હતાં અને પેલી છોકરી પેલા ગ્રહસ્થને "પપા" કરી બોલાવતી હતી. ખરેખર, તે બાપ દીકરીના એખલાસમાં કાંઇ એવું તો ખેંચાણકારક ને અસરકારક હતું કે નીનાને પોતાનો બાપ વધારે કડવાસથી તરત હૈયે ચઢયો, અને આંસુઓ તેની આંખમાં એકદમ ધસારો લઇ આવ્યાં. તે જાણે અદેખી પડી. આખી દુન્યામાં જો કોઇને બી એક ખરેખરા હેતવંતા બાપના સાહરાની અગત હોય તો તે તેને હતી, અને ઇનસાફી ખુદાનો એ તે કેવો અન્યાય હતો કે આવી તો લખ્ખો છોકરીઓ પોતાના બાપ સાથે લાડ કરતી હશે ત્યારે તેનાજ બાપને આએ કીસમે તેની પાસથી વગર દયાએ અને એટલી ઉતાવલે છીનવી લેવામાં આવ્યો હતો!

વળી, એજ વખતે તેણીનું ધ્યાન ખેંચાયું કે બાજુમાંની ટેબલ-પરના કોઇ બે એક્કા જવાન્યાઓ પગથી માથાં તુલક તેને ધારી ધારીને જોતા હતા, અને ઘણા તુચ્છકારથી તેના બાબે આપસમાં વાતચીત કરતા હતા.

નીનાએ નજર ફેરવી નાખી. તેઓ તેણીને કોઇ ઉતરતી પંકતીની કે હલકી આબરૂની છોકરી ધારતા હતા એમાં સંદેહ ન હતો, અને નીનાની છાતી એ ખ્યાલ થતાં એકદમ પ્રમાણીક જોસમાં ઉકળી આવી. શું તે કાંઇ કુતરી બીલાડી હતી કે આ બે ઓછ્છી નીતીના હેમકો તેને માટે આપસમાં શરમભરેલી તકરાર ને ટીકા ચલાવે? તે ઉઠીને ઉભી થઇ, અને ગુસ્સાથી ફડકતાં નેણો સાથે પેલાઓ ગમ કંઇ એવા તો તોરથી જોયું કે તે હીચકારાઓ એકદમ થથરીને શરમાઇ ગયા, અને પછી નીના તે પોંહોંચખાનાંમાંથી બાહેર પડીને પોતાને રસ્તે ઉતરી ગઇ.

પણ હવે તે કયાં જાય? હવે તે શું કરે? પેલી જાહેરખબરોમાં ઘણીક એવી બી હતી કે જે નાટકતખ્તાને લગતી હતી. નાટકમાં રહેવાને ખુશી હોય એવી સુંદર, જવાન ને દેખાવલી છોકરીઓની તેમાં માંગણી કરવામાં આવી હતી, એને તે પોતે સુંદર અને દેખાવલી હતી એ વાત વગર અગતે નાકબુલ કરવાને તે ખુશી ન હતી. પોતે સુંદર હોવા છતાં, ને તે વાત જાણવા ને માનવા છતાં, પોતાને કાલાં ને બદસુરત બતા-વનારી જે ચીબીચાબીઓ આવે છે તે વર્ગમાંની આ મધુરી નહિ હતી, અને ત્યારે તેણીને લાગ્યું કે તે કાંય નહિ પોતાને વાસ્તે સ્ટેજ અજમાવી જોય!

તે ગઇ. ગામેગામ ફરવાવાળી એક નાટક ટોળીની જાહેરખબર તે છાપામાં હતી. તેનાં આપવામાં આવેલાં ઠેકાણાંની સરહદે તેના મેનેજરને તે મળવા ગઇ, અને તેણે શું જવાબ દીધો?

"મારે ત્યાં જગા તો ઘણી હતી," તેણે કહ્યું, "પણ તે બધી નામાંકીત એક્ટ્રેસોથી હાલમાં પુરાઇ ગએલી છે. એકજ જગા બાકી છે, ને તેમાં તમે કદાચ ચાલશો. પગાર બી ઘણો સારો છે, અને પાર્ટ ઘણો નામીચો છે. એક ઉમરાવની ભત્રીજીએ સાંખા પાનસો ડોલર આપીને એ પાર્ટ પોતે કરવાની મરજી બતાવી, પણ તે તેની અદામાં જોઇએ એટલી એસફુલ અને ચેહેરામાં અગત જેટલી ખુબસુરત નહિ હોવાથી મેં તે અરજી સ્વિકારી નથીઃ પણ તમે તમારી સારી ચાલની જામીનગીરીમાં જો અઢીશો ડોલર મારી પાસ જમા રાખો તો હું એ નોકરી તમોને આપવા ખુશી છેઉં."

નીના ચેતી ગઇ. આ કોઇ ચોરાંટયું કારખાનું હતું એમ તરત તેની ખાતરી થઇ, અને તેના બાપનો ચેતવણીનો અવાજ તાબરતોબ તેણીના કાનમાં વાગ્યો. તે બિચારીની પોતાની પર્સ (કોથલી) એટલી તો ગરીબ હતી કે અઢીસો ડોલર ડીપોઝીટના તે લાવીજ કીયા ચુલામાંથી શકે?—અને જો તે એ રકમ ફાજલ કરી શકતે તોબી તે આપી દેતે એવી તો તે ભોલીભાલી કે કાચીપોચી નહીંજ હતી.

તેણીએ ના કહી.

"મારી પાસે એટલી મોટી રકમ હોયજ કાંહાંથી કે હું આપી શકું?" તેણીએ નાચારીના દેખાવથી કહ્યું—અરે ત્યારે તે સાહસીક કુંપનીવાલો અઢીસો પરથી તાબરતોબ દોઢસોપર, દોઢસોપરથી સોપર, અને સોપરથી ફકત ચાલીસ ડોલરની ડીપાઝીટ પરબી ગબડી આવ્યો! તે તો બિચારો ગબડતો ગબડતો પાંચ અથવા તો એક ડોલર સુધી બી ગબડી જતે, પણ તેટલાંમાં તો એક જવાંન આયરીશ છોકરી ત્યાં ધસી આવી, ને નીના સાંભળે તેમ કહેવા લાગી, "હું તમારા માગવા મુજબના ડીપોઝીટની ગોઠવણ કરી શકીછ. ચાલો, રસીદ લખી નાંખો અને લખત પર મારી સહી લેવો."

એટલુંજ બસ હતું. આ એક ખરેખરૂં ચોરાંટયું ખાતું હતું એમ નીનાની ખાતરી થવાની જો કંઇ બી બાકી હોય તો તે હવે સંપુર્ણ રવેસે થઇ ગઇ, અને તેથી પેલા કોઇ લફંગાને તે સીસામાં ઉતારેલી ભોલી-ભાલીને વેતરવાના તેના પાપી પેશામાં પડતો મેલી નીના તેઓની નજર છટકાવી બાહેર ચાલી ગઇ.

બીજે અને ત્રીજે ઠેકાણે જ્યાં જાહેરખબરો મુજબ તે જઇ આવી ત્યાં બી એવોજ કોહેલો સડેલો કારભાર હતો, અને ચોથું ઠેકાણું તો તે કરતાં બી નબેતર હતું!

તે મોહતાજોને નોકરી મેળવી આપવાનું એક ભપકાભરેલું ખાતું હતું, જ્યાં ઉમેદવારોનાં નામ ઠેકાણાં નોંધી લેવામાં આવતાં, અને તેના બદલામાં પાંચ ડોલરની ફી આગંપરજ વસુલ કરવામાં આવતી; જે પછી "તમારે લાયકની નોકરી મેળવીને તમોને પાંચ સાત દિવસમાં ખબર આપશું" એમ કહી ઉમેદવારોને રૂખસદ કરવામાં આવતાં.

નીનાએ તે માટે વાંધો લીધો. ફકત નામ નોંધાવાની ફીના પાંચ ડોલર પટ દઇને કાઢી આપવાને વાસ્તે તેણીએ હીંમતથી અને દરાવથી સાફ ના કહી. "તમો મને નોકરી અપાવો, ને તે મારે બરની આબરૂ ઇજ્જતભરી માલમ પડે તો હું તમોને એ તમારી ફી આપવા ખુશી છેઉ," તેણીએ ગરીબાઇથી વધારયું.

"અમારે ત્યાં ઉધારનો સોદો નથી," તે નામ રેજીસ્ટર કરનારે દમામથી કહયું. "વિશ્વાસ હોય તો ફી આપો, નહિ તો સાંખો રસ્તો."

"એટલી ફી આગમચથી આપવા મારી ગુંજાસ નથી," નીનાએ ઘણી ગરીબાઇથી પાછું કહયું.

એ વખતે તે નામ નોંધનારા ક્લાર્કનો વડો જે શું એક મોટાં કામમાં ગીરફતાર હોય તેમ ચોપડામાં માંથું ખોસીને તે ઓરડાને નાકેની એક ટેબલ પર અત્યાર તુલક ચુપચુપ બેસી રહયો હતો તેણે એ હોનાતોજી થતી સાંભળીને હવે માથું ઉંચકીને ઉંચે જોયું, અને નીનાની સુંદરતા અને જવાંનીનો બધો ઉછલતો બાહાર જોઇને તે લુચ્ચો એકદમ છક થઇ ગયલો દેખાયો.

"તું ઘણી સુંદર છોકરી છે," તેણે પોતાની બેઠકપરથી ઉઠીને જાણે કેવોએક એખલાસ હોય તેમ છુટથી બોલતાં આગળ વધીને નીનાને કહ્યું. "તારા જેવી એક દીલરૂબાને વાસ્તે મારે ખચ્ચીતકરીને કંઇ કરવું જોઇએ."

નીનાની આંખમાં એ બધી પાક બેહ્યાઇથી એકદમ અગ્નિ પ્રજળવા લાગી, ને તે બે કદમ પાછળ હટી. તે લુચ્ચાનું બોલવું ને રીતભાતજ માત્ર નહિ પણ નજર વટીક ગલીચ હતી એમ એક નજરે દેખાઇ આવતું હતું. તેને એટલો અપમાનભરેલો થવાને હકજ શો હતો? તે મુફલીસ ને મોહતાજ હતી ખરી, પણ ઈંગ્લાંડનાં એક મોટાં નામીચાં ખાન્દાનના વંશાવેલાની તે એક કળી હતી।

"મારે તમોને કંઇ વધારે તસ્દી આપવાની દરકાર નથી," તેણીએ મોટા થસ્સાથી કહ્યું.

"અરે એમાં તસ્દી શાંની જો!" પેલાએ વધતી બેહ્યાઇથી જવાબ કર્યો. "તારા જેવી પુટલી અહિં રોજ થોરી આવેચ જે તેની વાત!"—અને એમ કહેતાં તે આગળ વધ્યો, અને નીના સમજી શકે તે આગમચ તો જઇને તેણે તેને કંમરમાંથી પકડી લીધી. તે કમીનાની આરજુ એક બોસો મેળવી લેવાની હતી, પણ નીના તાબે થાય એવી હતીજ કયાં? તેને એક ઢકેલો મારીને મોટા તુચ્છકારથી તેણીએ બાજુએ કીધો, અને એક લખવાની મેજની પછવાડે પોતે ભરાઇ ગઇ.

તે હેમક કૂજેત જેવું હસ્યો. તેણે પોતાનો ખોળાઇ ગયલો ટાઇ સરખો કર્યો, અને પછી નીનાને પાછી પકડવા તે તેની પુઠે આવ્યો. નીના, તેથી, હદ વગરની ઉશ્કેરાઇ ગઇ. તેણીએ તે ટેબલ પર પડેલો એક ચીકાર ભરેલો કાચનો સાહીનો ખડયો ઉંચકી લીધો, ને એવી તો આબાદ નેમથી ટાંકીને તે હીચકારાનાં મસ્તકમાં માર્યો કે તે ખડયો તરાર દઇને તેનાં મસ્તક પર ટુટી ગયો, અને સાહી અને લોહીથી લપટાયલો તે એક દચકાં સાથે પાછો પડયો!

એટલુંજ બસ હતું. બીજી પળે નીના ધસારાબંધ તે ઠગાઇભરેલી ઑફીસમાંથી બાહાર પડી, અને પોતાને રસ્તે ચાલતી થઇ.

---

## પ્રકરણ ૭ મું.

તે ઉશ્કેરાયલી, ખિજવાયલી, હાંકેલી આગળ વધી. પરસેવાથી તેણીનાં કપડાં અને બદન બેઉ ટીપાતાં હતાં. તેનું ગળું સુકાઇ જતું હતું, અને કોલ્ડડ્રીંકની એક મોટી ભપકાભરી દુકાંણ આગળ તે ખાહેશ કરતી થોભી. સેંહેંકડો આસામીઓ અંદર જઇને પોતાનાં કલેજાં ટાઢાં કર જેવાં કરતાં હતાં, અને કાંઇ બી પોતાને માટે લેવાની લાલચ નહિજ છીમાવી શકાવાથી તે બી બીહીતી બીહીતી અંદર ગઇ, અને એક ટેબલ આગળ બેઠી.

એક વેટર તેની આગળ તેનો હુકમ સાંભળવા દોડી આવ્યો.

"સોડાક્રીમનું એક ગ્લાસ," તેણીએ બીહીતાં બીહીતાં હુકમ આપ્યો. ત્યાં ઠંડક બણી હતી. વીજળીક પંખા ચોપાસ ચાલતા હતા.

તે વખતે સાંજના પાંચેકનો અમલ હશે, અને સોડાક્રીમ પીધાથી

અતી ઘણી હાકના બાએસથી ઉંઘ તેની ઉપર ગલબો લઈ આવી. તે ઝુંફ્ણ તેણીએ અનેક મરતબા ખંખેરી કાઢી, પણ તે દીલખુશ ઢંક અને હાક આગળ જલદીથી આજેજ થઇ, ને તે પોતાના ખોળામાં હાથ વાળી દઈ, દેવાલસે માથું ટેકવીને, ગરીબ બિચારી ઉંઘાઇ ગઇ.

એ ઇજ્જતદાર નહિ હતું. હજારોની આવજાની એક મોટી મચેલી દુકાંણુમાં એવી એક જવાંન છોકરી એવે કઢંગે વખતે ખુરસીમાં ઉંઘાય એજ શું બતાવતું હતું ? પણ તેની ખીદમતમાં રજુ થયલો વેટર કોઇ ભલો આદમી હતો. તેણે ગુપચુપ તે ખાલી ગ્લાસ ઉંચકી લીધું અને ટેબલ લુછી નાંખી, પણ તેણીને જગાડવા કે ઉઠાડવાની પોતાની ફરજ બજાવાને તેનું દીલ થઇ શકયું નહિ. તે હતીજ એવી સુંદર, અને ફિક્કા પડેલા ગાલો અને ઉંઘમાં સ્હેજ છુટા પડેલા હોઠો સાથે હાથમાં હાથ અને દેવાલસે માથું અડકાવીને તે ઉંઘતી ખુબસુરતી કંઇ એટલી તો મનહર દેખાતી હતી કે તે વેટરે તેને સુવાજ દીધી, અને પોતે અદબથી બાજુમાં ખસ્તો ઉભો રહયો.

"ગરમીથી બિચારી બેતાબ બની ગેઇચ," તેણે પોતાના એક ગોઠયાને કહ્યું. "છેક ખુણાંમાં છે. સુવાજ દેઉં કેની ?"

છેક એક કલાક પછી નીના જાગી ઉઠી, ને તેણીએ જાગતાં સાથે ગભરાઇને આસપાસ જોયું. તે કયાં હતી ? તે એકદમ સઘળું યાદ કરી શકી નહિ, અને જયારે તે આખા દાહાડાની પોતાની નાઉમેદીની ને અપમાનની બધી વાત યાદ કરી શકી ત્યારે તે ઉંડી નાઉમેદીનાં એક જોવાજોગ ચિત્રનોજ જાણે અભ્યાસ કરાવતી હતી. પેલો વેટર તેની આગળ એ વખતે સોડાકીમનું એક બીજું ગ્લાસ લઇને હાજર થયો, અને પોતે તે માટે કશો હુકમ નહીં આપેલો હોવાથી નીના ઘણી અજબ થઇ.

"તમે ઘણાં થાકી ગીયાંછ, મીસ," તેણે પુરતા અદબ સાથની કાળજીથી તે ગ્લાસ ટેબલ પર મુકતાં કહ્યું. "આજ બે ચાર દાહાડા થયા ગરમીજ એવી જાલેમ પરેછ ! આએ એક ગ્લાસ મારા જેવા એક ગરીબ તરફનું છે—તે કબુલ રાખશો ?"

નીનાએ તાજુબીમાં તેના ભણી જોયું. તે કોઈ દેખીતો મુફલેસ વેટર હતો.

"શું આએ તમે મને તમારે ખરચે આપવા માંગોછ ?" તેણીએ અજાયબીમાં પુછયું.

"હા બાંનુ, મુજ ગરીબ તરફથી—જો તમો બુરૂં નહિ માનતાં હોવો તો," તેણે વિનંતીથી કહ્યું. "તમારો ચેહરો ઘણોજ ફિકકો છે, અને મને લાગેછ કે તમે જો પુરતાં રીફ્રેશ થયા વગર પાછાં ગરમીમાં બાહાર જશો તો બેહોશ થશો."

"તમારૂં કહેવું તદન ખરૂં છે," નીનાએ ઉંડી દીલગીરીથી કહયું; "મારા પગ એટલા સખત થઇ ગીયાચ કે હું ધારંચ જે હું ચાલી શકવાની નથી."

"ફકત પા કલાક પછી મારી ડયુટી ખલાસ થાયછ," તે વેટરે કહયું. "જો તમો બાઇ સાહેબ તેટલો વખત અહીં બેસી રહેશો ને મને રજા આપશો તો પછી હું તમોને તમારે ઘેર સુધી પોંહચાડી જવસ."

નીનાએ ઘણા 'ઠેંકસ' સાથે એ અરજ મંજુર કરી. તેને લાગ્યું કે આટલીબધી નાઉમેદી પછી તેને એવા કોઇના સધ્યારા ને સાહેતાની ખરેખરી જરૂર હતી, અને પેલા માલોતુજાર બદમાસો સાથની સરખામણીમાં આ મુફલેસ વેટર કોઇ ખરેખરો દગાળુ સદગ્રહસ્થ જણાતો હતો.

તે વેટર એ પછી પોતાનાં કામેકાજે ખસી ગયો, એટલામાં કોઇ અધોર જેવી, ભપકામાં ડ્રેસ કરેલી, એક બાંનુ નીના બેઠેલી હતી તે ટેબલ આગળ આવી, અને ત્યાં ખુરસી ખેંચતાં નીનાને પુછ્યું, "હું અહિં બેસું તો તમોને કંઇ અરચણ છે?"

"નહિજી," નીનાએ સાદાઇથી કહ્યું.

"મજેહની આએ જગ્યા છે," તેણીએ પાછું કહ્યું. "તમે અવારનવાર અહિં આવતાં હોશો?"

"નહિજી, હું તો આજે અહિં પેહેલીજ આવી."

"ઓ કેમ! ઘણાં દુર રહેતાં હોશો?

"નહીંજી, હું તો એટલાંમાંજ રેહુંચ."

"અને ત્યારે તમારાં માયબાવા અત્રે આવવા નહિ દેતાં હોશે?"

"મારાં માયબાવા કોઇ છેજ નહિ," નીનાએ ગમખારીથી કહયું.

"ઓ કેવું દલગીરીભરેલું!"

તેની આંખમાં દયા વંચાતી હતી, અને નીનાનાં દીલમાં ઉલટ ઉસ્કેરાઇ કે કદાપી આ કોઇ ભલી બાંનુ તેના હાલપર તરસ ખાએ ખરી;

પણ તે આખા દાહાડાના કડવા અનુભવની યાદ થતાં તેણીને સ્વભાવિક ફીકર થઇ કે આ બી કોઇ ધુતારીજ હોય તો?

"તમારો ચેહરો ઘણોજ ઉદાસ છે," તે બાંનુએ પાછું કહયું. "તમારાં માયબાપ કંઈ તરતનાંજ ગુજરી ગીયાંછ શું?"

"મારા પપા બિચારા ગઇ કાલેજ ગુજરી ગીયા," નીનાએ ઉંડી દીલગીરીથી કહ્યું.

"અને ત્યારે તું બિચારી એકલીજ છે? પૈસા ટકા બી કંઇ ઘણા નહીં હોશે! તારી ઉંમર શું?"

"સોલ."

"સોલ વરસે તું બિચારી એખલી અટુલી?" તેણીએ ઘણી દયા ખાઇને કહયું. "મને તારૂં ઘણુંજ લાગેછ. મેં તુંને અહિં એકલી એટુલી જોઇ ને જોઇ મને લાગ્યું કે તું કંઇ ઘણાં દુઃખમાં છે. કોઈ દોસ્તઆસનાઓ અત્રે હોશેની?"

"કોઇજ નહિ; હું તો ઈંગ્રેજ માયબાપનું બચ્ચું છેઉં—અહિંની નથી. મને મેહનત કરીને ગુજારો કરવાનો છે, પણ મને કામ મળતું નથી."

"કંઇ ફીકર ના કર; હું તુંને કામ અપાવશ. હું તુંને મદદ કરશ," પેલીએ મોટી ઉકમાઇ લઇને સધ્યારો આપ્યો. "મેં તારા જેવી ઘણી નાચાર લાઇલાજોને મદદ કરેલી છે. ચાલ, હાલ તો મને તરસ લાગીછ. બોલ, તું શું લેશે?"—અને એક વેટરને તે તેડવાનું કરતી હતી તેટલાં તો અત્યાર અગાઉ જે વેટરે નીનાની ખીદમત કરી હતી તેનુંજ તેની ઉપર ધ્યાંન ખેંચાયું, અને તે ઘણા ગુસ્સામાં તેની તરફ ધસી આવ્યો.

"ચાલ નિકળ અહીંથી! વળી કેમ તું અહીં આવી રે?" તેણે પોકાર કરયો—અને તે ઓરત થથરી ગયલી દેખાઇ.

"અમે જઇએછ—જઇએછ, તું એટલી ગરબર ના કર," તેણીએ કાલાવાલાથી કેહતી હોય તેમ કહયું.

"એક મિનીટ બી નહિ! તુંને અત્રે બેસવા દેવાનો અમોને હોકમજ નથી," તે વેટરે પાછો ગગડાત કરયો.

તે ઓરતે પોતાની પર્સ કાહાડીને પાંચ ડોલરની એક નોટ ખેંચી કાહડી.

"અમોને એકકી પાંઇંટ ચંપીનની લાવી આપ, ને બાકીના પૈસા તું પોતે લેજે," તેણે તે ગરીબને લલચાવ્યો.

"ધુત! તારી લુચ્છાઇગીરીના પૈસા તુંજ રાખ," તે જુવાન માણસે મોટા તિરસ્કારથી કહ્યું—અને પછી તેનો હાથ પકડીને ખેંચી કાઢતાં વધારયું, "હવે અહીંથી તારે આબરૂ ઇજ્જતમાં જવું છ કે પોલીસને બોલાઉં?"—અને નીનાની ભારે અજાયબી વચ્ચે પેલી કોઇ ગ્રહસ્થ દેખાવની ઓરતે નોટ કચડી બચડીને પાછી પોતાના ખીસામાં ઠેસવી દીધી, અને ઘણી ગુસ્સામાં આવી ગઇ હોય તેમ, ફજેત અને ફીકકી જેવી, તે એ પછીથી તે દુકાણમાંથી પાછી બાહાર નિકળી ગઇ.

"એ કોણ છે?" નીનાએ તેના જવા પછી બીહીતાં બીહીતાં પુછ્યું.

"લુચ્છા વર્ગની બદમાસ છે, બાંનુ," તે ભલા વેટરે જવાબ કરયો. "તમારે જેની તેની પર વિશ્વાસ મેળી દેવો નહિ જોઇએ. એ ગુનેહગાર એવી બુરી મતલબથી અવારનવાર અહીં આવેછ, અને એનું તરફત પકડાઈ આવ્યા પછીથી એ મુજબ એને હડધુત કરીને અમોને હાંકી મેળવી પરેછ."

"ઓ ખોદા, ત્યારે દુન્યામાં કોણુ પર વિશવાસ મેળવો?" નીનાએ હબતી જતાં કહયું. "શું આખી દુન્યાજ ઠગારી ને લુચ્છી છે?"

તેણીને લાગ્યું કે તેના બાપે તેને એકલી રાખવામાં ખરેખર ઘણી ગંભીર ભુલ કરી હતી, ને તે ઉંચ ખાનદાનની હોવાથી ગરીબ વર્ગમાં ભેલાવાને લાયક નથી એ પોતાના હેંકરાઇભરેલા વિચારમાં ભુલભરેલું ગોટું ખાઇને તે ઘણી ખરાબી કરી ગયો હતો. ગરીબ અને મુફલેસ વર્ગમાં બી કોઇ સાચાં અને સારાં માણુસ તો હોવાંજ જોઇએ, અને તેવાં થોડાં સાથે બી જો તેણે તેણીની ઓળખાણ કરાવી હતે તો આજે તે આએ કીસમે કદમે કદમ ઠોકરાવા અને ઠગાવાના જોખમમાં રહેતે નહિ.

તે તો એમજ સમજયો હતો કે એ રીતે ઉતરતા વર્ગની સોસાયટીથી તેને તદન અળગ રાખી મેળવાથીજ તેને જે ઉંચ વર્ગની સોસાયટીમાં ભેળાવાનું થશે તેને માટે તેને લાયક કરી શકાશે! એ એક જાતની ગરૂરી અને હેમક હેંકારી હતી, જેનો દંડ તે અનાથ બચ્ચાંને તેની એકલવાઇ હાલતમાં હાલમાં ભરવો પડતો હતો.

તેણે તેને સ્કુલમાં વદીક જવા દીધી ન હતી. મોટી ફી ખરચીને ઉંચી પંકતીની સ્કુલમાં મોકળવાની તો તેની ગુંજાસ ન હતી, ને હલકી

પંક્તીનાં છોકરાં જાય તેમની લગોલગ સ્કુલમાં જઇને તે તેનું બચ્ચું બેસે ને ભેળાય તે તેને ગમતું ન હતું. એટલામાટે જે કંઇ કેળવણી માટે તે આભારી હતી તે, આપણે આગળ વાંચી આવ્યાં તેમ, તેના બાપ તરફથીજ તેણીને મળેલી હતી.

છેક સાડા છ વાગે પેલા વેટરની "ડયુટી" પુરી થયલી હોવાથી તે તૈયાર થઇને બાહાર આવ્યો, અને નીનાને ઘેર પુગાડી આવવાની મરજી બતાવી, અને નીના તેને ખરેખરો ગ્રહસ્થ માની લઇને ખુશીથી તેની સાથે ચાલી.

"તમારાં શું માયબાપ નથી?" તે ગરીબ વેટરે રસ્તે જતાં ખરી દીલસોજીથી નીનાને પુછ્યું.

નીનાની આંખો આંસુથી ભરાઇ ગઇ. તે જરા જરામાં રડી દીએ એવી ચીબીચાબી ન હતી, પણ છેલ્લા એક બે દિવસના હાંદેસાઓથી તે એટલી બધી આજેજ થઇ ગઇ હતી કે તેનાં મગજ ઉપર થયલાં દબાણનાં સબબથી તેનું ભેજું ઘણું નબળું પડી ગયું હતું.

"મારાં માય બાપ કોઈ નથી," તેણીએ રડીને કહ્યું. "મમા તો બિચારાં મને જન્મ આપતાંજ ગુજરી ગયાં હતાં, અને મારા પપા બિચારા ફક્ત ગઇ કાલેજ ગુજરી ગીયા છે."

"કોઇ ભાઇબેહન બી નથી?"

"કોઇજ નહિ."

"તાહરે શું કોઇ દોસ્તો સાથે રેહોછ?"

"હું એકલીજ રેહુંછ; મારાં કોઇ દોસ્તઆસના બી નથી."

"ખરાબ—ઘણુંજ ખરાબ," તે ભલો આદમી પટપટયો. "તમારાં જેવી જવાંન અને—માફ કરજો, હું નેક નિષ્ટાથીજ કેહુંછ—આવાં સુંદર બાંનુએ એમ એકલાં રહેવું ઘણું જોખમભરેલું છે. તમે કંઇ નોકરીએ છેઓ?"

"કંઇ નહિ," નીનાએ દયાજનક જવાબ કર્યો. "મને નોકરી કંઇ મળતી નથી."

"ખરાબ—વધારે ખરાબ!" તે પાછું પટપટયો. "તમે કેઇ જાતની નોકરી કરવા ખુશી છેઓ?"

"પ્રમાણીકપણે કોઇ બી," નીનાએ જવાબ કર્યો. "મેં ઘણી દુકાણોમાં અને નાટક મંડળીઓમાં બી તલ્લાસ કરી જોઈ, પણ મારૂં કંઇ વળ્યું નથી."

"પણ તમોને કોઇની ભરભલામણ કે સરટીફીકેટ વગર રાખશે બી કોણ?" તે વેટરે ફકર બતાવી—અને ત્યારે નીનાએ પુરા વિશ્વાસમાં પોતાનો તમામ હાલ વિગતવારે તે ભલા આદમીને કહી સંભળાવ્યો.

તે ઘણો અજાયબ થયલો દેખાયો. એક કરોડપતી બપાવાની દીકરી આ રીતે તંગદસ્તી ને મુફલેસીની છેલ્લી પગડીપર હતી એ અજાયબ કહાંણી સાંભળતાં તે અક્કલથી હેરત રહ્યો.

"તમોને ત્યારે તમારા બપાવા હવે જરૂર તેડાવી લેશે," તેણે હીંમત આપતાં કહ્યું. "તમોને જો ડોસો નજરે જોય તો જરૂર પીગળી જાય."

"સબબ?"

"તમારી આએ અજાયબજેવી ખુબસુરતી."

નીના ફીકાસથી હસી.

"મારી ખુબસુરતી મારા રસ્તામાં તો સાંબી એક કદુઆ જેવી છે," નીનાએ કડવાસથી જવાબ કરતાં કહ્યું. "એ તમે લોક કેહવોછ તે બળી ગેઇ ખુબસુરતીના સબબેજ તો હું વધારે જોખમમાં છેઉં ને હું વધતી હાડમાર થવાની!"

"ખોદા મદદ કરશે," તે ભલી મનસનીના ગરીબે દુવા કરી. "હું પોતે ઘણો ગરીબ ને મુફલીસ છેઉં એટલે હું તો કંઈ કરી શકતો નથી. હું મારી ઘરડી માયની એ બાબે સલાહ લેવસ. દીલગીરીભરેલું એ છે કે પરમ દાહડે અમે અત્રેથી જતાં રહેવાનાં છીએ. હુ મારા માય ને મારા ભાઇને ગામ મુકીને પાછો આવવાનો છેઉં."

"તમે ઘણા ભલા આદમી છેઓ," નીનાએ હેસાંનથી કહયું. "તમે જતા રહેવાના છેઓ તે સાંભળીને હું દલગીર થઇ."

"કાલે તો હું અહિંજ છેઉં," તે વેટરે કહયું. "કાલે સહવારે તમારે ઘેર તમારી ખબર લેવા આવવા મને રજા છે, બાઇ?"

"બેલાસક આવજો," નીનાએ ખુશી સાથે રજા આપતાં કહ્યું—અને એટલાંમાં નીનાનું ઘેર બી આંવીજ લાગ્યું, એટલે ઇજ્જતથી અને

અદબથી પોતાની ટોપી ઉંચકી સલામ કરી, નીનાના ઉપકારોના તેના કાનમાં વાગતા ખુશ ગણુગણાતની મજાહ મેળવતો, તે પોતાને રસ્તે આગળ વધ્યો.

બીજા હાથ પર નીના પોતાનાં કંગાળ મથકપર પાછી ફરી. તે હેરાન પરેશાન થયલી, થાકીને લુસ થઇ ગયલી, પસીને ગરકાવ, નાઉમેદ, બિમાર, કાહેલી જેવી પાછી ફરી હતી. સારી આશાનું એક બી કિરણ કે સુખનું એક બી સાંધણ તેણીની નજરે હજી આવતું ન હતું, અને ત્યારે, અરે અફસોસ, હવે પછી તેણીનું શું થવાનું હતું? આ ઓહોળી દુન્યામાં તેનો ગુજારોજ કેમ ચાલવાનો હતો? તેની પાસના દસ ડૉલરની ખરચી ઉતાવળે ખુટતી આવતી હતી, અને તે બધી ખરચાઇ રહેવા પછી શું તે બિચારીને રસ્તે રસ્તે ભીખ માંગવી પડવાની હતી?

---

## પ્રકરણ ૮ મું.

તેણીને ઉંઘ આવી નહિ. તે ભલો વેટર, તેને તેનાં ગરીબ ઘર સુધી પોંહચાડી ગયા પછી નીના પાધરી પોતાના ગરીબ ઓરડામાં ગઇ, અને ત્યાંની એક ન્હાની ફુફ્તીઝાફ્તી બતી સલગાવીને એકાદ નૉવેલ વાંચવા દીલ લગાડવાની કોશેશ તેણીએ કરી જોઇ, પણ વ્યર્થ.

તે જઇને બારીએ ઉભી. રાત આગલી રાતો જેવીજ ગરમ અને બફારાભરેલી હતી, અને તે ગરીબ લત્તાનાં મુફલીસ રહેવાસીઓ, આગળ બ્યાંન કરવાં મુજબજ, ટોળેટોળાં મોહલ્લાની પગડીઓ અને એટલાઓ ઉપર નિકળીને બેઠાં હતાં, જે જોતી અને તપાસતી તે ઉભી. આસપાસની દુકાણો અને ધીકતાં પીઠાંઓ માંહેલી ઝળઝળતી રોશણીનાં કારણથી આ મોહલ્લો તે પોતે આગળ તેના બાપ સાથ રહેતી હતી તે મોહલ્લા જેવો ડરામણો નહિ લાગતો હતો, અને તેથી નિચેની તે ધમચકરી જોતી જવાંન નીના કલાકો સુધી તે ન્હાની બારી કને ઉભી રહી.

તે પછી તે સુવા ગઈ. બિછાણું ગરમીના સબબથી તદન ખખડી ગયું હતું, અને તેથી તેણીએ ફક્ત તે પાટયાંની જમીન પર એક ફાટોફુટો ચારસો બિછાવીને પોતાનાં થાકથી અડી ગયલાં હાડને આસાએશ આપી; પણ, ઉપર કહેવા મુજબ, તે ગરીબ છોકરીને નિરાંતની ઉંઘ આવી નહિ, અને અંધારી કબરની સરહદ મટી વંચ્ચે સેવટનો આરામ કરી પડેલા

પોતાના વ્હાલા બાપનાં રૂહને યાદ કરતી, અને પોતાના સંગદીલ બપાલાના જવાબની આરઝુ કરતી તે કલાકો તક જાગતી પડી રહી.

અંતે અરધી કાચીપાકી ઉંઘે ઉંઘાયા પછી બીજી સહવારે ૬ વાગે વળી પાછી તેને, નામુરાદ અને નાસબર, આપણે તેની બારી પર પડેલી જોઇએ છીએ. તે નિચાંણમાં ટીકતી બારીની એરપર માથું નાંખી નાઉમેદીનું એક પીકચર પડેલી હતી. તેનું બિચારીનું માથું દુઃખતું હતું. આગલા દિવસના હાંદેસાઓ અને તે પછીની રાતનો ઉજાગરો એ બંનેની ભેગી અસરનાં પરીણામમાં તે બિમાર અને કાહેલી જેવીજ ઉઠી હતી, અને તેથી સહવારની તે તાજી હવાની એક ઘણીજ ધીમી ઠંડી લેહરી તેનાં તનને ને મનને કાંઇક તાજગીનો તેજાબ પુરો પાડતી હતી. ખરેખર, સહવારે તે ઉઠી ત્યારે તો જીવવાની તેને આરજુજ ન હતી; એવું અકારૂં જીવણ જીવેલું કામતુંજ શું હતું? જીવવા જાણે તેને ગમતુંજ ન હતું. ગુજારાનાં એક બી સાંધણ વગર—કોઇના બી બચાવજોગ આસરા કે સાહરા વગર, એકાંત, એકલાં, અનાથ જીવતરે જીવવાનું તે જીવતરમાં મજાહજ ક્યાંથી આવે?

'જો મોટાપાવા મારી દાદ નહિ લેશે તો મોહત સિવાય બીજો મારો છુટક કે ચારોજ નથી,' તે બેખુદી વચ્ચે પટપટી—અને તે બારીની એરપર પોતાના બરફ જેવા સફેદ સુંવાલા ગાલો ટેકવીને તેણીએ ખરાં દીલની બંદગીમાં માંગ્યું કે ખુદા તેના નાચાર હાલપર તે જેહ આસામીને તરસ ખાતો બનાવે, અને તે તેની કોઇ કીસમે જલદીજ દાદ લીએ!

તેણીએ ઠંડાં પાણીએ નાહી લીધું, અને તે ગરમ સહવારે ઠંડાં પાણીએ આંગ ધોવાનું ન્હાની નીનાને માટે એક મોજ પુરવાર થઇ. તેની પાસે પાણી ગરમ કરવાનું એક ટબ તેની બાપીકી મીલકત તરીકે અસલમાં હતું ખરૂં, પણ તે તો લુચ્છી મીસીસ ઓપહેંમે બીજા અસબાબ સાથે બેમુલ વેચાવી નાખ્યું હતું, એટલે તેણીને હાલમાં તો ઠંડાં પાણીમાંજ સબર માનવાની હતી, અને ઠંડું પાણી આંગપર લઇ શકાય તેવી હવા પુરતી ગરમ હતી એ શુકરગુજાર થવા જેવુંજ હતું.

તેણીએ દુધ અને પાંઉ લઇ રાખ્યું હતું. માખણ લેવાનું પણ તેનું ઘણું મન થયું, પણ તેણીએ પોતાના જીવને મારયો. એ જાતની જીવ ચાહે એવી મોજ કરવાને તેણી પાસ પૈસાજ ક્યાં હતા? તે બિચારીએ દુધમાં પાઉં બોલીને ખાઇ લઇ પોતાની ભુખે કકળતી આંતરડીને આસુદગી

આપી, અને દસ વાગતા સુધીમાં કાંઇ કામકાજની શોધમાં તે પાછી તૈયાર થઇ રસ્તે ઉતરી. તેના ખ્યાલમાં હતું કે ફક્ત એક મહિના તક નિરવાહ ચાલે એવી બી જો કોઇ એકાદી નોકરી મલી જાય તો બસ, કેમકે તેના છપાવાને કાગળ મલે અને જો કદી તે કાગળથીજ વળતો જવાબ કરે તોબી તે એક મહિનાના દરમ્યાનનાં તે કાગળ પુગી જવાનો ને જવાબ પાછો ફરી વળવાનો પુરતો અને જોઇતો સંભવ હતો.

તે બપોર સુધી જુદે જુદે ઠેકાણે રખડી, પણ તે બધી આગલા દિવસ જેટલીજ બીનહાંસલ જેહમત હતી. છેક બપોર પછી તે પોતા સાથે ખીજવાયલી, નારાજ થયલી ને હાડમાર થયલી ઘરમાં ભુખી તરસી પાછી ફરી.

તેને કોઇ હૉટલમાં જઇને ગઇ કાલની પેઠે પેટ ભરીને જમવા ગમ્યું નહિ. તેની તેને લાલચ તો જબરી થઇ, પણ વળી તેણે જીવને મારયો. વાંચનારને રોશન છે તેમ તેની ખરચી ખુટતી આવતી હતી, અને તેથી એવાં ખરચાળું ખાણું ખાવાની તેની ગુંજાસ નહિ હોવા છતાં તે બાપડી તે માટે હીંમતજ કેમ કરી શકે?

એક વાગ્યા પછી ભુખ નહિજ સહન થઇ શકવાથી અખની અને પાંઉં કે ભુંજેલી કલેજી અને પાંઉં એવું કાંઇક સાંમેનાં પીઠાંમાંથી બુક-બાંચકો લાવીને તે ખાઇ લેવાનો ખ્યાલ કરતી હતી, તેટલાંમાં તેણીએ બારીએથી પેલા ગઇ કાલવાલા વેટરને હાથમાં એક મોટી બાસ્કેટ સાથે સાંમી ગલીમાંથી ઉતાવળે તેનાં ઘર ભણી આવતો જોયો.

"હું કેહી ગયોતો તે મુજબ સહવારે અત્રે ફેરો ખાઇ ગીયોતો, મીસ," તેણે હસ્તે ચેહરે ઉપર આવી લાગતાં સાથે કહયું. "મને જરા મોડું થયું, અને તમો બાઇજી તેટલાં ઘેરમાંથી નિકળી ગીયાં હતાં. એમ છતાં મને ખાતરી હતી કે અત્યાર સુધીમાં તમો ઘેર પાછાં ફરયાંજ હોશો, જે ઉપરથી મારાં ગરીબ માયજી તરફથી હું આએ થોડુંક ગરીબ ગરીબ લઇ આવ્યોછ, જે મારા પર મેહરબાની ફરમાવીને કબુલ રાખો."

"મારે સારૂ?" નીનાએ તાજુબીમાં હસીને પુછયું.

"જી હા," તેણે તે જમીન નીનાના પગ આગળ પોતાનાં પ્રમાણીક દીલની મોટી ખુશાલી વચ્ચે ઉતારતાં કહયું.

નીનાએ તે ખુશીથી ધ્રુજતા હાથોએ ખોલી જોઇ, અને પોતાની

ગરીબ ખાટલીપર તે જમીનમાંનો અસબાબ ખાલી કરવા માંડયો. તે બિચારો ગરીબ વેટર તો જાણે ન્હાની નીનાને સારૂં એક ગાંધીની આખી દુકાણુજ ખરીદી લાવ્યો હતો! તેમાં ચાએ, કાફી ને કોકોના ડાબડા હતા; ખાંડ સાકરનાં પડીકાં હતાં; પુરતાં પ્રમાણમાં વેલાતી પનીર હતું; સારડીનના ડાબડા, બીસ્કોટનું એક મોટું ટીન, મોટી સાઈઝનાં તાજાં અને તરતનાં ભઠ્ઠીમાંથી કાઢેલાં ગરમ ગરમ બે પાંઉ, એક ડજન ઇંડાં, મીણબતીનું એક પેકેટ, અરધી ડજન મેંચ બોક્ષ, એક ન્હાનો સ્પીરીટ લેમ્પ અને તેને લગતી જલાવાની સ્પીરીટની બાટલી, ચાએ ઉકાલવાની એક ટીપોટ અને અરધી ડજન સોડા લેમન હતો!

નીનાની આંખ આંસુઓથી ભરાઇ ગઇ.

"આએ બધું શું મારે વાસ્તે?" તેણીએ તાજ્જુબીમાં પુકારયું. "નહિ, નહિ, એ મારેથી લેવાયજ નહિ. તમે બિચારા પોતે આટલા મુફલીસ અને ગરીબ છેઓ, અને તમારે વળી એક જૈફ માતાનો ગુજારો કરવાનો છે, અને તે છતાં એટલા મોટા ખરચને વાસ્તે હું બી એમ તમારે માથે પડું તે બનેજ કેમ ને શોભેજ કેમ?"

"એ તો ઘણું તુચ્છ છે, મીસ," તે વેટરે લાયકીથી જવાબ કરયો. "મારી જૈફ માતા આગળ મેં તમારી બધી વાત કીધી, અને તેવણુની આંખમાં દયાનાં આંસુ આવી ગીયાં, અને તેવણેજ પોતે એ બધો અસબાબ ખરીદીને તમુને પુગાડવા જોગા પૈસા મને કાઢી આપ્યા. એથી કરીને કદાચ તમારા મોટાબાવા તમોને તેડાવે તાંહાંવેર થોડા ખરચમાં તમારૂં ગાડું ગબડયા કરશે. શું કરયે—અમે ઘણાંજ ગરીબ છીએ. અમારી પાસે પૈસા હોતે તો તમોને તમારા મોટાબાવાને મુલક મોકળી આપવાની બી મદદ કરી છુટતે."

"હું જતેજ નહિ," નીનાએ હસીને કહયું. "જાંહાંવેર તેવણુ મને તેડાવે નહિ તાંહાંવેર ત્યાં ચાલી ચલાવીને જવામાં મારી સલામતી કે શોભા નથી. કદાચ મને ઘેરમાં દાખલ કરવાજ ના કેહે!"

"એટલા બધા તેવણુ કડક અને કરડા છે?"

"મને પોતાને તેવણુના સખત સ્વભાવનો જરા બી અનુભવ નથી થયો," નીનાએ સમજ આપી, "પણ મારા ગરીબ પપા પર જે ગુજરયું છ તે ઉપરથી તેવણુ જરા બી દયાળુ હોય એ હું માનીજ નથી શકતી."

"તમે સહવારે કંઠે બાહાર જઇ આવ્યાં હોશો ?" તે વેટરે હવે એ અણુગમી વાત ફેરવવાની મકસદથી પુછ્યું.

"હા, હું કંઇ કામકાજ મેળવવા વળી પાછી ઠેકાણે ઠેકાણે રખડી આવી," નીનાએ જવાબ કરયો.

"અને પછી ?"

"કંઇ કામ મળી શકતું નથી," નીનાએ મોટી દીલગીરીથી કહ્યું. "જો મને શૉર્ટહેન્ડ કે ટાઇપ રાઇટીંગ આવડતું હોતે તો કંઠે કદાચ નોકરી મળી શકતે, પણ મારા પપાએ એવું એવું કંઈ નહિ શીખવવાની ઘણી ગંભીર ભુલ કીધી, ને તેનું પરીણામ હવે મને ખમવું પડેછ !"

"ખુદા સૌ સારૂં કરશે " તે વેટરે વળી પાછી ધીરજ આપી. "તકલીફનો એકાદ મહિનો ગુજરી જશે તેટલામાં તો કદાચ તમે મોટે ઘેરનાં થઇ જશો, અને એવી કોઇ નોકરી ચાકરીની તમોને પરવાહ બી નહિ રહેશે."—અને તેણે હસીને વધારયું, "તે વખતે મને ગરીબને યાદ કરશો કે ભુલી જશો ?"—અને, ટુંકમાં, એ મુજબ તરેહવાર, વાંચનારને વગર અગતની, બીજી ત્રીજી દમ વગરની વાતચીત કરીને તેઓ છુટાં પડયાં. તે વેટર બીજી સહવારે તો પોતાની માય સાથ બીજે ગામ જવા ઉપડી જવાનો હતો જેથી તેઓ પાછાં મલવાનાં નહિ હતાં, અને નીનાએ તે ગરીબ પણ સાદા અને સાચ્ચા માણસની એ બધી અસરાફી પોતાનાં મનથી ઘણાં માન સાથે સ્વિકારતાં તેને શેકહૅન્ડમાં તરત પોતાનો હાથ આપ્યો; અને ત્યારે તે ગરીબ વેટર તેને એટલું બધું માન મળવાનાં પરીણામમાં ઓશક અને શરમથી એકદમ લાલ થઇ જઇ તરતજ ગુંઠણુ પર પડયો, અને તે પોતાના હાથમાં પકડેલા ન્હાના નાજુક હાથપર ઘણાં હેત ને માનનું મહોબતભરયું એક ચુંબન કર્યું.

એ રીતે તેઓ છુટાં પડયાં. દરયામાં અચાનક બે બારકસો એકઠાં મળે અને પાછાં જુદાં પડે તેવીજ મીસાલનો આએ એક મામલો હતો. જેમકે ખાધખોરાકી વગર તોફાંનનાં વમળમાં ફસી પડેલાં એક બારકસને બીજું તેટલુંજ ગરીબ પણ ઓછાં સંકટવાલું બારકસ કાળજીથી થોડી ઘણી મદદ કરીને પોતાને રસ્તે ચાલ્યું જાય, અને પેલું વધતાં સંકટનાં વમળમાં ફસેલું વાહાંણુ પોતાની કમતાકતી સાથે મોટાં તોફાનના જોખમમાં પાછું અસડાયા કરે તેવી કીસમનો તે ગરીબ વેટરનો ને ન્હાની નીનાનો હાલ હતો !

નીનાએ તે ભલા વેટરનાં ત્યાંથી રૂખસદ લઇને ચાલતો થવા પછી તે બધી ખાધખોરાકી વગેસગે કરી નાંખી, અને તુરતવેલા પોતાની ભુખને તૃપ્ત કરવા જોગું થોડું ઘણું ને સુકકું પાકકું તેમાંથી ખાઇ લીધું.

તેણે મોજથી ખાધું. જે ખાધું તેના તેને પૈસા આપવા પડવાના ન હતા એ સધ્યારો તે બાપડીને ઘણો મોટો હતો.

એ મુજબ વળી જમી રહ્યા પછી પાછી તે નોકરી અપાવનારી એક બીજી એજન્સી ઑફીસમાં પોતાને બરની કોઇ જગ્યા માટે પરપુછ કરવા ગઇ. તેનાં રેજીસ્તરપર કોઇ અબળા બેઠેલી હતી.

"અમારી પાસે એવી ઘણી જગ્યાઓ છે," તે ઓરતે મોટા દમામથી કહ્યું; "અમે તમારૂં નામઠામ નોંધી લઇશું અને નોકરી નક્કી કરીને તમોને ખબર આપશું. અમારી ફી એક ડૉલર છે."

"ફી નોકરી મળવા પછી આપું તો નહિ ચાલે?" નીનાએ કરગરીને પુછયું.

"બધી ફી આંગપરજ લેવાનો અમારો ધારો છે," તેણીએ વધતા તોરથી કહ્યું.

"તમે વારૂં નોકરી આપવાનું ગૅરંટી કરશો?"

"ગૅરંટી ફૅરંટીની અહિં કોઈ વાતજ નથી, અને અમે ખાતરી વગર ફી લેતાંજ નથી," તેણીએ કાંઇક સધ્યારો આપતી ફીસમે જવાબ કર્યો. "તારા જેવી દેખાવળી ને મજબુત બાંધાની છોકરીઓને નોકરી અપાવવાનું અમોને કદી બી મુશ્કીલ થતુંજ નથી."

નીનાએ એ સાંભળતાં અંતે ઘણી આનાકાનીથી તેટલીજ નાચારીથી પોતાની પર્સ કાઢી, અને તેમાંથી એક ડૉલર ખેંચી કાઢયો, અને જેવો તેણીએ તે ટેબલ પર મુકયો કે એક ચીલની ઝડપ ને તડાપ સાથે પેલીએ તે પોતાનાં ખાણુંમાં સેરવી દીધો.

"તારૂં નામ ઠેકાણું હવે લખાવ," તેણીએ હવે મોટા મિજાજથી હુકમ કર્યો.

નીનાએ લખાવ્યું.

"કાલે દસ વાગે અત્રે પાછી ખબર લેજે," તે ઓરતે એક બે જુદા જુદા ચોપડામાં જેનું તે લખી લેતાં કહ્યું.

"મને તો તાબરતોબની જગા જોઇએછ," નીનાએ જુસ્સાથી જવાબ કર્યો,—અને તે ઓરતે જરા બેચેની સાથે નીના ભણી જોયું. તેણીને લાગ્યું કે આ કાંઇ ખરતું કરી શકાય તેમાંનું નબળુંપોચું ફુલ નહિ હતું, અને ત્યારે તેણે ચોપડાઓનાં તરેહવાર પાણાં ઉડલાવીને બે ત્રણ ઠર ઠેકાણાં એક કાગળની કાપળી પર ઉતારી આપતાં નીનાને કહયું, "કદાચ આમાંથી કોઇ તારે બરની નોકરી પુરવાર થશે. એ બધી ઘરમાં કામકાજ કરવાની નોકરીઓ છે—ઝાડુ કરવાનું, વાસણ સાફ કરવાનું—એવું."

નીનાએ સરદ હાય ખેંચીને તે કાપલી લીધી. તેણીએ તે જુદાં જુદાં સરનામાંપરથી જોયું કે એક નોકરી એલાર તો બીજી પેલાર હતી, અને પાંઉપ્યાદી તે બધીની ખબર લેવા જવાનું ખરેખર ને દેખીતી રીતે ઘણું મુસ્કેલ ને જેહમતભરયુંજ હતું!

---

## પ્રકરણ ૯ મું.

બીજા ચાર કલાક વહી ગયા પછી નીના ઘણા ગુસ્સામાં, પીસેલા દાંત ને બીડેલા હોઠ સાથે, તે રૅજીસ્ટર ઑાફીસમાં પાછી ફરી. તેણીએ જોયું કે રેજીસ્તર પર બેઠેલી અબળા પાસે હાલમાં બી બે ત્રણ ઉમેદવાર છોકરી ઘરાકો ઉભેલી હતી.

"આએ તેં આપેલાં બધાં શરનામાં ખોટાં અને દગલબાજીભરેલાં છે," તેણીએ બધાં સાંભળે તેમ મોટા ગુસ્સાથી તે હાથમાંની કાપલી તેણીનાં દીલપર ફેંકતાં બરાડયું. "એક બી ઍડરેસ ખરૂં નથી, અને એ ઠેકાણાં પ્રમાણે કોઇ બી તાંહાં રેહતુંજ નથી. એવી ઠગબાજી મારી પાસ ચાલવાની નથી. અત્તર ઘરી મને મારો ડોલર પાછો આપ!"

"એવી ગરબડ અહિં નહિ ચાલશે રે," પેલીએ બી એ સાંભળીને સાંમો તરારો મુકયો. "સાંબેના બાંકપર જઇને બેસ ને તારે કંઇ ફરયાદ કરવી હોય તો હું ફુરસદ પામું ને બોલાઉં ત્યારે આવજે."

"એક મિનીટ બી હું થોબવાની નથી!" ગરીબ ગાય નીનાએ એક ગોધાની માફક છેડાઇ પડીને એકદમ ઘોંઘાટ મચાવ્યો ને અફડાતફડી કીધી; "લાવ મારો ડોલર પાછો! મને લુટી તેમ આય બિચારી બીજીઓને બી લુટવા બેઠેલી છે? મારો ડોલર લાવ, નહિ તો અત્તર ઘરી પોલીસ બોલાઉંછ!"

પેલી તોરવાળી તુમાખી હવે તુરત તરખાયલી દેખાઇ. તેને આય રીતે આજ તક કોઇએ ઠઠરાવી ન હતી, પણ આએ પરીસુરત ચેહરાની કોઇ ન્હાની મદુકલી તો એક વીચ્છણુ કે વાઘણુ છેડાય તેવા તોરથી ખાઉં ખાઉં કરતીજ આવી હતી! એમ છતાં, પેલી બીજીઓનાં દેખતાં તે દમી જાય તે કેમ બને? પોતાની બાકી રહેલી બધી હીંમત, તેથી, એકઠી કરીને તેણીએ એકદમ ભવાં જમાવ્યાં, અને બીજી કોઇ કાચીપોચી થથરીજ જાય તેમ ટેબલપર હાથ થોકીને તેણે નીનાને એકદમ ત્યાંથી ચાલી જવા કહયું; પણ નીના જરા બી ડરી કે દબી નહિ. "તારૂં કૉકેરૂ જેવું લંબાચું મોહનું ચહરાવીને તું કંઈ મને દબાવાની નથી." તેણીએ પાછો ગગડાટ કર્યો—અને નીનાએ કરી મુકેલા એ ઘોંઘાટથી પેલી બીજી ઘરાકો જે અકેક ડૉલર આપવા તૈયાર થઇ ચુકી હતી તે લોકોએ તરતજ પોતાના હાથ ખાંચી લીધા, કે જે જોઇને પેલી રૅજીસ્તરવાલી વધારે ભડકી. તેણીએ તરત જોઇ લીધું કે ગુંહણુ જેટલી એક દુકતીના ઘોંઘાટથી નજદીક ચાર ડૉલર તેણીના હાથમાંથી સરી જતા હતા, અને તેથી તે ઘણી નારાજ થઇ, કે જ્યારે ચાર ખોહી બેસવા કરતાં એક ખોહવાનું વધારે સ્હેલ હતું એમ માનીને તેણીએ એક ડૉલર પોતાનાં ખાણાંમાંથી કાઢીને તરાર કરતો નીનાનાં મોંઢાં પર છુટો મારયો.

"લઇ જા તારો ડૉલર, જુઠી લુતરી," તેણીએ બખાલ્યું. "આએ ઇજ્જતદાર ઑફીસ છે, ને તે ત્હારા જેવો કૉકટને નોકરી અપાવવાની કદી બી મદદ કરશે નહિ."

"ઇજતજદાર ઓફીસ કે ચોરાંત્યું ખાતું!" નીનાએ જીભ અરધી બાહાર કાઢીને તેની સામી ખીજ પાડતાં કહ્યું—અને પછી એ જંગમાં આખું અમેરીકા જીતી લીધું હોય તેવી મોટી ફત્તેહ અને મગરૂરી સાથે તે વ્હાલો ડૉલર પોતાની પર્સમાં પાછો નાંખીને મીસ નીના ચૅસ્તર મોટા ડમામ સાથે તે ચોરાંત્યાં ખાતાંમાંથી બાહાર પડી; અને કહેવાને અજબ જેવું છે કે તેનીજ પુઠે તેનીજ મીલાલે, પોતપોતાના ડોલરો પોતાની મુઠીઓમાં તાઇટ પકડીને, પેલી રૅજીસ્તરવાલીના અતી ઘણુા ખીજવાટ ને ખળભળાટ વચ્ચે પેલી ચાર ઉમેદવારો પણ તે ઓફીસ છોડી તરતજ ત્યાંથી ચાલતી થઇ ગઈ!

મગર ગરીબ નીના રસ્તામાં ઉતરીને હવે પોતાને માટે વળી શું કરવું તેનાં દુઃખી વમાસણમાં પાછી એકલી ઉભી. તે ખટકે ખટકે વિચારવંતુ

ઉભી રહેતી અને વળી થોડુંક ચાલતી, અને એમ કરતાં તે એક થીએતર આગળ આવી ત્યારે વળી પાછું તેનું તેમાં ઘુસવાનું અને તલાસ કરવાનું મન થયું. આગલે દિવસનો એ બાએનો કડવો અનુભવ, અલબત, તેને આ વખતે બી યાદ તો આવ્યો, પણ જો હયાં બી કોઇ નોકરી મળી જાય તો ઝાડુ કાઢવાવાલી કે વાસણ માંજવાવાલી થવા કરતાં એ કામ તેણીને માટે વિશેષ ચઢયાતું અને વધતું માનભરેલું નહિ હતું ?

તે પછવાડેના દાદરપરથી સ્ટેજપર ગઇ, અને પરડાઓ કપ્પીઓ ને દોરડાંઓ વિગેરે નાટકને લગતા અસ્બાબો વચ્ચે થઇને તે મેનેજરને શોધતી અને પુછતી સ્ટેજના અંદરના ભાગમાં આગળ વધી.

"મેનેજર છે ?" તેણીએ ટેબલ આગળની ખુરસીપર અરડાઇ પડેલા એક છંસ્કી ને બાયલા જેવા દેખાતા જવાન્યાને પુછ્યું.

"મેનેજર સાહેબ તો બીજે ગામ કંપની લઇ જવાનું નકી કરવા ગીયાછ," તે જવાંને ટેબલની તળે પોતાના લાંબાલટાક દીવાસળી જેવા પગ વધારે લાંબા કરીને વધારે અરડઇ પડતાં જવાબ કર્યો, "પણ કલાર્ક, ચીફ એક્ટર અને મેનેજર જે કાંઇ કેહો તે સેવક પોતે તમારી ખીદમતમાં મોજુદ અને હાજર છે."

નીના ખંચઇ. આ બી કોઇ દેખઇતો સારો માણસ ન હતો, અને ત્યારે એવા એકની પાસે તેણે નોકરી માટેની પોતાની આરજુ રજુ કરવી કે નહિ ?

"કેમ, શું કામ છે ?" પેલાએ પાછું પુછયું.

"મને કંઇ નોકરી જોઇએછ," નીનાએ બીહીતાં બીહીતાં કહ્યું. "તમારે તાંહાં મને કંઇ મારે લાયકનું કામ મલી શકશે ?"

"તમે કોઇ દાહરે ફુટલાઇટ આગળ નાચેલાં છેઓ ?"

"એટલે—તે શું ?"

"કોઇ દાહડે તખ્તા ઉપર આવેલાં છેઓ ?"

"તમે એમ પુછવા માંગોછ કે મેં આગળ કદી નાટક કીધેલો છે ?" પેલાએ હાનું ડોકું કીધું.

"નહિ, નાટક કીધેલો તો નથી, પણ તેથી શું કંઇ ઘણો ફેર પડશે ?"

"તે તો અલબત પડશે," પેલાએ જવાબ દીધો; "અમુને કાચાં અને બીનઅનુભવી આદમીઓની ગરજ નથી."

"મને કંઇ નોકરીની ઘણી જરૂર છે," નીનાએ પોતાના બેઉ ન્હાના હાથ ટેબલ ઉપર મુકીને કાલાવાલાની ઢપે કંમરમાંથી તેના ભણી વાંકી વળતાં કહયું; "ફકત મારો ઇજ્જતથી ગુજરો થાય એવી ટુંક પગારની નોકરી હોય તો—"

"હું કાંઇ કરી શકું એમ નથી," પેલાએ પોતાનું આઇગ્લાસ નાક પર ચઢાવીને તેને પગથી તે માથાં સુધી ટીકતાં કહયું. "ખરી વાત તો એટલીજ છે જે નાટક કંપનીઓમાં તારા જેવી બીનઅનુભવી અને કાચી છોકરીને પગારદાર કોઇ રાખતુંજ નથી."

"નહી ?"

"નહિ. જે લોકો પગારદાર રાખવાના તડાકા મારેછ તે લોકો તદન જુઠા ઢોંગ કરેછ," તે મેનેજરે સમજાવ્યું. "તારા જેવી છોકરીઓ તો સાંબી કાલાવાલા કરીને વરસ છ મહિના શીખાઉ તરીકે મફત રહેછ, ત્યારે પગાર આપેજ કોણ ને આપેજ શું કરવા ? હું કબુલ કરૂંછ કે તારી ખુબસુરતી ઘણી અસાધારણ તોરની છે, અને તે એક લાલચ છે ખરી, પણ હું કાંઈ કરી શકું તેવી હાલતમાં નથી. ગમે તો આવતે મહિને અહિં પાછી ખબર લેજે—તેટલે કંપનીનો માલેક અતરે કદાચ આવી જશે, અને તેવણનું ધ્યાંન પુગશે તો તુંને થોડા પગારની એકાદ જગા આપી બી દીએ."

"ત્યારે શું તમે એમ કહેવા માંગોછ કે મને કોઇ બી ઠેકાણે કોઇ બી કંપનીમાં પગારદાર નોકરી મલીજ નહિ શકશે ?" નીનાએ ફકરમંદ પુછ્યું.

"હું તો ધારતો નથી," તે મેનેજરે ખાત્રી આવે તેમ કહયું. "મને તો તારી કાકલુદી ને તારી અરજગુજારી પર ઘણી રહેમ આવેછ, તેથી હું તુંને ચેતવણીનો એક અવાજ કહી સંભળાઉંછ કે નાટકવાલો વર્ગજ બધો ઘણોખરો લુચ્ચો આવેછ, ને તેમાં ત્હારા જેવી ઇજ્જતદાર છોકરીઓનું કામ નથી.—" અને સીગારનો ધુમાડો કાઢતો ઘણી મોટાઇના દેખાવથી તે નાવારેસ છોકરી તરફ તે જોતો હતો. ખરી વાત તો એટલી હતી કે તે એક ભુખરીબારસ કંપની હતી, અને તેમાં તે પોતે એક ટુંક પગારનો એકટર હતો, પણ તે આચારવિચારનો નેક અને પ્રમાણીક હતો,

અને નીના તરફ તેની દયા અને દીલસોજી અજબ જેવી રીતે ઉશ્કેરાઇ આવ્યાથી હાલ તે તેને ખરી અને વાજબીજ સલ્લાહ આપતો હતો. છેલ્લે, નીના વધારે નાસબર અને વધારે નહિંમત બનેલી તે નાટકશાળામાંથી પાછી બાહાર પડી.

એ રીતે પંદર દહાડા ગબડી ગયા, અને નીના વધારે અનુભવી અને વધારે ઘડાયલી થઇ, પણ કમાઇમાં તે હતી તે કરતાં વધારે ખાલીજ રહી ને ખાલીજ થતી ચાલી. તેણીએ અનેક તરેહના પછાડા મારી જોયા. એક જણાએ બૈરાંઓએ કંમરના ટેકાવ થકી પેહેરવાનાં નવી જાતનાં કૉરસેટનું પેટંટ લેવાની જાહેર ખબર આપી તો તે તેને જઇને મલી, અને ફરી ફરીને કમીશને તેનાં "કોરસેટ" વેચી આપવાનું તેણીએ માથે લીધું; અને જોકે પેહેલાં તો તે પોતાનાં બે ચાર કોરસેટ વટીક તેને એમ કશી બી જામીનગીરી વગર ધીરતાં પુરતો બીધો અને ફકરમંદ થયો, તોપણ પોતાની કાકલુદી અને નિર્દોશ ચેહરાની ગુવાહીથી પોતાનાં પ્રમાણીકપણા બાબે તે તેની ખાતરી કરી શકી, અને ત્યારે તે એ ફેરી ફરવા ઉલટમંદ થઇને બાહાર પડી, પણ સઘળું ફોકટ! ધરેધર તે ગઇ, પણ કોઇને તે કોરસેટમાં નવું કંઇજ જણાયું નહિ. કંમરની મજબુતી અને ટેકાવ માટે બજારમાં વેચાતાં સેંહેંકડો જુદી જુદી જાતનાં કોરસટોથી તે કોઇ બી રીતે ચઢયાતું કે જુદું પડતું નહિ હતું, અને મડમો સાંભી તેનાં પેટંટ લેનારાની ને તે ફેરી ફરનાર છોકરીની હસી મશ્કેરી કરીને હસવા લાગી. ખરેખર તો મોટે મોટે ઘેરે તેને કોઇ મળતુંજ નહિ ને મળવા માંગતુંજ નહિ, જેથી એ કોલંબ્યા કોરસટની કમાઈ કે કમીશનમાંથી બે પૈસા કુટી કાઢવાની કમનસીબ નીનાની ઉમેદ એક આખા દાહાડાની જેહમત પછી બીલકુલ નિરઅર્થકજ પુરવાર થઇ.

તે પછી તેણીએ કોઇ કોઇની ચોપડીઓ કમીશને વેચી આપવાના તેજ ધોરણ પર પછાડા મારયા, પણ વ્યર્થ. ચોપડીઓનો બોજ ઉપાડીને તે ઓફીસોમાં જતી, અને ત્યારે તેની ખુબસુરતી ને સુંદરતાના સબબથી કલાર્કોમાં ખુશીનો એકદમ ગડબડાટ થઇ રહેતો; અને અનેક આંખો તે મધુરીના મીઠા ચેહરા પર ખુશીમાં ખેંચાતી અને ટીકાતી, પણ કોઇ એક બી પુસ્તકનો ખરીદદાર મળી આવતો નહિ. ઓર કેટલાક હિમતવાન બેઅદબો તો લાજ મુકીને તેને એમ બી કેહતા કે "ચોપડીઓને નાંખ

બઠ્ઠીમાં અને જોઇએ તો બે ચાર આના લઇને અકેકી ચુમી વેચી જા," કે જ્યારે નીના ગુસ્સામાં ફડકતાં નેણો સાથે તે બેશરમો આગળથી હઠીને અલગ થઇ જતી.

તે રોજ પેપરો અને પેપરો માંહેલી જાહેરખબરો તો, એમ છતાં, જોયાજ કરતી હતી, અને તેમ કરતાં એક દાહાડે તેણે નિચે મુજબ એક જાહેરખબર વાંચી :—

"તરત જોઇએ છે.—જુવાન, સુંદર, ખેંચાણકારક ચેહરાની છોકરીઓ. બીજીઓએ અરજી કરવી નહિ. કામ થોડું અને પગાર સારો. સુંદર, ભરાવદાર બાલનાં માથાં અને જોતાં તબીએત ખુશ થાય એવા ચેહરાની વરસ બારથી વીસ સુધીની ઉંમરની સુમારે એક દજન છોકરીઓને નોકરી મળી શકશે. હેમીલટન એન્ડ કું૦ની જાણીતી બાલ કાપવાની દુકાણ—સીકસ એવન્યુ સ્ટ્રીટમાં એવી જવાન છોકરીઓએ પોતે તાકીદે આવીને મળવું."

થોડો વખત સુધી તે જાહેરખબર વાંચીને નીના તાજુબ થતી બેસી રહી. એ જાહેરખબર ખરેખર ઘણા અજાયબ તોરની હતી. તેનાં લખાણમાં અસભ્યતાનો તોર વધારે કરીને હતો. ખેંચાણકારક ચેહરાની, સુંદર ગાલ અને બાલની છોકરીઓને નોકરીએ બોલાવવામાં આવે એજ શું બતાવતું હતું? એ નોકરી કઇ જાતની હોવી જોઇએ? જો નોકરીમાં સઘળું પ્રમાણીક અને ઇજ્જતદાર હોય તો બેશક તે પોતે એ જગ્યા મેળવી શકે. તે પોતાના એજ જાતના ચેહરા માટે પુરતી માહીતગાર હતી. તેના બાલ ભરાવદાર, ચળકતા, જથ્થાબંધ અને કમ્મર સુધી વીખરાઇ પડે તેવા લાંબા હતા, અને જ્યારે તે છોડતી ત્યારે તે પાછા ચોટલા વાલીને બાંધી લેવાનું ને સુંદર ઇંડાંના પોરા જેવા અંબોરામાં એકઠા જમાવવાનું તેને માટે એક ખરેખર જેહમતનુંજ કારજ થતું. એટલા માટે એક દજન ઉમેદવારોમાં તેને બી એકાદ જગ્યા મળી જાય એ સંભવ બેશક વધારે નજર આવતો હતો એ તો ખરૂં.

કોઇ બી રીતે તપાસ કરવામાં કંઇ ગયું નહિ, અને તેણીએ, તેથી, હેમીલટન કુંપનીની દુકાંણમાં એક ફેરો જઇ આવવાનું પોતાનાં મનથી તાબરતોબ નક્કી કર્યું, અને તે ગઇ.

તે ગઈ, અને જ્યારે તે દુકાંણુ આગળ પોંહોંચી ત્યારે તે મોટી મચેલી પ્રખ્યાત હજામની દુકાણુના દરવાજામાં તેણે ઝુરાબંધ ગરીબ વર્ગની છોકરીઓને, તે જાહેરખબરના જવાબમાં, ત્યાં આવીને જમા થયલી જોઇ. દેખીતી રીતે તે બધીઓ પોતાના બાલમાં ને ચેહરાની સુંદરતામાં ઘણું માનવાવાલી હોવી જોઇએ.

તેમની તપાસની ગોઠવણુ ઘણી સંતોષકારક ક્રાસમે કરવામાં આવેલી નજરે આવતી હતી. બધી છોકરીઓને બાહારનાં બારણાંમાં મેજરૂં વાળીને ઉભી રાખવામાં આવી હતી, અને એકેકને તેઓનાં નંબર પ્રમાણે એકેક પછી સાઇડમાંનાં બારણાંમાંથી દાખલ કરીને મેનેજરના રૂમમાં લઇ જવામાં આવતી, જ્યાં તેને ઘટતું પુછવા પરછવામાં આવતું, અને તેને નજરે તપાસી લેવામાં આવતી, જે પછી તે ઓરડાને લગતા બીજે નાકેનાં બારણાંમાંથી તેને પાછી બાહાર મોકળી દેવામાં આવતી.

એ મુજબ જ્યારે નીનાની વારી આવી, ને તેને તે ઓરડામાં દાખલ કરવામાં આવી ત્યારે તેણીએ જોયું કે તે ઓરડો મોટો, ઠીક રીતે સણુગારેલો અને કાંઇક સુખદાયક હતો, કે જ્યારે વચ્ચોવચમાંની એક ટેબલ આગળ એક કોઇ અધોર ઉમરની અબળા અને જૈફ દેખાવનો મરદ બેઠેલાં હતાં.

---

## પ્રકરણ ૧૦ મું.

"હું બી તમારી જાહેરખબરના જવાબમાં આવીછ," નીનાએ બીહીતાં બીહીતાં કહ્યું.

"સારૂં કીધું, બેટા," પેલા જૈફ આદમીએ પોતાની પડોશમાં બેઠેલી અબળાને નીના નહિ જુએ તેમ "બીલ્લી ટપકાવી" (આંખ મારી) ને કહ્યું; "મહેરબાની કરીને ટોપી કાઢો ને તમારા બાળ છોડી નાખો."

તે આખો ઓરડો મોઢું જોવાની આરસીના મોટા મોટા તખ્તાઓથી ઘેરી લીધેલો હતો, એટલે કે એક આદમી પોતાને પીઠેથી અને આખાં તન બદનમાં જોઇ શકે; અને નીના, તેથી, એ હુકમને અનુસરીને પોતાના

બાલ છોડતાં પહેલાં તો થોડીક ખંચઇ, મગર તેણીએ જોયું કે આ માંગણી કરનાર પોતે એક જૈફ આસામી હતો એટલુંજ નહિ પણ તેણે પોતાની સાથે એક અબળાને પણ બેસાડી હતી, જે આ દરખાસ્તમાં કશુંજ ગેરકાયદે નહિ હોવાની જાણે એક વધતી જામીનગીરી હતી, અને તેથી એકાદ પળ વિચાર કરી લીધા પછી તેણીએ ટોપીમાંથી મોટો સુઇઓ ખેંચી કાઢીને ટોપી કાઢી નાંખી, અને પછી પોતાના મોટા અંબોડા આસપાસની રીબન છોડી નાંખીને એક ઝટકે તેણીએ ઝગકતા બાલોનો એવો એક દરયાવ પેલાં બેની સાંમે રજુ કર્યો કે પેલો જૈફ આસામી તો ખુશીમાં તાલી પાડીને પોતાની ખુરસીમાં ખુશાલીથી અરધો નાચ્યો.

"ખરેખર ઘણાજ સુંદર બાલ છે," પેલી અબળાએ હવે તેની આગળ જઇને તે તાણી ખેંચી જોયા પછી કહ્યું. તે ઘણીમુઇ બીહીથી હતી કે રખેને ખોટા બાલ પહેરી આવીને તે પોરી તેમને હથેલીમાં ચાંદ બતાવતી હોય!

"એવી જો બીજી ચારેક છોકરીઓ આપુને મળી જાય તો આપરો દાહારોજ ફરી જાય," તે અબળાએ પેલા ડોસાને કાંને લાગીને કહ્યું.

તે પછી તે ડોસાજી ઉઠયા, અને એક દીવાદાંડી પેઠે ગોળ ફરીને તેઓ નીનાની ચારે બાજુની પ્રદક્ષીણા કરી ગયા. "ચાલશે—ઘણી મહજેની ચાલશે," તે બધી બારીક તપાસ કીધા પછી તે ડોસાએ મત ઉચાર્યું. "હવે, છોકરી, તું ત્હારે વિષે અમુને કંઇ કેહ કે આપરે પગાર વિગેરે નક્કી કરી નાંખ્યે."

નીનાએ ટુંકમાં પોતાની સઘળી વિટક વાત કહી.

"ઠીક છે, તું રહી જા; તુંને આએ બાઇ સાથે ન્યુ એવન્યુની એક દુકાણમાં રહેવું પડશે. હું તુંને મફત ખાવાનું ને રહેવાનું આપશ અને દર અઠવાડયે સાત ડોલરનો પગાર આપશ: કબુલ છે?"

"હાજી, એ તો બધું બરાબર છે, પણ મારે કામ શું કરવાનું તે તો તમે મને કંઇ કહેતાજ નથી?" નીનાએ પોતાનાં આએ નહિ ધારેલાં સુભાગ્ય માટે મનથી કંઇક તાજુબ થતાં પુછયું.

"શું કામ તે હું તુંને કેહવશ, પણ ત્હારે તે અમારો ભેદ કદી બી કોઇ આગળ ખુલ્લો નહિ કરવા અને અમોને ઉંધાડાં નહિ પાડવા

વચન આપવું જોઇશે," તે ડોસાજીએ કહ્યું; "પછીથી તું અમારી નોકરી છોડી જાય કે નાહ કબુલ કરે તોબી ત્હારે એ અમારો ભેદ તો સાચવવોજ પડશે."

"કાંઇ અનિતીનું કે ગલીચ છે?" નીનાએ ફકરમંદ પુછ્યું; "તેવું હોય તો મહેરબાની કરીને મને કહેતાજ ના, ને મને જવા દેઓ. મને તેવા કસમ લેવા કે લેવરાવાની દરકાર નથી."

"એવું કશુંજ નથી," તે ડોસાજીએ ખાતરી આપવાને ઉતાવળ કરી. "ફકત અમારા હજામના ધંધાને લગતું છે, અને તે ભેદ જાહેર થાય તો અમારા ધંધાને ઘણું નુકસાન પોંહચે."

"ઓ, ત્યારે તો હું કબુલ થાઉંછ," નીનાએ ખુશી સાથે કહ્યું.

"એમ નહિ—કસમ લે," પેલી અબળા બજીદ થઇ—અને ટેબલ ઉપર એક બાઇબલ જે ખાસ એજ મકસદથી મોજુદ રાખવામાં આવી હતી તે ઉંચકીને નીનાના હાથમાં આપતાં તેણે કહ્યું, "આએ ધરમપોથીને કીસ કર અને કસમ ખા!"

નીનાએ, એ ઉપરથી, વગર આનાકાનીએ કસમ લીધા. હવે આનાકાનીનું કામજ શું હતું? તે ફકત તેઓના ધંધાનો એક ભેદ હતો, અને તે પેલા ડોસાજીએ હવે નીનાએ કસમ લેવા પછી નીચે મુજબ સમજાવ્યો:—

"અમે લોકોએ બાલ વધારવા અને તે નરમ ચળકતા અને સુંવાળા કરવાનું એક ચોકકસ જાતનું તેલ શોધી કાઢયુંચ," તેણે કહ્યું: "તેથી બાલ ખરી જતા નથી અને કવખતે સફેદ થઇ ગયલા બાલો અસલ રંગ પાછો પકડે છે. અમે એ તેલનું નામ "જીંદગીની જરૂરીયાત" આપ્યુંછ, અને તેનાં વેચાણને વાસ્તે ન્યુ એવન્યુ સ્ટ્રીટમાં અમે પરમ દાહાડેથી એક નવી મોટી દુકાંણ ખોલવાનાં છીએ. અમે ચેહરાની ચમક વધારવાનું બી એક જાતનું ક્રીમ તૈયાર કીધુંછ, અને એ બધાંનાં સંબંધમાં ત્હારે જે કરવાનું છે તે ફકત એટલુંજ કે દુકાંણમાં સલંગ કાચના મોટા તખતા આગળ ત્હારે ગમે તે તારૂં કામ લઇને આખો દાહાડો બેસી રહેવું. અમે ત્હારા બાલને અને ત્હારા ચેહરાને અમારી દવાઓથી ફાયદો થયલો જાહેર કરશું, ને ત્હારી સાથે ત્હારા જેવી બીજી ત્રણ ચાર છોકરીઓ બી બેસશે."

"જો કોઇ તુંને પુછે," હવે પેલાં ડોસાં વચ્ચે પુરાયાં, "અને ત્હારા બાલ કે ચેહરાના સંબંધમાં કંઇ સવાલો કરે તો એ બધું અમારી દવા-

નાજ ફાયદાથી થયલું ત્હારે હીંમતથી જાહેર કરવાનું છે. હું તુંને મારી બેહેનની દીકરી તરીકે ઓળખાવતી રહેવશ, ને ત્હારા કરતાં બે ન્હાની છોકરીઓને અમે રાખી ચુકેલાં છીએ તે લોકો મારી દીકરીઓ તરીકે પાસ થશે."

"ત્યારે તમે મારી પાસે એમ જુઠું બોલાવા માંગોછ કે હું તમારી બેહેનની દીકરી થાઉંછ, અને મારા બાલ ને ચેહરામાં જો કાંઈ પસંદ કરવા જોગ હોય તો તે બધું તમારી દવાઓનાં કારણથીજ થયુંછ ?" નીનાએ તોરથી પુછયું.

"હાસતો," પેલા બુઢાએ જુસ્સાથી કહ્યું; "નહિ તો ત્યારે અમે તુંને પગાર શાંનો આપ્યે ?"

"ત્યારે તે મારાથી બનવાનું નથી; મને માફ કરો," નીનાએ ઠરાવથી કહ્યું. "મને પાનપાવલો કમાવાની ખરેખર ઘણી અગત છે, પણ તે જો હું સાચી રાહે ને પ્રમાણીકપણે નહિ કમઇ શકશ તો હું ખુશીથી ભુખે મરશ. મેં તમોને કહ્યું તેમ હું આબરૂદાર માયબાપનું ફરજંદ છેઉં, અને એવું જાણીબુજીને જુઠું બોલવાની કે એવાં ઠગબાજીનાં કામમાં મદદ કરવાની મારી તબેહ નથી."

"ચાલ, હવે ઘણી ચીબી ના થા," પેલી ડોસીએ સમજાવ્યું. "એમ કરયે તો જીવાએ બી નહિ. ચાલ, તું ત્હારે કોઇને કંઇ કેહતી બી ના ને બોલતી બી ના. ત્હારૂં જીગર ચાલતું બી નથી તો જા તુંને કોઇ કાંઇ પુછેજ નહિ અને ત્હારે જુઠું કાંઇ બી બોલવું પડેજ નહિ એવી તરકીબથી અમે કામ લેઇશું."

નીના હસ્યા વિના રહી શકી નહિ.

"સાચીજ થશે ને સાચાંનેજ વળગીને કામ લેવા માંગશે તો કુતરાંને મોહતે રવડી મરશે," પેલા બુઢાએ તીખાસથી કહ્યું. "મારાં તેલમાં દગાબાજી નથી, પણ હું જો એવી કોઇ તારીફની તાવીજથી કામ નહિ લેઉં તો લોક એટલું હેમક છે કે કોઇ તેની અસર અને અગત કબુલ રાખેજ નહિ."

"વેપારમાં એ કીસમની લબાંસ અને ઠગબાજી વગર ફાવત કદી થતીજ નથી," વળી તે ડોસીએ સમજાવ્યું. "દુધવાલા પાણી નહિ ભેળે તો તે લોકોનો ધંધોજ નહિ ચાલે, ને દારૂવાલાઓ હલકા દારૂનો ભેળ કરીને

બાટલીઓ નહિ ભરે તો ભુખે ભરે! દરેક ધંધામાં એમજ છે, અને દરેક જણને પોતાનો માલ મસાલો બજારમાં ચાલુ કરવાને વાસ્તે આવી કંઈ ને કંઈ તરકીબ કરવીજ પડેછ. એમાં ઠગાઇ જેવું ખરેખર તો કંઇજ નથી, વાસ્તે હવે તું જે તે નક્કી કર."

નીના હજી આનાકાની કરતી રહી. તેને કોઇ પુછે તો જુઠું નહિ બોલવું હતું એ તો નક્કી થયું, પણ તોબી તે જાહેરખબર રૂપે તે લોકની દુકાણમાં બેસે એ શું તેઓને તેઓની ઠગાઇમાં મદદ કરવા જેવું નહિ હતું?

પણ ત્યારે કરવું શું? શું સાચું થવું ને ભુખે મરવું? તેની પાસે પેલા દસ ડોલરમાંથી ખરચતાં ખરચતાં હવે ફક્ત બે ડોલર બાકી રહયા હતા. તેને નોકરી મેળવવાની ને પોતાનાં પેટનો ખાડો પુરવા જેટલું ઇજ્જત સાથે પેદા કરવાની કેટલી જરૂરીઆત હતી તે હાલ ફક્ત તેનાં જીગરને ને એકલા તેના ખુદાને રોશન હતું. જે બે ડોલર બચેલા હતા તે તો આજ કાલ ઘરનાં ભાડાંમાં આપી દેવાના હતા, અને ત્યારે કરવું શું?

અને ત્યારે કરવું શું? સધ્યારો માત્ર એટલોજ હતો કે હવે દસેક દિવસમાં તેના બપાવાનો જવાબ પાછો ફરી વળવા જેવો સંભવ હતો, અને, તેથી, તેટલા દિવસ પોતાના જીવને મારીને આ ઠગાઇની નોકરી મંજુર કરવી એજ માત્ર એકજ રસ્તો તેની સાંમે હાલ તો મોકલો હતો.

"હું આવશ," તેણીએ કાંઇક દીલગીરી સાથે ને ધીમે અવાજે કહ્યું. "સરત એ કે કોઇ મને કંઇ પુછેજ નહિ, અને અઠવાડયાંનો સાત ડોલરનો પગાર. એ સરતપર મારે મંજુર છે."

"ત્યારે કાલથી કામપર આવજે," તે ડોસીએ દેખીતી રીતે ખુશી થતાં કહ્યું; "દુકાણ તો પરમ દાહાડે ખુલશે, પણ કાલે તે ગોઠવવા ગાઠવવામાં મને મદદ થવા દસ વાગે હાજર થજે. કાલથી ત્હારો પગાર ચાલશે."— અને નીના આ નોકરી મલવાથી થોડી રાજી થયલી અને થોડી દલગીર થયલી તે દુકાંણમાંથી ઘર જવા બાહાર પડી.



# પ્રકરણ ૧૧ મું.

તે દુકાંણુ સારા સકનમાં ચાલુ થયલી પુરવાર થઇ. જે દહાડે દુકાંણુ ખોલવામાં આવી તે દહાડે ન્યુયોર્કનાં તમામ આગેવાન વર્તમાન પત્રોએ લંબાણ ફકરાઓથી તેની નોટીસ લીધી. "પેરીસ અને લંડનની જાણીતી માદમ કારેલુ" પોતાના મોટી વિખ્યાતી પામેલાં બાલનાં તેલ સાથે અત્રેનાં બાંનુઓની ખીદમત કરવા "ખાસ દુકાંણુ ખોલી અહિં સુધી પધારયાં છે" એમ તે "માદમ કારેલુ" વાસ્તે છાપાવાલાઓએ લાંબી લાંબી લભાંસ છાપી મારી હતી!

એમજ છે. જેઓનાં કામમાં સંગીનપણું હોય, જેઓનાં કામમાં વજુદ યા કીંમત હોય તે બધાં બિચારાં ઢકેલાં ખાતાં રેહ તો ભલે, પણ બેવજુદ બેકીંમતદાર આસામીઓ છાપાવાલાઓને જહાને એક સલામ ભરે અને માખણ ચોપડે તો તેઓના કામનો બેડો પાર જાણવો! ખુશામદનીજ આ દુન્યા છે. નાસ્તીકો સમજાવે છે કે ખુશામદથી ખુદા બી રીઝે છે તો બિચારા છાપાવાલા તો ખાકી આદમ છે, ને તેઓ એમ ખીજે કે રીઝે તેમાં આપણે અજબ કેમ થઇશું?

પેપરોમાં લાંબી ખરચાળુ અને મોટી લભાંસભરી જે જાહેરખબરો છપાવવામાં આવી હતી તેમાં માદમ કારેલુ જાહેર કરતી હતી કે તેણીને બાલના નિભાવ, ફુટાવ, ટેકાવ, વધારા સુધારા વિગેરે વિગેરેનો છેલ્લાં છાસઠ વરસથી અનુભવ હતો. તેણીએ બચપણથી એ હુન્નર પોતાનો કીધેલો છે, અને જે બાનુંઓના બાલ ખરી જતા હોય, જવાનીમાં સફેદ થઇ જતા હોય, બાલની વધ નહિ હોય, બાલમાં ખોરો થતો હોય, અને, ટુંકમાં, જેણે ખભાંપર માથું ઉગાડવું હોય તે બધાંએ આવીને માદમ કારેલુને એકદમ મળવું!!

પેલાં ચેહરાની ચમકનાં ક્રીમની બી તેટલીજ વાખવાખી ગાવામાં આવી હતી. બબે બાટલી અધીપતીઓને ભેટ મોકલવામાં આવી હતી, અને અધીપતીઓએ પોતાનાં "ઘેરના ગવરનરો" નાં મત છાપ્યાં હતાં!

દુકાંણુ બી તેવીજ ભપકામાં ખોલવામાં આવી. સીલ્ક ને સેટીનના પરડાઓ ટાંગવામાં આવ્યા, જમીનપર તરકીશ ગાલીચાઓ પાંથરવામાં આવ્યા, ભપકાભરેલા સોફા વિગેરેથી ડ્રાઇંગ રૂમ આરાસ્તે કરવામાં આવ્યો, સીલીંગ અને દેવાલોપર ઉંચા ટેસ્ટનાં ચિતારો પાડવામાં આવ્યાં, અને કાંઇક

ચોક્કસ ખુશબોથી દુકાંણુ એટલી બધી બેહદ બેહદ થતી કરવામાં આવી કે મેડમ કારેલુ કોઇ મોટી કીસ્મી અબળા હતી એમ કોઇને બી ખ્યાલ થયા વિના રહેજ નહિ.

મેડમ કારેલુનો "કનસલટીંગ રૂમ" બી તેટલોજ બલ્કે જરા વધારે ભપકાભરેલો હતો. તેમાં તો મોટા આરટીસ્ટીક ટેસ્ટથી ઝાડપાનનાં શોભ- યતાં કુડાં વિગેરે ગોઠવી દઇને તે ઓરડો વધારે રમણ્ય કરી દેવામાં આવ્યો હતો, અને ખુબસુરત સીનરીના પીકચરોની મોટી ફ્રેમો ખાસ ધ્યાન ખેંચતી નજરે આવતી હતી.

રાત્રે વળી આખી દુકાંણુ વિજળીક બત્તીઓથી ઝળકી રેહતી, અને વિજળીના પંખા આખો દાહાડો ને રાત ગબડયા કરતા હતા. માથાંના બાલ છેક તેની જડમાંથી તપાસવા મોટા મોટા માઇક્રોસકોપ અને ઝીણી ચીજો મોટી દેખાવાના કાચો મડમ કારેલુની ટેબલપર પડેલા રહેતા, અને, ટુંકમાં, ઑાર્સ્યૉર ને મેદામ કારેલુએ પહેલેથીજ ઉંડો છાપ બેસાડવાને ખરચ કે જેહમતની કશીજ કસર યા કસુર થવા દીધી હતી નહિ.

પણ સૌથી સરસ ખેંચાણ તો દુકાંણુની એક મોટી કાચની બારી આગળ હતું, કે જ્યાં તમાસો હોય તેમ જોવા સેંહેંકડો નવરૂં નકામું લોક આખો દાહાડો જમા થતું રહેતું હતું. ત્યાં વચમાંની મોટી બારી આગળ એક પ્લેટફાર્મ ઉભો કરવામાં આવ્યો હતો, કે જેની ઉપર ચાર ચેહરેનસુન રૂપસુંદરીઓ ઘણીજ ખેંચાણકારક કીસમે ડ્રેસ કરેલી ગોઠવાયલી હતી. તે બધીઓના બાલ છુટા હતા, અને તેઓની સુખકારક રીવોલવીંગ (ફરતી) ખુરસીઓમાં બેસ્તાં તે બાલ જમીન સુધી વેરવાર ત્રીખરાઇ પડેલા નજરે આવતા હતા. ન્હાનામાંન્હાની તેર વરસની એક ઉઘરતી ખીલતી કાચી કળી હતી, કે જ્યારે મોટામાંમોટી અને ઉંચાંમાં ઉંચી નીના હતી. ખરેખર, આવી પરીસુરત મનોહર મધુરીઓનો મેલ (ગ્રુપ) આવી રીતે એકઠો મલેલો જવળેજ જોવામાં આવ્યો હશે, અને તેઓને જોવાને રસ્તાપર લોકોનાં ટોલેટોલાં એકઠાં મળતાં હતાં તેમાં અજાયબી એક બી નહિ હતી. તેઓની ફરતી ખુરસીઓ ફેરવીને કોઇ વખતે તેઓ રસ્તાને પીઠ કરીને બેસ્તી, જેથી તેઓના મોટા બાલનો બેસુલ ખજાનો ખુલ્લો જોવામાં આવતો; કોઇ વખતે તેઓ સાઇડનો દેખાવ આપતી, અને કોઇ વખતે તેઓ રસ્તા ભણી ચેહરો કરીને બેસતી.

તેઓ ઉપર ને તેઓના પોશાકપર પણ બારીક તુલોત્નીલપણાંથી મડમ કારેલુએ ધ્યાંન આપ્યું હતું—એવું કે નીનાના પ્રમાણીક ટેસ્ટ અને સભ્યતાભરયા આચારવિચારની તે વિરૂધ હોવાથી નીનાએ તે સ્વિકારવા પહેલાં તો બંડ ઉઠાવ્યું હતું. ખરેખર તો તેણે તે સ્વિકારયુંજ ન હતું, કેમજે જ્યારે બીજી પેલી નૌજુવાન કુમારીકાઓ આખા ઉઘાડા હાથ અને ગળાં આગળથી નીચે ઉતારેલા પોશાક સાથે પોતાની બેઠકોમાં ગોઠવાયલી નજરે આવતી હતી ત્યારે નીના પોતાના પોશાકમાં વધારે સંભાળભરી, વધતી ટેસ્ટફુલ અને ખરેખરી આબરૂ ઇજ્જતનો અભ્યાસ કરાવતીજ નજરે આવતી હતી!

દુકાંણુની બાહાર બે મોટાં પાટયાં લગાડેલાં હતાં, કે જેની ઉપર નિચલી વિગતે લખાંણુ કરેલું હતું :—

" આ જવાંન બાંનુઓ મારી દીકરીઓ અને ભાણેજો છે. તેઓના બાલની જે અજબજેવી વધ અને ખુબસુરતી જોવામાં આવે છે તે ફક્ત મારાં 'જીંદગીની જરૂરીયાત' નામનાં તેલનુંજ પરીણામ છે. તેઓના બાલ ઉંદરપુછડીઆ અને ટુંકા હતા, ને મેં એ લોકોપર મારૂં તેલ અજમાવ્યા પછીજ આજે જે છે તે થયું છે. એ લોકના બાલ રેશમ જેવા નરમ અને સુંવાળા છે. ચેહેરો બી જે ગુલેગુલાબ જેવો ગુલાબી અને મખમલ જેવો સુંવાળો છે તે અમારાં ક્રીમનું પરીણામ છે.

" હજારો સરટીફીકેટો તેલની તેમજ ક્રીમની વખાણમાં વગર માંગવે લખાઇ આવેલી છે, જે દુકાંણમાં જોવાને માટે ખુલ્લી મુકવામાં આવેલી છે."

ઘરાકોનો અલબત જલદીજ રેલો ચાલુ થયો. પહેલો ઘરાક એક બરમુછયો બાયલો હતો. તે ગુંગણો હતો અને નાકમાંથી બોલતો હતો. તેને મુછ નહિ ઉગતી હતી તે તેનો બળાપો હતો, અને મુછ ઉગાડવાને વાસ્તે તે "જીંદગીની જરૂરીયાત"નું તેલ લેવાને આવ્યો હતો.

તે સબકતે પગલે આવ્યો. તેની પછી જરા વારે બે ડોસીડગરીઓ દાખલ થઇ. તેઓને બી જુવાન દેખાવાનો અભખરો થયો હતો. તેઓએ તે ચારે છોકરીઓને ધારી ધારીને જોઈ, અને વળી એકે તો નીનાનાં લટયાં હાથમાં પકડીને વાહાણનાં દોરડાં ખેંચે તેમ જોરથી ખેંચી બી જોયાં!

નીના તે ઉપરથી તરત ફફડી ઉઠી. "કેમ તમે એ બેઅદબીની હીંમત કરોછ?" તેણીએ ગુસ્સાથી કહયું.

"નહિજી, માફ કરો, અમે જાણ્યે જે ખોટા બાલ હોશે," તે બાલ ખેંચનારે ફજેત જેવું હસી પડીને કહયું.

તે પછી તેઓ જ્યારે કન્સલટીંગ રૂમમાં મેડમ કારેલુ સાથે મત કરતી બેઠેલી હતી તેવામાં એક ગામડયો બાચ તે તેલ લેવા દાખલ થયો.

"હું તારૂં તેલ ચોપરે તો બાલ ખરેખરા આવા થાતા છે?" તેણે નીનાને પુછ્યું—પણ નીનાએ તો જવાબ દીધો નહિ, કે જ્યારે તેને બદલે બીજા નંબરે જવાબ દીધો, "હાસ તો."

"તીવારે તો હું એક બાટલી લેવા. મારી ધેરવારીનાં માથાં પરથી રૂનાં પુમરાં ખરી જાય તેમ હપોહપ બાલ નિહરી આવેલા, ને હાલમાં તેનું માથું બોરૂં બાંડું છોલેલા બોકંડા જેવું છે તે મને તેની ઉપર ઘણું હેત નહિ આવતું છે, તીને કરીને જો તાહરાં તેલથી ફાયદોજ થાતો છે તો બેલાહક એક બાટલી આપજો."

ટુંકમાં, "જીંદગીની જરૂરીઆત"ની બાટલીનું તે દાહાડેનું વેચાણ જોઇએ એટલું સંતોષકારક હતું. જાણે અત્યાર સુધી એ તેલ વગર દુન્યાને ચાલતુંજ નહિ હોય, અને મેડમ કારેલુના ત્યાં આવી લાગવાથી શું એક મોટી રાજદ્વારી ઉઠલપાઠલ જેવો બનાવ બની ગયો હોય તેમ ન્યુ-યોર્કનું લોક ગાડરયાં ટોલાંની માફક ગાંડું પુરવાર થયું. ખરી રીતે શરૂઆતમાં તો દુકાણુને મુખડે બેસાડવામાં આવેલી કુમારીકાઓના બાલની સચ્ચાઇ વિષે ઘણુંકો શંકાશીલ થતાં, પણ તે તદન ખરા હતા એમ ખાત્રી થતાં એક કાનથી બીજે કાન તે તેલની તારીફ પસરતી ચાલી, અને મેડમનો વકરો તે પ્રમાણુમાં એકદમ વધતો આવ્યો.

પણ આપણી વારતાની નાયક નીનાને તો એ કામ થાકવી નાખનારૂં, કંટાળો પેદા કરનારૂં અને ઘણી ખેજાલત ઉપજાવનારૂં પુરવાર થયું. આખો દાહડો લોકોનાં ટોળાંથી ટીકાતી બેસી રહેવાનું એક એવી ખેજાલત હતી કે જેથી નીના જેવી એકને બરડે પાણી ઉતરે તેમાં અજાયબી કંઇ નહિ હતી. તે આએ એક જાહેર ઠગાઇમાં ભાગ આપનારી ને ભાગ લેનારી હતી એજ તેનાં પ્રમાણીક દીલને માટે પુરતું દુઃખ-ઉપજાવનારૂં હતું. દર પાંચ ખરીદદારમાંથી બે તો એવાં નિકળતાંજ કે જેઓ તેના બાલ ખેંચી જોયા વગર રહેતાંજ નહિ, અને બાલની ઉપરાઆપરી એ ધાટકી ખેંચાખેંચથી બી તે પુરતી નારાજ થઇ ચુકી હતી.

રાત્રે છેક આંઠ વાગતે દુકાણ બંધ થઇ, અને ત્યારે તે ગરીબ છોકરીઓ છુટકારાનો દમ ખેંચતી ઉપર પોતપોતાના ઓરડાઓમાં ચાલી ગઇ.

તે રાત્રે મેડમ કારેલુ તે છોકરીઓને લઇને એક જાહેર જલસામાં ગઈ. તે બી એક જાહેરખબરજ હતી. તે છોકરીઓની ફી તેને ખરચવાની ભારી હતી ખરી, પણ તેઓ પોતાના છુટા બાલે તે કૉનસર્ટ હૉલમાં મેડમની સાથે જલસો શરૂ થઈ ચુકયા પછી દાખલ થયાં, અને તે વખતે હજારો આંખો તેમના પર ખેંચાતાં ત્યાં જે "સેનઝેશન" અને ગણગણાત થઈ રહયો તે મેડમના ખરચેલા પૈસા દશ ઘણાં પ્રમાણમાં જલદીજ પાછા ઉગી નિકળવાની એક જાહેર જામીનગીરી હતી !

"પૈસા એ રીતે પેદા થાયછ," બીજી સહવારે તેઓને તેમની બેઠકને વાસ્તે તૈયાર કરતાં મેડમ કારેલુ હસીને નીનાને કહેતી હતી; "જાહાં મુરખાંઓ વસે તાહાં ધુતારાંઓ ભુખે નહિ મરે. જો હું એવીજ કાંઈ ગરબર સાથે હમણાં એમ જાહેરખબર છપાઉં કે જેનાં મોંહનાંમાં દાંત નહિ હોય તેનાં મોહનાંમાં હું ખુદરતી દાંત ઉગારી જાણુંછ તો મારી ખાત્રી છે કે દીવાનું લોક તે વાત પર બી એવોજ ઇતબાર લઇ આવે ને લોભાએ !"

"પણ એ રીતે પૈસા પેદા કરવા એમાં ઇજ્જત કે ઇમાન નથી," નીનાએ તીખાસથી કહયું.

"તું તો ડાહી કાગડી થઇને ત્હારૂંજ રદન રડયા કરજે," તે ડોસીએ મિજાજ ખોહી દેતાં જવાબ કરયો—અને નીનાએ તુચ્છકારથી ખભાં ચઢાવ્યાં.

તેને આખો દાહડો એ બેઢંગી નોકરીનાં દેખીતાં નાલાયકપણાં માટે વિચાર કરવાને પુરતો વખત મલતો હતો, અને જેમ જાસ્તી વખત મલતો તેમ તેની વધતી ખાત્રી થતી જતી હતી કે આ તેની નોકરી કોઇ બી રીતે તેનાં પ્રમાણીક અંતકરણને જવાબ કરતી નહીં અને નહીંજ હતી. તે નોકરી ભલેને સુખની હતી—ખાવા પીવાનું બિસ્યાર હતું, રેહવાનું સુખનું હતું, નાટકોમાં અને જલસાઓમાં જવાનું મળતું હતું, પણ સામટી રીતે આએ એક તેમને માટે કેદખાનું હતું. તેઓને એકલી અને છુટી કદી ફરવા જવા દેવામાં પણ નહિ આવતી હતી. આતવારે બી નહિજ, રખેને તેઓ ખરી વાતનો કેઠે ભડકો ફોડી દીએ

ને આએ ધીકતો ધંધો ચુંટઇ જાય તે ફીકરથી મેડમ કારેલુ તેઓને જરા પણ વીહીલી મુકતી ન હતી, અને તે પણ નીના તામોશ કરી શકે તેથી જયાદા હતું.

આઠમે દાહડે પગાર મલ્યો, અને નીનાએ પોસ્ટઓફીસમાં પોતાનાં કંઇ કાગળો આવ્યાં હોય તો તે માટેની તલાસ કરવા જઇ આવવાની રજા માંગી. મેડમે, અલબત, ના કહી. તેણીએ દુકાંણના છોકરાને મોકળવા કહ્યું, પણ નીનાએ તે માન્યું નહી, અને જયારે તેણે રોકડું પરખાવી દીધું જે 'જો તમે એમ માહરાં છુટાપણાં પર આંકોશ મેલશો તો હું મારે કોઇ બીજી નોકરી જોઇ લેવશ' ત્યારેજ તેણીને, ઘણી નારાજી વચ્ચે, રજા આપવામાં આવી.

નીના, તે ઉપરથી, આશાવંત ને ધડકતી છાતીએ પાધરી પોસ્ટ ઓફીસમાં ગઇ, અને પોસ્ટમાસતરની કેરમાં આવેલાં કાગળો રાખનારા પાસે જઇને બીહીતાં બીહીતાં પુછયું, "મીસ નીના ચેસટરને નામનાં કંઇ કાગળ તમારી પાસે આયાંચ વારૂ ?"

તે કલાર્કે તેના જવાબમાં પોતાની ટેબલના એક વકોરામાંથી દોરીએ બાંધેલાં ઘણાંક કાગળોનું એક બંદલ ખેંચી કાઢયું, અને બધાં સરનામાં એક પછી એક સંભાલથી તે વાંચી ગયો. નીના તે વખતે આશાવંત અને ધડકતી છાતીએ તેની સાંમે ઉભી હતી. ઓ, શું એ બધાં કાગળો વચ્ચે તેને નામનું એક કાગળ હશે? શું તેના જૈફ બપવાને રહેમ આવી હોશે? શું તેની રખડો અને હાડમારીઓનું આજે સેવટ આવનારૂં હોશે! પણ નહીં.

"કઇજ નથી," તે આખું બંડલ જોઇ રહીને ઉપલા વકોરામાં પાછું ઠેસવી દેતાં તે કલાર્કે કહ્યું, અને નાઉમેદીનું એક જોવા જોગ ચિત્ર —કમનસીબ નીના—ત્યાંથી તુટેલાં જીગરે પાછી ફરી.

હવે તેણીએ શું કરવું ? શું તેણીએ પેલીજ દુકાંણમાં પાછું જવું અને પોતાનો ઠગાઇનો પેશો પાછો અખત્યાર કરવો ! એ સિવાય બીજો ઉપાય કે રસ્તોજ શું? તેથી કાંઇ નહિ તો તેણીને ખાવા રહેવાનું અને ટુંક પગાર—એટલું તો હાથ આવતું હતું!—અને ગરીબ નીના, તુરત વેળા તો નાઉમેદ, નાસઅર ને રડમસ, અંતે મેડેમ કારેલુની દુકાણ તરફ જવાજ પાછી ફરી.

————

# પ્રકરણ ૧૨ મું.

તે બેરેહેમ બપાવાનો કાગળ કશો આવ્યો નહિ. તે આવવા જોગો જોઇતો ને પુરતો વખત, અલબત, વહી ગયો હતો. નીનાએ ઉમેદો રાખી હતી તેમ તેણીનાં તે કાકલુદીભરયાં કાગળના જવાબમાં જો તે સંગદીલ બુઢો કાંઇ બી લખતે તો અત્યાર સુધીમાં તો તે કાગળ એ છોકરીને મલ્યા વના રહેતેજ નહિ; અને જ્યારે તે જવાબ નહિજ આવ્યો ત્યારે ગરીબ નીનાને ફરજ્યાત પોતાની એ નોકરી ઉપર, ઘણી દીલગીરી ને આનાકાની છતાં, પાછું ફરયા વગર ચાલ્યુંજ નહિ.

તેણીએ એ નોકરીમાં સરબસર એક ઠગાઇનોજ ભાગ ભજવવો હતો, કે જે. સાંમે તે મધુરી પોરકીનું પ્રમાણીક જીગર બંદ મચાવતું રહ્યું હતું. "જીંદગીની જરૂરયાત" વાલાં મેડમ કારેલુનાં તેલ સાથે તેને કશુંજ લાગતું વલગતું ન હતું, તે છતાં તેના બેમીસાલ બાલ એ તેલનુંજ પરીણામ હોય, અને મેડમ કારેલુ પોતે તેની કોઇ ઘણી અતલગની ખેશી થતી હોય એવું બધું સરયામ જુઠું, કાચની મોટી બારી આગળ બેસીને પોતાનું એક નજીસ પ્રદશણ બાહરનાં લોકને બતલાવતાં, તેને જાંણે બેઅવાજ બોલવું પડતું હતું! આ સબબથી તે રોજ પાણી કરતાં વધારે પાતલી થતી જતી હતી, મગર હાલ તો બીજો ઉપાયજ ન હતો; અને, પરીણામમાં, નિર્દોશ નીનાને તેજ અધર્મી કારજની ફરજમાં હજી આપણે રોકાયલી જોઇએ છીએ. તેણીના બપાવાનાં બોલાવણાંના સુખભરયા સ્વપનાનો સમુળગો છેડો આવી ગયો હતો, અને જ્યારે મેડમ કારેલુ પોતે એ છોકરીઓની મદદની બરકતથી આબાદ થતી જતી હતી, ત્યારે બીજા હાથપર સુંદર નીના પોતે દર્દમંદ, બીમાર, કાહેલી અને નાસબર બનેલી નજરે આવતી હતી!

એટલામાટે છેડો ધારવા કરતાં વધારે વેહેલો આવી ગયો. મેડમ કારેલુએ એક સહવારે તેના ડ્રેસમાં કાંઇ ખાંમી કાઢી તે ઉપરથી કજ્યો થઇ પડયો. તે ડોસી તેને ગલાં આગળથી જરા વધતો ઉતરતો અને ધીલો પોશાક પેહેરવાની ફરજ પાડવા જોગું કેહતી હતી, કેમકે નીના હજી સુધી અરધી ગરદન ઢંકાય ત્યાં સુધીનો અદબવંતોજ પોશાક પેહેરતી રહી હતી—અને તે ઉપરથી મેડમ કારેલુએ ઉધરો લીધો.

તું કોઇ બી વખતે મારાં ઘરાકો સાથે એક બોલ બી વાત કરતી નથી, બાલ તે લોકોને ખાતરી આવે તેમ બતાવતી નથી, અને તેલની તારીફમાં કશુંજ બોલતી નથી," તેણીએ ગુસ્સામાં બબાલ્યું.

"પણ એ તો આપણી પેહેલેથીજ સરત છે?" નીનાએ તરડાઇને જવાબ કર્યો. "હું એ કીસમે અપ્રમાણીક ને જુઠી કદી બી થવાની નથી. તમોને નહિ પાલવતું હોય તો મને રજા આપો. કાલે તમારે ત્યાં મારૂં ચોથું અઠવાડયું પુરૂં થાયછ, અને—"

"હા, ત્યારે હવે સાંબો રસ્તો!" તે કારેલું કંટોલું બી કંટાલીને છેલ્લે પાટલેજ બેઠી. "એમ તો તું બીજીઓને બી બગાડશે ને તારા જેવી નાફરમાન ને બેઅદબ થતાં શીખવશે. તું એ અમારી નોકરી છોડી જવા પછીથી બી અમોને કદી ઉંધાડાં નહિ પાડવાના કસમ લીધાછ તે યાદ છે?"

"મને એ યાદ આપવાની કંઇજ જરૂર નથી," નીનાએ તોરથી કહયું. "હું મારાં વચનને ને નિમકને હમેશ સાચ્ચી રહેવાની."— અને એ રીતે ગરીબ નીના પાછી એકદમ રવડી પડી! સારાં નસીબે જે મકાનમાં તે છેલ્લી રહી હતી તે હજી તેનાજ હસ્તકમાં હતું, અને તેથી પોતાના જરૂરી અસ્બાબની પેટી લઇને મેડમ કારેલુને ઘરથી ખાસ કરીને તે ત્યાંજ રહેવાને પાછી ફરી.

હયાં બીજે દાહડે તે સકાળે ઉઠી, અને બુકબાચકો નાસ્તોપાણી કરીને વળી કોઇ નવી નોકરીની ત્રેવડમાં પાછી બાહાર પડી. અલબત આજ ને આજ નોકરી નહી મળે તો તેને ભુખે મરવું પડે એમ કાંઇ હાલમાં ન હતું. છેલ્લી નોકરીમાંથી તેણે જે અઠાવીસ ડોલર પેદા કરયા હતા તે માહેલા વીસ ડોલર હજી તેના પાસે અનામત અને એમના એમ મોજુદ હતા. પણ તે ઉપર આધાર રાખીને ગરીબ બીચારી તે આળસુ કેમ બેસી રહી શકે? તેણીએ પાછો પેપરોની જાહેરખબરોનો આશરો શોધ્યો, અને અલગારનીઅલગાર જાહેરખબરોમાંથી એકજ તેને અનુકુળ થાય તેવી લાગી, જે આ મુજબ હતી:—

**એક ઘણાંજ ધર્મચુસ્ત ખ્રિસ્તી કુટુંબમાં એક વરસ સોલથી અઢારની ઉમરની તંદરોસ્ત અને મહેનતુ છોકરી બચ્ચાંને લગતાં ને ઉપરનાં બીજાં**

કામકાજ સારૂ જોઇએ છે. પાક્કી ધર્મચુસ્તજ જોઇશે. સકાળે ઉઠવું પડશે. બપોરે દશથી બાર સુધી ઓડવેના ૪૩ મા મોહલ્લામાં મીસીસ જૉઇસને જાતે મળવું."

આ જાહેર ખબરનો જવાબ કરવા નીના જાતે ગઈ. તેને એમ કરતાં પેલી નાટકશાળાનેજ રસ્તે જવું હતું, કે જેનો જવાંન મેનેજર, કોઈ દેખીતો ઇત્તર ને વંઠેલ છતાં, નીના સાથે અજબ જેવી હદ સુધીની દીલસોજી અને દયાળુપણાંની અહસ્થાઈ સાથે વરત્યો હતો. વાંચનાર યાદ કરશે કે તે વખતે એ કંપનીનો માલેક દેશાવર ગએલો હતો, અને તે મેનેજરે, તેથી, એકાદ મહિનો રહીને ત્યાં પાછી ખબર લેવા નીનાને વરદી કરી હતી. નીનાએ, એ ઉપરથી, હાલમાં તે રસ્તે જવું થતાં ઠીએટરમાં પાછું ડોકયું ખોસ્યું, અને ત્યાં હાલમાં બી પેલાજ મેનેજરને તેણે તેની ડેસ્ક આગળ બેઠેલો જોયો. તે તેની નજદીક ગઈ.

"કંપનીના માલેક પાછા ફરયાછ?" નીનાએ તેને સરેસ્તાની "ગુડ મૉરનીંગ" ઇચ્છીને નમનતાઇથી પુછ્યું.

"તેવણ તો આ એક મહિનામાં બે ત્રણ વખત આવ્યા ને ગયા," તે મેનેજરે જવાબ કીધો; "હવે આએ અઠવાડયાંમાં કંઇ આવવાના નથી. કંઇ કામ છે?"

"હું ગીએ મહિને નોકરીની અરજ કરતી અતરે આવીતી ત્યારે તમે મને એકાદ મહિનો રહીને પાછી ખબર લેવા કહ્યુંતું," નીનાએ ગરીબાઇથી યાદ આપી.

"ઓ, હા, મને હવે તમારો ચેહરો યાદ આવ્યો," તેણે તરત યાદ કરીને કહ્યું; "કેમ, હવે તમારૂં ટટુ કેમ ચાલેચ? હજી બેકારજ છેઓ?"

"હા; હમણાં બી મને નોકરીની ઘણી ગરજ છે," નીનાએ નાચારીથી કહ્યું.

"હું નથી ધારતો કે તમારૂં અમારી કંપનીમાં કંઇ બી વળી શકે," તેણે પ્રમાણીકપણે ખુલાસો કર્યો. "હાઉસ કંઇજ આવતાં નથી, અને અમારૂં કામકાજ અતી ઘણું મંદુ છે. કંઇ બીજી જગા કેંઠે તમને નથી મળતી?"

"મેં આ જાહેરખબર વાંચીછ તેનો હું જવાબ કરવા જાઉંછ," નીનાએ ખીસામાંથી તે જાહેરખબર કાઢીને તેને બતાવતાં કહયું. "તમે શું ધારોછ એ વિશે?"

તે મેનેજરે તે જાહેરખબર ધ્યાનથી વાંચી, અને પછી એક ન્યાયાધિસની અદાથી ખુરસીપર મોટો અઢેલો મારી, પોતાના દીવાસલી જેવા લાંબા પગ ટેબલની તળે બન્યું એટલા લંબાવીને તેણે ચુકાદો આપ્યો.

"મને તો એ જાહેરખબરનો તોર ગમતો નથી," તેણે કહ્યું. "ઘણાં ધર્મચુસ્ત હોય તેને અવલ પોતે ઘણાં ધર્મચુસ્ત હોવાનું એટલી પતરાજી સાથે એક જાહેરખબરમાં જાહેર કરવા જેવું છેજ શું તે હું જોઇ શકતો નથી. પગે માછલાં મારે ને મોંહને રામ પોકારે તેવો મને તો કંઇ આએ મામલો દેખાયછ!"

"ત્યારે તમે મને એ જાહેરખબરના જવાબમાં જવાની અને તલાસ કરવાની ભલામણ નથી કરી શકતા?"

"વૅલ, છેક તેમ નહિ. હું ધારૂંછ કે જાઓ તો ખરાંજ," તેણે સલાહ આપી; "તલાસ કરવામાં કંઇ ગીયું નહિ."

"મારે તો ફકત પ્રમાણીકપણે અને આબરૂ ઇજ્જતથી મારો ગુજારો કરી લેવા જોગી એક નોકરી જોઇએછ," નીનાએ ફગલી પડીને કહ્યું.

"મને લાગેછ કે એ તોરનાં આદમીઓ કામ ઘણું સખત લેવાવાળાં હોશે," તે મેનેજરે સમજ આપી. "તેઓ સાધુનો સાહ્યો પેહેડીને ઘણી ગંભીર આંખો કરી શકેછ ખરાં, પણ સો વસા બાતેનમાં તે બધાં ધર્મઠગ, ઢોંગી ને મતલબીજ પુરવાર થાયછ. તે છતાં હવે હાલ તો તમે જાઓ ને કેવો રંગ છે તે જોવો. તમારામાં હું કંઇક એવો તોર જોઉંછ કે તમારો આએ હાલ ટકવો નહિ જોઇએ. હું તમારે વાસ્તે તલાસ કરતો રેહવશ, અને તમારે બરની કંઇ વધારે સારી જગ્યા કેંઠે બી હું જોવશ તો જરૂર તમોને લખીને તેડાવી લેવશ."—અને તે ભલા આદમીએ એક નોટ બુકમાં તેણીનું નામ ઠેકાણું લખી લીધું, કે જે પછી નીના તેની એ બધી ભલાઇ માટે તેનો ઘણો ઘણો ઉપકાર માનીને ત્યાંથી રવાના થઇ.

હવે તે નવી નોકરીની જગ્યાપર તે પુગી તે આગમચ ફકત એકજ છોકરી ઉમેદવાર તરીકે ત્યાં આવી ગઇ હતી, પણ તે ઘણી તોરવંતી ને તુમાખી હતી એટલે તે "ઘણાંજ ધર્મચુસ્ત" કુટુંબમાં તેનો ગુજારો થઇ શકયો નહિ, અને તેથી નીનાનેજ ચાન્સ મળી જવાનું વધારે સંભવિત થઇ પડયું.

તેને એક ચીરડાઉ દેખાવની, કાકાટઉવા જેવાં નાકની, બેઠેલાં દાચાંની, દીવાદાંડી જેવી પતલી ને ઉંચી એક મડમરી પાસે ઉભી 'કરવામાં આવી. તેજ શેઠાણી હતી. તેણીએ નીનાને પહેલાં તો પગથી માથાંવેર ટીકીટીકીને અને ધારીધારીને જોઇ—જાણે નીના વેચાતી લેવાની એક ગાય કે બકરી હોય!

"તું મારી જાહેરખબરના જવાબમાં આવેલી છે?" તે મડમે પુછયું.

"હાજી."

"ત્હારૂં નામ શું?"

"નીના ચૅસ્ટર."

"તું ધર્મચુસ્ત છે?"

"મને મારા ધર્મને વાસ્તે ઘણો પ્યાર અને માન છે," નીનાએ સાદાઇથી કહ્યું.

"તું કોઇની ભલામણ લેતી આવીછ?"

"નહિ; મેં એ જાતની નોકરી આગળ કેદે કોઇ દાહારો કીધીજ નથી," નીનાએ જવાબ કર્યો "મારા પપા બિચારા છ અઠવાડયાં થયાજ ગુજરી ગયાછ, અને હું તેવણ ગુજરયા ત્યાં સુધી તેવણની સાથેજ રહેતીતી."

"તે શું ધંધો કરતોતો?"

"તેવણ ભાડુતી ગારી હાંકતાતા," નીનાએ ગરીબાઇથી કહ્યું.

"ઘણોજ હલકો ધંધો!" તે અબળાએ મોટા તુચ્છકારથી જવાબ કર્યો. "એવો ધંધો કરનારાં આદમીઓ ઇજ્જતદાર કે પોતાના ધર્મ ઉપર પ્યાર રાખનાર થઇ શકતાં નથી."

"તમારી ભુલ છે," નીનાએ જરા તીખાસથી કહ્યું. "તેવણુ ઘણા ખાન્દાની ને ગ્રહસ્થ આદમી હતા, પણ મારા મોટાબાવાએ તેવણુને ઓવા-રનિવાર કીધાથી તેવણુને બિચારાને નાચારીએ અમારા ગુજરા થકી એ ધંધો હાથ કરવો પડયોતો. મારા બપાવા ઈંગલાંડના એક ઘણા આગેવાન ને શ્રિમંત શેહેરી છે."

"બસ, બસ, એ જાતનાં ખેંમાન મારી આગળ ના બોલતી," તે શેઠાંણીએ તરત તરડાઇને તરચાપાત ફેંકયા. "નોકરનફરો એવી ટેહેં-કરાઇની ને મોટાઇની વાત કરેછ તાહરે મારૂં લોહી ઘણુંજ ઉકળી આવેછ!"

"તમારૂં લોહી ઉકળાવા મેં કહયુંજ નથી," નીનાએ જવાબ કરયો.

"એવા સાંબા જવાબો આપે તે આદમી મને ગમેજ નહિ," પેલીએ હજી ગરમ થતાં ને ગરમ રહેતાંજ કહયું. "ઘણો અદબ, ઘણી નિતી, ઘણીજ નમનતાઇ."—અને પછી જરા નરમ થતાં વધારયું: "છ ને સાત વરસનાં બે બચ્ચાંઓની તું સંભાળ લઇ શકશે? એ ઉપ-રાંત ઘેરનું બધું કામકાજ કરવાનું, અને અમે જમ્યે તાહરે જરૂર પડે તો ટેબલની પછવાડે બી ઉભું રહેવાનું. એ બધું ત્હારેથી બનશે? વળી બધું ફાટું તુટું સીવવાનું, અને દર આંઠ દાહાડે બધાં મેલાં કપડાં ધોઇ સુકવીને ગડી વાલવાનું!"

"હું એ બધું કરશ," નીનાએ એક છુપી હાય ખેંચીને નાચારીનો જવાબ કર્યો.

"ત્યારે મુશ્કેલી ફક્ત ત્હારી ભલામણ કરનાર કોઇ નથી તેનીજ છે," પેલી મડમરીએ યાદ આપી.

"તમે ગમે તો મારી ઘેરવાલીને મારે વરે લખીને પુછાવો," નીનાએ યાદ થતાં કહ્યું. "તે મારાં પ્રમાણીકપણાં ને આબરૂ ઇજજત વાસ્તે તમોને જરૂર સારીજ ખાતરી આપી શકશે."

"એ તો એક ઢેર ને બીજો કસાઇ!" તે ઓરતે પાછો તુચ્છકાર કર્યો. "એ હલકે વાંઘેનાં લોકો રહે છે તે ઘેરનાં ઘેરવાલાંઓ બાબે મને કશુંજ સારૂં મત નથી."

"પણ બધાંજ કંઇ દુન્યામાં લુચ્છાં થતાં નથી," નીનાએ આગ્રહ કર્યો; "અને એમ છતાં જો તમારી ખાતરી નહિજ થતી હોય તો આપણો બેઉનો ફોકટ તાહેલ્લાંમાં વખત ગુમાવવો ફાયદાભરેલું નથી."—અને તે પાછીજ જવા પાછી ફરી.

"થોભ, થોભ, એમ ઘોડે ચહડીને શાની નોકરી રેહવા આવીછ ?" પેલીએ ધમકાવી—અને નીના થોભી ગઈ.

---

## પ્રકરણ ૧૩ મું.

તે મડમરીએ જોયું કે ઇજ્જત અને પ્રમાણીકપણું તે સુંદર મીઠા ચેહરામાં પ્રગટ વંચાતું હતું. વળી તે ચતુર અને ખડતલ દેખાતી હતી, અને તેના જેવી એકંત નોકરો મેળવવાની જે મુસ્કેલી પડતી હતી તેનો ખ્યાલ કરીને તેણે, તેથી, નીનાને હાથથી નહિ જવા દેવા કસ્દ કર્યો. વળી તે કોઇની બી ભરભલામણ વગર આવી હતી વે તેણીને વધતું ધી કેલાં એટલા વાસ્તે હતું કે તે બાહાંને તે પગારમાં વધતી કાપકુપ કરી શકે એમ હતું; અને તેણે, તેથી, તે વાતનો લાભ લઇને આટલાં બધાં કામનો ફકત પાંચ ડૉલરનો પગાર આપવા કાઢયો !

અને નાચાર નાવારેસ નીનાને તે પણ કબુલ કરવો પડયો. તેણીએ મનથી વિચાર કર્યો કે કામ ઘણું અને પગાર તુચ્છ હતો ખરો; વળી તે ઘેર બી કાંઇ ઘણું સુખકારક હોય એમ દેખાતું ન હતું એ પણ ખરૂં, પણ તેને જે કરવાનું હતું તે બધું ઇજ્જતદાર અને પ્રમાણીક હતું, અને શુધ્ધ આચારવિચારની નીનાને માટે કાંઇક બેહતર મળી શકે ત્યાંસુધી એજ બસ હતું.

તેણીએ, એ ઉપરથી, તે નોકરી કબુલ રાખી, ને ત્યારે બીજે દાહાડે સહવારના છ વાગતે હાજર થવાનો તેણીને હુકમ મળ્યો.

"તું નીચે મારથાને મળતી જા," મીસીસ જૉઇસ—તે નવી શેઠાણીએ હુકમ કર્યો. "મારથા અમારે તાંહાં પકાવવાવાલી છે. તેને કેહતી જજે કે જો હવે પછી કોઇ અરજદાર આવે તો તેને કેહે કે જગ્યા પુરાઇ ગએલી છે."—અને નીના એ હુકમ બજાં લાવવા પાછી

ફરી ત્યારે બારણુંમાંથી બાહર જતાં તેનું ધ્યાન ખેંચાયું કે મીસીસ જૉઇસ તેને વિદાય કરીને પાધરી બાજુમાંના એક તીરકસ આગળ ગઇ, અને ત્યાંથી એક ડીકાન્ટર ને ગ્લાસ લઇને તે ગ્લાસ ભરી બબ્બો તે ધર્મચુસ્ત બાંનુ એક ટાંસે ગટગટાવી ગઇ!

નીનાથી એ મામલો જોતાં હસ્યા વના રહેવાયું નહિ. આએ ધર્મચુસ્ત તો ખરી! તેની ફીસમના ધર્મગુરૂઓ દારૂથી બીલકુલ પહરેજ રેહવાની પતરાજી અને ધર્મબોધ કરે છે, કે જ્યારે આ તો કોઇ છેક દીસાદીસ અને સહવારને પ્રહર પણ ગેહસારણાં વગર રહી શકતી ન હતી, જે કેવળ રમુજી હતું.

નીના નિચે બાવરચીખાનાંમાં ગઇ. ત્યાં પેલી ભેંસ જેવી જાડી મારથા પકાવનારી હતી. નીનાએ જઇને તેને મીસીસ જૉઇસનો પેગામ કહયો.

"ત્યારે તેં એ નોકરી કબુલ કીધી કે?" મારથાએ પુછ્યું.

"હા, ને હું કાલથી આવનાર છેઉ," નીનાએ ખુલાસો કર્યો.

"ચાલ, પાર પડી ગઇ!" તે દખરીએ દચક દચક પોતાનું મોટું પેટ હીલે તેમ હસીને કહયું; "એ દુકતાઓ તો એવા છે કે આસમાનના તારા માંગે તો આસમાનના તારા બી લાવીજ આપવા પડે!"

"એટલા બધા ચીબાવલા."

"જેતું નામ ચીબાવલા!" મારથાએ નાક ચહડાવીને કહ્યું.

"પણ એ તો ઘણું ધર્મચુસ્ત ફેમીલી છે!" નીનાએ અજાયબી બતાવી;—અને ત્યારે કોઇ આવતું જતું ન હતું અથવા આસપાસ કોઇ સાંભળતું ન હતું એમ ખાતરી કરીને મારથાએ ધીમે સાદે કહ્યું, "ધર્મચુસ્ત તો જબરૂ! તું બધું જોશે તાહારેજ જાણશે. બેઉ વર મૈયર બાટલી ને ગ્લાસ સાથેજ આખો દાહાડો કામ લીએછ, ને સારી રીતે ભીણાયલાં ને ભીણાયલાંજ રહેછ. કેહજે તબીએત ચાલતી નથી તે એ તો ડાકટરની દવા છે!"—અને તે મોટે સાદે હસી.

"ત્યારે એવી હાલતમાં તો એ લોકો વધારે ચીરહાઉ ને પાજી થતાં હોશે?" નીનાએ ફીકર બતાવી.

"એ તો બધું ત્હારી પર પડશે તાહારે તું જાણુશે," મારથાએ કહયું. "આખું ઘેર છાકટું છે, અને તેથી આપુને બી તે ચેપ લાગુ પડેછે!"—અને એમ કેહતાં તેણે રાંધણીમાંની ટાંકાબારી ઉઘાડીને પોતાનું દારૂખાનું બતાવ્યું, જે એક દેખીતું પીઠુંજ હતું, અને તે ગરીબ છોકરી ત્યારે કમકમ્યા વગર રહી નહિ. ખરેખર તેણીએ આ "ધર્મચુસ્ત" કુટુંબના સંબંધમાં અત્યારતક જે જોયું ને અનુભવ્યું હતું તે તેને બીહીધરાવી મેલવા ને બેદીલ કરવા બસ હતું, અને તેની ઘણી મરજી થઇ કે એ નોકરીનો ખ્યાલ તેણીએ પડતોજ મેલવો; પણ તેણીને લાગ્યું કે કાંઇ બેહતર હાથ આવી શકે તેટલાં આ ખોહી બેસવાનું સીર્ફ મુર્ખાઇ હતી, જેથી બીજે દાહાડે વાયદા મુજબ તે ટકોરાબંધ છને ટકોરે પોતાની એ નવી નોકરીની જંજાળ ને ગુસરીમાં આવીને હાજર થઇ.

તે એક તદન વચલે વાંધેનું ઘર અને કુટુંબ હતું, અને ખરેખર દરેક ઓરડો પીઠાં જેવોજ બેહક બેહક થતો હતો, કે જ્યાં ઇગ્લાંડના કરોડપતી સદગ્રહસ્થ મી૦ ચૅસ્તરની એકનીએક પૌત્રી નોકરીએ લાગી હતી! સારાં નસીબે પેલા તોફાણી બારકસ છોકરાઓને તે ગમી.

"આએ મજાહની નર્સ છે, મમા," વડાએ તેનો હાથ ખેંચીને કહયું. "તમે પેંડો આપ્યો તેના કરતાં આએ વધારે સારી છે."

"પેંડો આપ્યો નહિ બોહલે," તે માતાએ ઘણી ગંભીરતાની આંખો કરીને કહયું.

"હા, વરી પેંડોજ આપ્યો," નાથલાએ વચ્ચે તાપસી પુરી. "તે અમુને કહી ગઇ જે તમે તેને પેંડો આપ્યો."

"હું તમો લોકને ગમુંછ?" નીનાએ હસીને પુછયું.

"હા, જો તું અમુને મારશે ધમકાવશે નહિ તો," વડાએ કરાર કર્યો.

"મજાહની પોરી છે," નાથલાએ પોકાર્યું;—અને તે ધર્મચુસ્ત માતાના ડોળા નિકળી પડયા!

"વીલી, તું કેમ એવું નજીસ બોલી શકેછ?" તેણીએ ઘણા ગુસ્સાના દેખાવથી કહયું.

"તાહારે પપા કાંએ એમ બોલેછ?" તે પોરયાએ બચાવ કીધો. "પપા કેટલી વખત કોઇ બી છોકરીને જોઇને કેહછ કે આએ ઘણી મજાહની પોરી છે!"

"તું જુઠો છે—જુઠા લુતરા!" તે માએ ચીરડાઇને પુકાર્યું.

"પપાને પુછજો," વીલીએ બચાવ કીધો "કાલે બી મીસ રેનાલ્ડને જોઇને પપા બોલ્યા જે ઘણી મજાહની પોત્તી છે."

"એમ કોણને કહ્યું?"

"પોતે પોતાનાં મનથી બોલ્યા; હું સાથે હતો તે તો ભુલીજ ગીયાતા," વીલીએ ખુલાસો કરયો.

"ઘણી મજાહની પોત્તી છે," પેલા બીજા દુકતાએ પોતાની માતાનું પાકવતાં પાછો તેજ પડઘા કર્યો.

"ઘણાજ ખરાબ દુકતાઓ!" તે માતા ખીજવાઇ. "નીના, તું એ લોકો સાથે ઘણી સખત થજે ને એ લોકને જરૂર સજા કરજે."

"ઘણી મજાહની પોત્તી—ઘણીજ મજાહની," તે બેઉએ તાલી પાડી અને નાચીને એ એકનું એક બોલ્યા કરતાં પોતાની માતાનું ખુબ તરેહસે પાકવ્યું;—અને ત્યારે તેણીને ગુસ્સામાં તે ઓરડો છોડી જવોજ પડયો.

નીના હસ્યા વગર રહી નહિ. પોરયાઓ દેખીતા ઘણા મસતાન હતા, પણ અપલક્ષણ જેવું બધું તેઓ દેખીતી રીતે પોતાનાં માબાપથીજ શીખ્યા હતા. સધ્યારો એ હતો કે તે પોતે તેઓને ગમી હતી. જો તેઓ તેણીને માટે અભાવ લઇ લેતે તો તેણીને ત્યાં ટકવાનુંજ ભારી પડી જતે, પણ આ તો એમ થયું કે દોસ્તીથીજ તે તેઓ સાથે મળી જઇ શકી, અને તે, અલબત, તે બચ્ચાંઓના સુધારા માટે હાલ તો એક શુભ અને સગનવંતીજ શરૂઆત હતી.

તે પહેલો દાહાડો પસાર થઇ ગયો, અને છેક સ્હાંજે મી૦ જોંઇસ પોતે તે છોકરાઓના ઓરડામાં તેમને બંદગી કરાવવા આવ્યો. તેણે તેમને પોતાની સાંમે ગુંઠણપર બેસાડયા, અને પછી પોતે ગુંઠણપર પડીને તથા માથું જમીનપર ટેકવીને એવું એક કાંઇ લાંબુલટાક લપસીનદર શરૂ કીધું કે પોરયાઓ ગુઠણયે બેસ્તાં જલદીજ કંટાળી જઇને એક એકને ઇસારત આપી પાળણાં પછવાડે સટકી ગયા, અને, પરીણામમાં, મી૦ જોંઇસે જ્યારે માથું ઉંચકીને જોયું ત્યારે મી૦ જોંઇસનો કાંદો, જેમ થવું જોઇએ તેમ, સ્વભાવિક એકદમ ખીલી ગયો. અલબત, એ બધો વખત નીના તેમને પાળણાં પછવાડેથી બાહર આવવાને ધીમે સ્હાદે પટાવ્યા કરતી હતી.

"એકદમ બાહર આવો," તે બાપે હવે એ સડેલો મામલો જોતાં ને નીના સામે તેને ઘણું નાસ લાગતાં તરત ગગડાટ કર્યો;—અને પોરયાઓએ શું જવાબ કરયો? તેઓએ આગમચથી મત કરીજ મેલ્યું હોય તેમ પાળણાંને એકેક છેડેથી ડોકું બાહાર કાઢીને પોતાના બાપને નીના બતાવતાં તે બંનેએ કહ્યું, "આએ ઘણી મજાહની પોત્તી છે, પપા; ઘણીજ મજાહની પોત્તી!"

મી૰ જોઇસ તો પાણીઉતાર થઈ ગયો! નવી નર્સ રહેલી હતી ને પેહેલેજ દાહાડે તે પોરયાઓએ તે ધર્મચુસ્ત પાદરી બાપનાં પાખંડ એ કીસમે ખુલ્લાં કરયાં તેથી તેને ખુદરતીજ ઘણો ગભરાટ છુટયો. સદ્ધ્યારો એ હતો કે મીસીસ જોઇસે તે સાંભળ્યું ન હતું. તે તો બબ્બાની બાહરમાં અત્યારમાંજ લાંબી થઇને અરધી ગરોથમાન બેહસ્તને રસ્તે પોંહચી ગઇ હતી!

તેને વધતું ખસયાણું એમ લાગ્યું કે પોરયાઓની આ મસતીથી નીના, તેણે જોયું કે, ઘણી મુસ્કેલીથીજ પોતાનું હસવાનું દાબી શકતી હતી, અને તે જોતાં જ્યારે તેનું નીનાપર બરાબર ધ્યાંન ખેંચાયું અને તેણે તેણીનું ઉગતું સૌંદર્ય અને ઉઘરતું જોબન જોયું ત્યારે તેને લાગ્યું કે આવી એક ખુબસુરત છોકરી તેણે પોતાની આખી જીંદગીમાં જોઈ ન હતી! તરતજ, તેથી, હવે તે બુઢાની બાવરી ચસ્કી, ને છોકરાઓને પડતા મેલીને તે ત્યારે નીનાની વધારે નજદીકમાં આવ્યો.

"તમોને એ છોકરાઓ ગમેછ?" તેણે તેની છેક નજદીકમાં જઇને કાંઇબી વાત કરાવાની મકસદથી પુછયું.

"હાજી".

"હું ઉમેદ કરૂંછ કે એ લોકો તમોને સતાવશે નહિ".

"મને એ લોકોએ આજે આખો દાહાડો કશીજ રીતની હેરાનગતી આપી નથી," નીનાએ હસીને જવાબ કર્યો.

"જરા એ લોકો પર વધારે ધ્યાંન આપજો," તે પાદરીએ કહયું. "એ લોકની માયને, તમે જોયું હોશે તેમ, તબીએત ઠીક નહિ રેહવાને લીધે અવારનવાર દવા લેયા કરવાની ટેવ છે, જેથી તે એ લોકોપર જોઇએ એવું ધ્યાંન આપી શકતી નથી, અને હું બી આખો દાહાડો રોકાયલો ને રોકાયલોજ રહું છું, વાસ્તે એ લોકની તાલીમ થકી અમે તમારી

પરજ બધો આધાર રાખ્યે છીએ."—અને એમ કહેતાં હેસાંનમાં હોય તેમ તેણે પ્યારથી નીનાનો ગાલ પસવાર્યો, કે જ્યારે નીના ચમકીને બે કદમ પાછળ હઠી ગઇ. એજ પળે પાળણાં પછવાડેથી પેલા પોરયાઓએ પેલો પુરાંણો ને જાણીતો કોરસ ગાયો—"ઘણીજ મજાહની પોત્તી; ઘણીજ મજાહની પોતી !"

હવે ઘરડો જોઇસ ગભરાયો તે તો જવાંન ને સુંદર નીના સાથે કાંઇક વધતી છુટ લેવાનાં જાસ્તી પગલાં બી લેતે, પણ તેણે જોયું કે પેલા બે ઢેડાના ખાધેલા સેહતાનજાદાઓ હજી સાંમેજ ઉભેલા હતા જે લોક તેવો કાંઈ મામલો જોતાં જબરો ઘોંઘાટ મચાવવાના, અને જઇને વળી માયને પણ બધું ફુંકી આપવાના ! એટલામાટે હાલ તુરત તો સેહતાન દાભોજ કરવામાં તેણે પોતાની શાનપત ને સલામતી જોઇ, અને "પછી મલશું" એટલાજ બોલો ગભરાયલી નીનાના કાનમાં કહી દઇને તે પાછલે પગે પાધરો બારણાં તરફજ પાછો હઠી ગયો, કે જ્યારે બારણાંની બાહર જતાં બી તેણે વળી નીનાને એક ખાસ્સી મજાહની "બીસ્સી ટપકાવી !"

નીના ઘણી ગભરાઇ. તેણીનો આ પેહેલ્લા દીવસનો અનુભવ ઘણો બીહીધરાવનારોજ હતો. શું આ ધર્મચુસ્ત આદમી કોઇ ખરેખરો ધર્મઠગજ હતો ? તે તેની મોહરદાર કરતાં ઉંમરમાં કમમાંકમ વીસ વરસ વધારે હતો, અને ત્યારે એ શું બનવાજોગ હતું કે તે સાહઠ ઉનાળા જોઇ ચુકેલો ડોસો હજી એ ઉંમરે બી એવો પાખંડી હતો ?

મી૦ જોઇસ ઓરડામાંથી બાહર જવા પછી છોકરાઓ પાળણાં પછવાડેથી નાચતા કુદતા બાહાર આવ્યા, ને તે પછી નીનાએ જે કાંઇ ફરમાવ્યું તે સઘળું તેઓએ ઘણી તાબેદારીથી તરત બજાવ્યું.

---

## પ્રકરણ ૧૪ મું.

બીજે દાહાડે આતવાર હતો, ને તે દાહાડે તે ધર્મચુસ્ત કુટુંબમાં વધતી ગંભીરતા અને વધતું શોકાતુરપણું સાચવવાનો કાયદો હતો. તે દહાડે મીસીસ જોઇસનો "દરદનો હુમલો" હંમેશ કરતાં વધતો ઉછાળો મારતો, ને તે બિચારીને તેથી જાસ્તી "દવા" પીવી પડતી. છોકરાંઓને

બી એ દાહડે કાળાં કફન પેહેરાવવાનો કાયદો હતો, ને તેથી તે બાળક છોકરાઓ ઘણા સુગાતા ને ખીજાતા હતા.

એ દાહાડે નીનાને ઘણું વધારે કામ કરવાનું હતું. તેણીને ઘણું સકાળે ઉઠવું પડયું, અને પાદરી સાહેબ સાત વાગામાં દેવળમાં જાય તે આગમચ તેવણનાં બુટ સાફ કરી રાખવા પડયાં, તેવણની ટોપી બ્રશથી ઝાડીઝુડીને સોજી બનાવવી પડી, ઇત્યાદી. મારથા કેહતી હતી કે આગળની બધી નર્સો સાથે એ બધી તૈયારીઓમાં કંઇ ને કંઈ ખામી કાઢીને "પાદરી સાબ" પુષ્કળ ચીઠડાં ફાડનો; મગર નીનાનું કરેલું તો તેને બધુંજ ઘણું ગમ્યું—એટલે સુધી કે તે તૈયાર થઇને બાહાર ગયો ત્યારે વળી તેણીની સાથે આંખસે આંખ મળતાં મીસીસ જોઇસ નહિ જુએ તેમ તે બુઢ્ઢો ઘણા મીઠાસથી પાછો હસ્યો વટીક!

નીના ઘણીજ ફચવાઇ. આ ઘરડું ઘુવડ આયંદા તેને સતાવશેજ કે કેમ?

શેઠને વીદાય કરીને હવે તે ગરીબ છોકરીને પેલા સાહેબજાદાઓને તૈયાર કરવાના હતા. તે છોકરાઓ નીનાએ તેમને જગાડયા ત્યારે ઘણાજ ખુશાલ ઉઠયા, અને તેણીની સાથે હસતા ને ખુશમિજાજી મસ્તી કરતા નાહવા ગયા. તેઓ એકમેકપર પાણી ઉડારીને એવા તો ચીસ પાડીને હસતા કે અંતે મીસીસ જોઇસની મોકળેલી મારથાએ ગભરાતમાં ત્યાં દોડી આવીને તે મેમસાહેબનો પેગામ તેમને કહયો.

"તેથી શું જે આતવાર હોય તો હસે બી નહિ કે?" મોટા છોકરાએ બરાડ મારી.

"ચાલો, નહિ તો અમોને પાછા સુઇ જવા દેઓ," ન્હાના વીલીએ તકાજો કર્યો.

"આતવાર હોય તાહારે લાંબો વખત સુવાય કે?" મારથાએ ધમકાવ્યા.

"ત્યારે આતવારે મમા કાંય દેવળમાં "સરવીસ" ચાલતી હોયછ ત્યારે ઉંઘઇ જાયછ?" જમીએ ચતુર જવાબ કર્યો;—અને પછી વીલી ને જમી કોઇની બી દરકાર કર્યા વગર પાણીમાં પાછા છપક છપક રમવા ને ચીસ પાડીને હસવા પડયા.

"ઘણી મજાહની પોત્તી—ઘણી મજાહની," નીનાને જોઇને તેઓ

પાછા ને પાછા બોલતા, અને પોતાના બાપનાં પાખંડની યાદ કરતા. મજાહની પોત્તીને દાળમાં નાખવાની કે દોધીમાં, તેનું રાઇતું કરવાનું કે ભરત તેનો તો તેઓને સ્વપ્નો બી નહિ હતો, પણ તેઓનો બાપ એ હંમેશ કાંઈ દેખીતી ખુરીજ નિશાથી બોલતો હતો એમ ખાતરી થવાથી પુરતી નિર્દોષતા વચ્ચે તેઓ હાલ તે વાકય ખાલી બકબક કર્યા જતા હતા!

અંતે નીનાને જઇને તેમને પકડવા પડયા, અને તે તેઓને ધમકાવીને પાણીમાંથી બાહાર લાવી, કે જયારે પેલાં કાળાં કફન જે તેઓને રવીવારને સબબે પહેરાવવાનાં હતાં તેનો તેઓએ એકદમ ફુટબૉલ કરવા માંડયો. તેઓએ તે કપડાંના દુચા કરી નાંખ્યા, અને લાતે લાતે તે દુર ફેંકવા માંડયા, કે જ્યારે ગરીબ નીનાને તેઓની પુઠેપુઠ દોડીને ઘણો નાસોગોસો રમવો પડયો. એથી ટેબલ ખુરસીની અક્કલ ઝીંક સાથે ત્યાં એટલો બધો ગડબડાત થઇ રહયો કે જાણે આતવારને દાહડે ખોદાયજીને સુતેલા ને આશાએસ કરતા જાણીને આખું દેવસ્થાનજ મસ્તીમાં ઝપકી ઉઠયું હોય! પરીણામમાં, મીસીસ જોઇસને પોતાને હવે ઘણા ગભરાતમાં નર્સરી રૂમમાં દોડી આવવું પડયું, કે તરતજ દુકતાઓ ધોલ્યા તળે ભરાઇ જઇને અંદરથી "બાહુ રે!" કરવા લાગ્યા.

"એ આતવાર જેવે દાહડે શું ઢીંગામસ્તી!" મીસીસ જોઇસે મોટા ગભરાતમાં આવતાં સાથે પુકારીને પુછયું.

"છોકરાઓ આજે મને બદતા નથી," નીનાએ ફરયાદ કીધી. "ઘણા મસ્તીમાં ઉતરી ગીયાછ. મને ટકયા ને કપડાં છુટાં મારેછ!"

"ત્હારે એમ કેહેની જે તું ત્હારાં કામને વાસ્તે લાયકજ નથી?" મીસીસ જોઇસે તેણુ ફેરવીને કહ્યું.

"તમે તો બધીજ નર્સોને એમ ગલે પડયા કરોછ, મમા," હયાં જીમીએ ધોલ્યા તળેથી અવાજ કર્યો.

"તમે તો તમે બધીજ નર્સોને એમ ગલે પયડા કરોછ, મમા," વીલીએ પડઘા કર્યો.

"એકદમ ધોલ્યા તળેથી બાહાર આવો!" તે માતાએ હયાં પાછું પોકાર્યું.

"અમે આએ દલદર જેવાં કપડાં પેહેડવાના નથી," જીમીએ કહ્યું.

"પેહેડવાંજ પડશે."

"ત્યારે અમે ધોલ્યા તળેથી બાહાર આવવાનાજ નથી," વીલીએ તરત મોટા ભાઇને ટેકો આપ્યો.

"તું કેમ નથી એ લોકોને ધોલ્યા તળેથી બાહાર લાવતી, નીના?" પોતાનું કાંઇ વળ્યું નહિ ત્યારે તેનો ખાર નીનાપર કાઢતાં મીસીસ જોઇસે ગુસ્સામાં બખાલ્યું.

નીનાએ, એ ઉપરથી, પાછી તજવીજ કરી, અને જરા ગુસ્સામાં અફેકો નાખલો પગ પોતાના હાથોમાં મજબુત પકડીને તે બે બાંગડોને ધોલ્યા તળેથી તેણીએ જોરાવરીથી બાહાર ખેંચી કાઢયા, જે પછી મીસીસ જોઇસે આગળ રહીને તેઓના ચીસચીસારા વચ્ચે તેઓના તે એબલગામણા પોશાકો તેમને સજવાની ફરજ પાડી.

"ખોદાયને માન આપવા આતવારે એ કાળા પોશાકો પેહેડવાજ જોઇએ," તે માતાએ તે બચ્ચાંઓને સમજાવ્યું.

"ત્યારે ખોદાએ આમુને કોયલા જેવાં કાળાંજ કાંય નહિ કીધાં?" જીમીએ પુછયું.

"હા, કાળાંજ કાંય નહિ કીધાં?" વીલીએ તેની માયની ખીજ પાડીને પડઘા કર્યો. "તમે પોતેજ કાંય નથી કારં કારૂં પેહેડતાં? શું ખોદાએ એમ કેહ્યું છે જે આતવારે છોકરાઓને કાળાં કાળાં કપડાં પહેડાવજો અને તમો બૈરાંઓ બધાં એરકીમેરકી કપડાં પહેડજો!"

"ખોદાયજી તો આજે સુઇ ગીયા હોશે ત્યારે તેવણને ખબરજ કેમ પડતી હોશે કે વીલી ને જીમીએ કાળાં કપડાં પહેડયાછે કે નહિ!" જીમીએ તકરાર ઉઠાવી—અને આ બધું અધર્મી બોલાતું સાંભળીને "ધાર્મીક" મીસીસ જોઇસે કમકમીને તરત કાને હાથ દીધા, કે જ્યારે તે બે બોલીદરાજ બદમાશોની તકરારને પુગી નથી વળાવાતું એમ જોઇ ગુપચુપ તે ઓરડામાંથી બહાર સટકી ગઇ.

છોકરાઓને સ્કુલમાં મુકેલા હતા, અને તેઓને સ્કુલમાં લાવ લઇ જાવ કરવાનું કામ પણ નીનાનુંજ હતું, ને છોકરાઓની ગેરહાજરીથી નીનાને જો કાંઇ પરવાર મળતી તો તેની પાસે બારીના કાચ સફા કરાવવા અથવા એવાંજ હલકાં કામ લેવા પણ કમીની મીસીસ જોઇસ જરા થઇને ચુકતી નહિ. એ બધી કરાજી હતી ખરી, પણ છોકરાઓ તેની સાથે અજબ જેવી

હદસુધી હળી ગયા હતા, અને તે તેણીને ખરેખર ગમતું હતું. તે ખરેખર તો ગોયા તેની એક રમુજનું ને સુખનું સાંધણ હતું. છોકરાઓ તેનું કહ્યું ખાસકરીને માનતા હતા. તેઓ તોફાની ને નાતાબેદાર ઉધર્યાં હતા ખરા, પણ નીના જો તેઓને ધમકાવતી તો તેઓ ઘણી વખત તેના ખોળામાં તરત કુદી આવતા, અને તેનાં ગલાંમાં ઘણાં હેતથી હાથ નાખીને, જાણે તેની જોડે પ્યારમાંજ પડયા હોય તેમ, તેના નરમ સુંવાલા ગાલો ઉપર તે બાંગડો દાબી દાબી ચુમીઓ લેતા. એ ઉપરાંત વળી મીસીસ જોઇસ જો નીનાને કોઇ ઘેરનાં બીજાં કામકાજપર મોકળતી કે રોકતી તો તેઓ એકસંપ થઇને તરત ઘરમાં બધું ભાંજફોડ કરવા લાગી જતા, અને નીના તેમને પાછી મળે અને તેમની આગળજ રહે તોજ પાછા શાંત થતા !

વળી તેઓનાં તેણીને માટેનાં હેતના બીજા બી પુરાવા મળતા રહયા હતા. નીના દેખાવળી અને મનહર હોવાથી છોકરાઓને લઇને સ્હાંજે ફરવા જતી ત્યાં જો કોઇ તેના ઉપર જરા જાસ્તી ધ્યાન આપતો જણાતો તો પોરયાઓ તરત તે માટે અદેખા થતા, ને તેમનાં ભીંગ ફરી જતાં. નીના એક વખતે તેઓને લઇને એક ચકરીમાં બેઠી કે જ્યાં પાસેના બાજઠપર બેઠેલા એક જવાંને પોતાના દોસ્તને કાને લાગી કહ્યું, "પેલી નર્સ જોઇ કે ? કેટલી સુંદર છે !" અને તે જીમીના સાંભળવામાં આવ્યું એટલે તેણે જીવજ કાઢી નાંખ્યો. "સુંદર છે તો અમારી છે—તમારા બાપની તો નથી !" તેણે બધા સાંભળે તેમ પોકાર કર્યો—અને પેલાને તદન પાણીઉતાર કરી મેલ્યો. એજ મુજબ, વળી, ટ્રામવેમાં એક વખતે એક જવાન્યો પોતાની બેઠક છોડીને નીનાની બરોબર લગોલગ સાંમેના બાંકપર આવી બેઠો, અને આસ્તેથી નીનાના પગના અંગુઠાપર જાણી જોઇને પોતાનો પગ મુકયો.

"મેહેરબાની કરીને તમારો પગ એકદમ હટાવી લેઓ," નીનાએ ગુસ્સામાં નેણુ જમાવીને કહ્યું;—અને વીલી તરત સમજી ગયો કે પેલો નીનાને સતાવતો હતો, એટલે જોરથી પોતાનાં બુતની લાત તેનાં ગુંઠણમાં મારીને કહ્યું, "તમોને તાહાંથી ઉઠીને અહિં આવવાનું શું કારણ હતું ? એ નીના અમારી છે—કોઇની નથી."—અને આખી ટ્રામવેમાં પેલાની એ ઉપરથી જે હસી થઇ તે પેલો પોતાની આખી જીંદગી તક ભુલી

જઇ શકયો નહિ હશે ! એ રીતે જાણે નીનાની પાક ઇજ્જતની રક્ષા માટે તેને ખુદાએ આ બે પ્યારા પાસબાન સપુર્દ કરી દીધા હતા !

નીના પ્રગટ જોઇ શકતી હતી કે મી૦ જૉઇસ તેણીની સાથે દોસ્તી કરવા અને કાંઇ છુટ લેવા ઘણાં વળખાં મારતો હતો, પણ એ પોરયાઓના ડોળાના દાબથીજ તે બીહીધેલો રહેતો હતો. તે, એમ છતાં, છોકરાઓના ઓરડામાં પુરતો આવતો જતો હતો, અને નીનાને વાતચીત કરાવ્યા કરતો હતો, કે જ્યારે ખરેખર તો તેટલું બી છોકરાઓને ઝેર જેવું લાગતું હતું !

મી૦ જૉઇસ તક સાંધીનેજ આવતો હતો. તેની મોહરદાર દારૂના બાહરમાં બેખુદી વચ્ચે પડેલી હોય તેજ વખતે ખાસકરીને તે એવી તક હાથ કરવાનો લાભ લેતો, અને આવીને નીનાની સુંદરતાની એવી બેમહલાજે વખાંણ કરતો કે તે સુંદરી અતી ઘણી કંટાળતી ને કમકમતી. એક રાત્રે એ મુજબ છોકરાઓને સરેસ્તાની બંદગી કરાવીને સુવાડયા પછી તે જરા વધારે થોભ્યો, ને ત્યારે તે એક જવાંન્યાનાંજ જોમ અને ઉલટમાં આવી ગયલો દેખાયો હતો.

"આજ રાતના જેવી સુંદર ને ખુબસુરત તું મને કદી દેખાઇ નથી, નીના," તે કેહવા લાગ્યો.

તે ખામખા ઘણું આસ્તેથી બોલતો હતો. રખેને ઢેડના ખાધા ટુકડાઓ સાંભળે ને તેની લેવડી બનાવે તેની તેને ઘણી ગંભીર ફકર હતી. "મારી પકી ખાતરી છે કે ત્હારા જેવી સુંદર અને દેખાવડી બીજી કોઇ આખી દુન્યામાં કેઠે નહિ હોશે."

"વીલી, સાંભળેછ કે પપા આપણી નીનાને કેહછ તે!" હયાં તે ડોસો ઉભો હતો તેની બરોબર લગોલગ પછવાડેથીજ એક અવાજ આવ્યો. તોફાણી બારકસ જીમી કેડો અલગસેથી ધોડ્યાપરથી ઉતરી આવેલો હતો, ને તેના બાપની પછવાડે છુપ્યો ઉભો રહીને તે જે બોલતો હતો તે કસારીના કાનથી સાંભળતો હતો. "પપા તો કેહેછ કે આપણી નીના જેવી ખુબસુરત આખી દુન્યામાં બીજી કોઇ હોશેજ નહિ."

તે ડોસો ગભરાતમાં પાછળ હઠી ગયો !

"પાનું આપણી નીનાને ચુમી લેવાનું ઘણું મન છે," વીલીએ બિછાણાંમાંથી તરતજ અભીપ્રાય આપ્યો, "પણ તું આગળજ ઉભો રેહજે—જોજે, એને એકબી ચુમી એવણને લેવા દેતો ના."

"એકદમ જહન્ને ઘોંટાઇ જા!" તે બાપે ઘણા ગુસ્સાના દેખાવથી જીમીને દમ કરયો.

"હા, અમે ઘોંટાઇ જઇએ કે તમે અમારી નીનાને ચુમી કરો; ખાસ્સી વાત!" જીમીએ તેટલાજ ગુસ્સાથી કહ્યું—ને તાજુબ કે એ ગરબડ સાંભળીને બેખુદીમાં પડેલી મીસીસ જૉઇસ પોતે પોતાની અરધી છાકટ હાલત વચ્ચે તે ઓરડામાં તેજ પળે ધસી આવી.

"પા અમારી નીનાને કેહછ કે એના જેવી ખુબસુરત છોકરી આખી દુન્યામાં કોઇ નહિ હોશે," જીમીએ તેની માતાને જોતાં સાથે પોતાનો મુકરદમો રજુ કીધો; અને આગમાં તેલ નાખવા વીલી બી વળા ઘોલ્યા પરથી ઉતરી આવ્યો.

"પા અમારી નીનાને ચુમી કરવા માંગેછ," તેણે ગુસ્સાથી કહ્યું— અને ગરીબ બીચારો મી૦ જોઇસ તો તેની મોહરદાર સાંમે પોતાના બચાવ માટે તદન તોતરોબોબરો થઇ ગયો!

"હું તો—હું તો અમથો હસ્તોતો," તેણે બચાવમાં કહ્યું.

"તમોને શરમાવું જોઇએ!" મીસીસ જોઇસે ગગડાત કરયો— અને પછી તે ઓય ભખી ખાય તે કીસમે નીના તરફ ફરી. "એ બધો ત્હારો વાંક છે," તે છાકટી ઓરતે તે બિચારી પર ખાર કાઢતાં કહ્યું.

"નીનાનો વાંક છેજ નહીં," જીમીએ બુમ પાડી.

"નીનાનો વાંક છેજ નથી," વીલીએ ચીસ પાડી.

"એ લોકને ઘોંટારી દે," મીસીસ જોઇસે નીનાને ઘણા ગુસ્સામાં કહ્યું—અને પછી તે દમામથી બાહાર ચાલી ગઇ, જેની પછવાડે મી૦ જોઇસ પોતે પણ ફજેત પોગલી જેવો નિચી મુંસે ચાલતોજ થયો.

"હવે મમા પપાને ઘોલ્યા પર નાંખીને ખુબ ગીપશે ને નખરયાં દેશે; હી—હી—હી!" વીલી ખુબ હસ્યો.

"મમા પપા પર ખીજવાએછ ત્યારે એમજ કરેછ," જીમી તરત એકમત થયો. "હવે પપા મોહનાંવેર ઓઢીપોઢીને સુઇ જશે, અને પછી જેમ એવણ પોતે દેવળમાં પુલપીટ પર ચહડીને બકબક કરેછ તેમ મમા સહવાર સુધી એવણ આગળ બોલ્યાજ કરશે."—અને નીના

પોતાનાં ગમે એવાં દુઃખ છતાં આએ દુકતાઓની તે વાતચીત ને અનુમાનો પર હસ્યા વના રહી શકી નહિ.

તેણીને તે આખી રાત, એમ છતાં, પુરી પાધરી ઉંઘ આવી નહિ. તે જાગતી ને વિચાર કરતીજ પડી રહી. શું તેના જેવી અનાથ છોકરીઓએ સુંદર થવું એ બી એક ગુનેહગારી હતી, કે જેને તેને એમ તેણીને સતાવવાનું ફીકર થઈ આવતું હતું ? તેના કંગાળ શેઠની પાપી હીલચાલો તે પુરતી રવેસે જોઇ અને સમજી જઇ શકતી હતી, અને સવાલ એ હતો કે હવે તે આટલી હડધુત પછી બી તેનો પીછો મુકશે કે નહિ ?

નહિજ ! નીનાએ જોયું કે તે નફત તો બીજીજ સહવારથી પાછો તેવો બેહમલાજે વરતવા લાગ્યો હતો. તે કાતરયાંનો ઘસેલો બુઢો તેને જોઇને બેઅદબીથી હજી બી હસ્યાજ કરતો, મગર જ્યાં તક એ બધું દુરથી ને દુરથી થતું હતું ત્યાંસુધી નીના તેને મચક આપતી કે તેની દરકાર કરતી ન હતી. તે તો એ કારણથી તે નોકરી બી છોડી જતે, પણ તે છોકરીને પેલા છોકરાઓનો હવે ખરેખર ઘણોજ પ્યાર અને પડોશ બાઝયો હતો, અને વળી વગર નોકરીએ તે પાછી રવડી જવા ને રખડતી થવા પણ એકદમ હીંમત કરી શકી ન હતી.

એક દાહાડે રહાંજે મીસીસ જૉઇસ વીલીને લઇને કેડે ચાએ પીવા જવાનું તેડું હશે ત્યાં ગઇ. જીમી એકલોજ ઘેરમાં હતો. તે જરા અણુમન્યો હોવાથી બિછાણાંમાં હતો, અને નીના પોતાનું સીવવાનું લઇને તેની બાજુમાં બેઠેલી હતી. એમ કરતાં જીમીની જરા આંખ લાગી, અને તે જઇને બારીએ ઉભી. તે પોતાનાં ધ્યાનમાંજ ચકચુર હતી, જેથી નર્સરી-રૂમનું બારણું આસ્તેથી ઉઘડયું તે પણ તેણે જાણ્યું નહિ.

મી૦ જૉઇસ એ વખતે હળવેથી તે ઓરડામાં દાખલ થયો. તેણે જીમીને ઉંઘતો જોયો તેથી તેણે ઘણો સધ્યારો માન્યો, અને પછી અંગુઠે અંગુઠે ચાલીને તે નીનાની પછવાડે છેક તેની લગોલગમાં ગયો. નીનાએ, એમ છતાં, તે કશું જાણ્યું નહિ. તે તો બીલકુલ પોતાની એકલવાઇ હાલત અને બેરેહેમ બપાવાને લગતા દુઃખકારક ખ્યાલોમાં ગીરફતાર હતી, અને તે ઘરડા વાંદરે તેનો આસાનીથી લાભ લીધો. તેણે તે ઝળકતા બાલોથી ભરેલું મનોહર માથું એક ઝટકે પોતાની તરફ ખેંચ્યું, અને પછી મોહું ઉચું પકડીને તે ગોરા ગાલોપર પોતાના એબદશા જેવા હોઠ એકદમ દાબી દીધા.

નીના એકદમ ચમકી અને અતી ઘણી ગુસ્સે થઇ, પણ ખરેખર તો તેને ગુસ્સે થવાને જીમીએ મુતલગ વખતજ આપ્યો નહિ. તે ખરેખર કાંઇ ઉંઘાઈ ગયો ન હતો. તે ભીતમાં સુતો હતો, તેટલાં બાહારનાં બારણાંનું આસ્તેથી ઉઘડવું તેણે બરાબર સાંભળ્યું, અને તેના બાપને ધીમેથી અને સંભાળથી અંદર આવતો જોઇ તે શું કરે છે તે માંજણું તપાસવા તે ચતુર બાળકે આંખ વીંચી દઇને ઉંઘાવાનાજ ઢોંગ કીધા હતા. તે પછી જેવી તે ડોસાએ ગરીબ નીનાને પજવી અને તેના મીઠા હોઠો પર એક બોસો લીધો કે બિછાણાંમાંથી કુદીને બાહાર આવવાનું તે ખીજવાયલાં બચ્ચાં માટે ફક્ત એકજ પળનું કામ હતું. તે પુઠેથી આવીને એકદમ તે બુઢ્ઢાના ટાંટાને વળગી પડયો, અને તે નાલાયક બાપ સાથે તેણે એક એવી સખત બાઝમબાજી કરી મેલી કે નીના પોતાના આટલા ગુસ્સા વચ્ચે પણ તે બચ્ચાંની એવી ખરીજ તેજ બુદ્ધિ ને દીલસોઝ લાગણી માટે અતી ઘણી હેરત થયા વના રહી શકી નહીં.

---

## પ્રકરણ ૧૫ મું.

બુઢ્ઢા પાદરી મી૦ જૉઇસને ખસ્યાણું આથી એટલી હદ સુધી લાગ્યું કે તેણે શું કરવું તે વટીક કેટલોક વખત તક તેને સુઝયું નહીં. નીના, ખોળાયલા બાલ સાથે, ઉસ્કેરાઇ આવેલી ને ગુસ્સાથી તમામ લાલ થયલી, પોતાની તેજ ચશ્મોમાંથી ગુસ્સાનાજ જવાળા ફેંકીને તે ઘરડા વાંદરને બાગાને જાણે ત્યાં ને ત્યાં ખાક કરી નાંખવા માંગતી હોય તેવા તોડથી ઉભી હતી, કે જ્યારે ન્હાનો જીમી, અરધો નાગો, પોતાના ન્હાના હાથની મુઠીઓ વાળીને, હજી બી પોતાના બાપને વધતો હલકો કરી નાંખવા માંગતો હોય તેમ ગુસ્સામાં ઉંચકાઈ ઉંચકાઇ જતી છાતીએ બાજુમાં ઉભેલો હતો. એ વખતે, બીજા હાથ પર, વળી મી૦ જૉઇસ પોતે ચુંથાઇ પીખાઇ ગયલાં કપડાં અને છુટી ગયલો કૉલર વિગેરે સમું કરતો, તદન ખસ્યાણા જેવો, એકદમ ગુસ્સો કરી પડવું કે હસી પડવું તેનાં ગંભીર વમાસણમાં ઉભો હતો, અને અંતે તેણે જરા વારે પોતાનાં મનથી સેવટ પર આવતાં ગુસ્સો કરીને કહ્યું, "તું ઘણોજ ખરાબ કુકતો છે. તારા બાપને મારવા આયો ! શરમ છે !"

"તમોનેજ ઘણી શરમ છે !" તે બચ્ચાંએ વધતા જુસ્સાથી જવાબ

કર્યો. "તમે અમારી નીનાને પાછો હાથ લગાડો તો ખરા, ને હું પાછો તમારી ખાંધ પર ચહડી જઈ તમોને એમજ પાછા પીખી કાહડશ !"

"ચેડા, હું તો એની સાથે જરા એમ કરીને ગેલ કરૂંછ !"

"એ અમારી નીના તમારી સાથે ગેલ કરવા માંગેછજ કાંહ જે ?" જીમીએ વધતો જીવ જીકાટયો. "હું મમા આવશે ને તેવણુને કેહવાનો છેઉં."

હવે ધરડો જૉઇસ જાસ્તી ગભરાયો. તેને મીસીસ જૉઇસનો ઘણો ડર હતો, અને તેથી ઝટ ખીસામાંથી ૦૧ ડોલરનો એક સીક્કો ખેંચી કાઢીને તે બચ્ચાંને હસ્તે ચેહરે આપી તેણે મનાવી લેવાનું કીધું.

"લે આએ સીક્કો," તેણે હસીને કહ્યું. "તુંને ગમે તે એની મીઠઇ લઇને ખાજે."—પણ તે ઘરડા બાપની અતી ઘણી અજાએબી વચ્ચે તેણે બોચી ખજવાળી જોયું કે તે સાચ્ચા હેતુના દીલાવર બાળકે તે સીક્કો પટ દઇને ઝુટવી લઇ તરત બારીની બાહેર ફેંકી દીધો ! !

નીનાએ તેને, એ ઉપરથી, ઘણાં હેત સાથે તરત પોતાના હાથમાં ઉંચકી લીધો.

"તુંને પાછી બોખાર ચહરી આવશે, જીમી ડીઅર," તેણીએ અત્યંત હેતથી કહ્યું. "તારાં દીલમાં પુરાંપાધરાં કપરાં બી નથી. ચાલ આવ, પાછો પોહડી જા."—અને એમ કેહતાં તેણે પોતાના એ બાહદુર રક્ષકને બિછાણાંમાં લઇ જઇ સુવાડયો અને એક ચુમી કરી.

"પણ તું રડેછ, નીના ?" નીનાની આંખમાંથી એક આંસુ તે ચુમી સાથે જીમીના ગાલ પર ગબડી પડયું, જેથી તેણે તરત બિછાણાંમાં પાછો ચમકી ઉઠીને ઘણી દયા અને દીલસોજીથી કહ્યું;—અને બીજીજ પળે પોતાના ન્હાના હાથો તે છોકરીની સફેદ બરફ જેવી ગરદન આસપાસ વીંટાળીને તે તેને સધ્યારો આપવાના હેતુથી હેતથી બગલગીર થતાં બોલ્યો, "તું કંઇ ફીકર ના કર; હું મમાને બધું કેહવાનો છેઉં."

નીનાએ, એ સાંભળતાં, તેનો ઉપકાર માની તથા તેને પસવારીને પાછો સુવાડયો, અને તે જરા બિછાણાં આગળથી બાહર આવી એટલે ઘરડા જૉઇસે ખીજવાટથી કહ્યું, "છોકરાઓને તેં ઘણા જીતી લીધાછ, નીના, પણ માએબાપને માન આપતાં તું એ લોકને શીખવતી નથી ?"

"માબાપોએ પોતાની સારી ચાલચલણથી બચ્ચાંઓનાં તેવાં માનને લાયક થવું જોઇએ," નીનાએ ઘણુંજ ગુસ્સાથી કહ્યું—અને તરત વધારયું—"અને હવે ધ્યાન રાખજો, મી૦ જૉઇસ, જો ફરીથી હવે તમો કદી બી મારી સાથે એવાં ચેડાં કાહાડવા આવશો તો મારા હાથમાં જે બી આવશે તે હું જરૂર તમોને છુટું મારશ, અને તામરતોબ તમારી નોકરી છોડી જઇ તમારી પર "ઍસોલ્ટ" ની ફરીઆદી માંડશ. હું ઘણી મીસકીન છેઉં ખરી, પણ તમારે જાણવું જોઇએ કે હું એક ખાન્દાની બચ્ચું અને એક કરોડપતી બપાવાના દીકરાની દીકરી છેઉં."

"હું તુંને મીસકીન જરા બી કેહતો કે ગણુનોજ નથી," તે બેઅદબ બુદ્દાએ ખસીઆણું જેવું હસીને કહ્યું. "તું તાહરી ખુશીથી મીસકીનપણુંમાં રેહે તો તાહરી ભુલ છે. લે આએ દસ ડૉલરની નોટ."—અને વળી તેણીના કાનપર પડીને તે બેહયાએ વધારયું—"અને મને એક ચુંમી લેવાની રજા આપ."

"હું ફકત મીસીસ જૉઇસની વાટ જોઉંછ," નીનાએ બીહીને જીમીના બીછાંણા તરફ તરત પાછી હઠી જતાં ગગડાત કરયો. —અને તેજ વખતે તે બીછાણાં તરફથી કોઇનો દાંત કાહડવાને અવાજ આવ્યો. નાહનો જીમી બિછાંણુંમાં પડયો પડયો હજી બી બધું જોતો અને બોલેબોલ સાંભળતો હતો, અને તેનાથી આ વખતે હવે હસ્યા વના રેહવાયું નહીં.

"મમાનેજ તમો એ નોટ આપજો; મમા તમોને ચુમી આપશે," તેણે પોકારીને કહ્યું.

સારાં નસીબે એજ વખતે વળી બાહર કોઇનાં પગલાં વાગ્યાં, અને બીજીજ પળે મીસીસ જૉઇસ ધસારાબંધ તે ઓરડામાં ચાલી આવી. તેની સાથે વીલી હતો.

તેણીએ ત્યાં આવતાં સાથે જોયું કે કંઇ બી અસાધારણ બન્યું હતું ખરૂં. કાંઇ એવું ઘરમાં બનતું હોવાનો તેને ખટકો કે ભય થયો હોય તેમજ તે ધારવા કરતાં ઘણી વધારે વેહલી ઘરમાં પાછી ફરી હતી. કદાચ તેનો ગેરસારણુંનો વખત થઇ ગયો હોય, અને તેથી બી તે એમ વેહલી ઘેર આવી હોય? પણ આવતાં સાથે તેણે ઘરડા જૉઇસને નર્સરી-રૂમમાં જોયો, અને વળી નીનાને ત્યાં લગભગ તેની નજદીકમાંજ ઉભેલી જોઇ એટલે અદેખાઇનો દેવ એકદમ તેની છાતીમાં તુફાંણ મચાવી રહ્યો.

"તમે અહીં શું કરોછ?" તેણે વાઘણ જેવી આંખો કાઢીને પોતાના ભરથારને પુછ્યું.

"હું તો–હું તો–તું પાછી કયારે આવવાની છે તે આપણી નીનાને અહીં પુછવા આયોતો, ડીઅર," તે નાલાયક પાદરીએ ઓશકાતાં શરમાતાં ને તોતરો બોબરો થતાં બચાવમાં કહ્યું.

"એવણ તદન જુઠા છે!" ત્યાં જીમીએ કુદકો મારીને બિછાણાંમાંથી બાહર આવતાં ચીસ પાડી. "એવણ તો અમારી નીનાને ચુમી કરવા આયાતા, ને નીનાએ એવણને એક સખત તમાચો લગાવી કાહડયો ને મેં એવણને પીખી નાખ્યા."

"હેં! શું? એ શું બધી ખરી વાત છે?" મીસીસ જૉઇસે જીવ દાઢી નાખ્યો.

"તદન ખરી વાત છે," તે બેઉની તરફથી જીમીએજ જવાબ કરવાનું જારી રાખ્યું.. "હજી તો તમે આયાં તેજ વખતે દસ ડોલરની એક નોટ આપીને એવણ બીચારી અમારી નીના પાસે બીજી ચુમી માંગતાતા!"

"પછી એણે તે નોટ લીધી કે?"

"નહીંરે, મમા; પછી મેં કહ્યું જે તમારી નોટ જઇને મમાને આપો ને મમા તમોને જરૂર એક ચુમી આપશે."

"પોતાની બઇરી હોય તેને કાંઈ ચુમીના પૈસા આપવા પડતાજ નથી," હયાં વીલીએ વળી દાહયો દોહરો થઇને પોતાના ન્હાના ભાઇને સમજ આપી. "પણ જોની—કોઇ આપુને તો પૈસા નહીં આપતું? આપુને બધાં ચુમી લેછ, પણ એમ પાંચ કે દસ ડોલર આપવાનું તો કોઈ દાહરે કોઇ કેહતુંજ નથી. એ તો પપા જેવા બુઢા માણસો જ્યારે બીજી છોકરીઓ પાસે ચુમી માંગે ત્યારેજ પૈસા આપવા માંગે!"

પણ અહીં છેડાયલી મીસીસ જૉઇસે અકેક સખત ધમોલો મારીને તે બન્ને પોરયાઓને તેમની એ રમુજી બકબકથી ચુપ કીધા, કે જ્યારે હવે ધરતીકંપ જરૂર થવાનો એવો મામલો જોઈ, બને એટલી પોતાની બેહોરમતી બચાવા, બુઢો જૉઇસ કાંઇ બી વધુ કહયા બોલ્યા વના તે ઓરડામાંથી બાહર સટકી ગયો. તે પછી તે તેની પુઠે તરતજ છેડાયલી એક વાઘણનીજ અદાથી ધસારાબંધ મીસીસ જૉઇસ પણ ગઇ, અને પછી ખરેખર ઘરમાં

પરવીક'પજ થયો! મીસીસ જૉઇસના બીચારા અને હદ વગરના ફુસાદથી દોજખમાં સુતેલા દોજખીઓ વટીક જાગી ઉઠે એટલો બધો ત્યાં પછીના અરધા કલાક દરમ્યાન ધમધમાત થઇ રહયો!

તેણીએ કોઇને બાકી છોડયાં નહીં. નીના ને પેલી રાંત્રવાવાળી મારથાની બી છત્રીપત્રી ધોઇ કાઢી, ને પોતાના કમીના ભરથારની બદચાલ માટે એ બન્ને અબળાઓને બી તે પેટભરતું અને મનમાનતું ગળે પડી. વળી એટલુંજ કરીને નહીં ધરાતાં તેણીએ ગરીબ નીનાને પાંખડું પકડીને ઘરમાંથી હાંકી કાઢવા ધકેલો મારયો, ને ચાકરી પરથી વગર નોટીસે ને એકદમ રજા આપી દીધી.

"હું તમારાં દોજખી ઘરમાં એક પળ બી રેહવા ખુશી નથી," નીનાએ તે ઉપરથી ઘણા ગુસ્સા સાથે કહ્યું. "હું આટલા દાહડા બી તમારે તાંહાં ટકી રેહી તે ફક્ત આએ બે વાહલાં બચ્ચાંઓના પડોશનેજ ખાતર. મને મારી સરટીફીકેટ આપો કે હું ચાલી જાઉ."

"સરટીફીકેટ?" તે ડોસીએ જાસ્તી જીવ જીકાટયો; "તારા જેવી ખરાબ છોકરીને વરી સરટીફીકેટ કેવી હોય!"—અને નીના એ બધું સાંખી શકે તે કરતાં, અલબત, જ્યાદા થઇ પડયું.

"તમે લોક વર બૈયર બેઉ ઘણુાંજ નીચ ને મોટાં ધરમઠગ છેઓ, અને લોકોને તે મારે જાહેર કરવુંજ જોઇશે," તેણીએ મોટા ગુસ્સાથી કહ્યું. "તું એક છાકટી ઓરત છે એટલે તું નેકી બદી જોઇ શકતી નથી, અને તારો વર એક ખરેખરો નીચમાંનીચ આસામી છે. ઓ, એવાંઓ ધરમગુરૂ થઇને લોકોને ધરમના ઉપદેશ કરવા નીકળ્યાંછ એ કેટલું ફમકમાતભરેલું છે!"

અને જ્યાં તેને નોકરીએથી કાઢી મુકવામાં આવી હતી એમ ખાત્રી થતાં તે બન્ને છોકરાઓ—જીમી ને વીલી—તે ભલી છોકરીને તોટે વળગીને રડયા. તેઓ તો બન્ને લાગલા તેની સાથેજ જવા તૈયાર થઇ ગયા!

"અમારે નીના વગર આએ ઘેરમાં રહેવુંજ નથી," વીલીએ પોકારયું.

"અમારે નીના વગર આએ ઘેરમાં રહેવુંજ નથી," જીમીએ પડઘા કીધો; અને, ટુંકમાં, નીનાને તેઓને સમજાવીને તેઓથી છુટું પડતાં ખરેખર જીવપરજ આવ્યું.

" શું તમો બેઉને તમારાં મમાપપા કરતાં બી આએ ખરાબ છોકરી વધારે વાહલી લાગેછ ?" તે માતાએ હદ વગરના ગુસ્સાથી બખાળીને પુછયું.

"એ ખરાબ છોકરી નથી. એ તો ઘણી સારી છોકરી છે, ને તમે લોકજ બેઉ ઘણાં ખરાબ છેઓ," જીમીએ જુસ્સાથી જવાબ કર્યો; કે જ્યારે એ રીતના તે નિર્દોશ ન્હાનાં બચ્ચાંઓ સાથના તે નાલાયક માતાના ફેસાદ વચ્ચે ત્યાં ટકવાનું ઘણું મુશકેલ થઇ પડવાથી નીના તે પ્યારા છોકરાઓની નજર ચોરાવી ત્યાંથી સટકી ગઇ, અને પછીથી તરતજ પોતાના ઓરડામાં જઇ પોતાના—જુઝવી—અસબાબ સમેત તે નેહસ્ત ધરમઠગોનાં નાપાક મકાનમાંથી આંસુભરી આંખો સાથે પાછી બાહેર પડી.

---

## પ્રકરણ ૧૬ મું.

તે એ મુજબ હવે પાછી રવડી પડી. વધારે કમભાગ્ય તો એ થયું કે તેણી પાસે જે ટુંક અવેજ એકઠો થયો હતો તે, અત્યાર આગમચ, આએ નોકરીમાં ઠર પડવાના બાએસથી તેણીએ પોતાનાં થોડાંક નવાં કપડાં ચપડાં વસાવામાં ખરચી નાખ્યો હતો, અને તેથી તે જ્યારે છેલ્લી રહેતી હતી તે મુકામ પર રેહવા પાછી ફરી ત્યારે તેણીની પાસે ફકત નવ ડૉલરની નજીવી માયાપુંજી હતી ! વળી વધારે માઠું એ થયું કે જે ગરીબ પણ આબરૂદાર ચાલીમાં તે છેલ્લી રેહતી હતી ત્યાં હાલમાં એક બી ઓરડો તેને બરનો ફાજલ ખાલી ન હતો, અને નીનાએ જ્યારે તે ઘરવાલીને કાલાવાલા કરીને એવી કોઇ બીજી જગ્યા બીજે કેઠે ખાલી હોય તો બતાવા કહયું ત્યારે તેણીએ ઘણી મુશ્કેલીથી યાદ કરી કરીને ફીફથ ઍવન્યુ મોહલ્લામાં રેહતી એક અબળાની તેને ભલામણ કરી.

તે કોઇ અબળા પોતાનાં પેટાંમાં નીના જેવી ઉમરની લાચાર બેચાર ગરીબ કામદાર છોકરીઓને રાખતી હતી. તેની પાસે ત્રણ ઓરડી ને એક બબરચીખાનું હતું, જેમાં તે ઘરવાલીએ નીનાને સમજાવ્યા મુજબ સાથે સાથે એવી ત્રણ ચાર છોકરીઓ એકી વારે રહી શકતી હતી.

તેણીએ વળી ભલાઇથી ગરીબ નીનાને એક ભલાંમણ–પત્ર બી લખી આપ્યું, અને તેણી ત્યારે તેનો ઘણો ઘણો ઉપકાર માનીને તે કોઇ મીસીસ ચૅાપ નામની નવી ઘરવાલીને મળવા ગઇ.

તે ઘર ઘણુંજ ગલીચ હતું—એટલું કે નીના અંદર દાખલ થવાને બી સુગાઇ અને અચકાઇ. તે એક મોટી ચૅાલ હતી, કે જેની કફોડી બાંધણીના સબબે અંદર અંધારૂં એટલું બધું હતું કે નીના ઘોકડાતી છેક પાંચમે માળે જ્યાં મીસીસ ચૅાપ રેહતી હતી ત્યાં ઘણી મુશ્કીલથીજ પોંહચી શકી.

તે એક કોઇં દેખીતી સારી અમળા હતી. તે આખી ચૅાલ ફુવડ અને ગલીચ હતી ખરી, પણ મીસીસ ચૅાપને લગતા ઓરડાઓ દેખીતા ઘણા સુઘડ ને સફાઇભરેલા હોવાનું તરત નજરે આવતું હતું.

તેણીએ (તે નવી ઘરવાલીએ) ગરીબ નીનાની જુની ઘરવાલીની ભલામણ વાંચી, અને પછી નીનાને પગથી માથાં સુધી એકાદ પળ ધારી ધારીને જોઇ.

"તું રેહવા માંગેછ ?" તેણીએ પુછયું.

"હાજી."

"મારા પાછલા ઓરડાઓ તો બેઉ ભરાયલા છે," તેણીએ એ ઉપરથી જવાબમાં સમજાવ્યું, "પણ આગલા ઓરડામાં બે જગા હાલ ખાલી છે. તેમાં પાંચ છોકરીઓ રેહે એવી જગ્યા છે. ત્રણ છોકરીઓ સામટી એક ઘોલ્યાપર સુવેછ, અને બે સુવે એવો એક બીજો ઘોલ્યો હાલમાં ખાલી છે. હાલ તો હું તુંને તે આપી શકશ, પણ જો બીજી કોઇ ભાડુત આવશે તો તુંને તેની સાથેજ સુવું પડશે."

તેણીએ, વળી, તેને તે ઓરડો લઇ જઇને બતાવ્યો. તેમાં તેનાં કેહવા મુજબ હાલમાં કોઇ ત્રણ બીડી બનાવવાવાલી મુફલેસ છોકરીઓ રેહતી હતી.

તે ઓરડામાં બે ઘોલ્યા, એક વચમાંની ટેબલ, એક આરસી સાથની કબાટ, પાણીનાં જગ, વૅાશ-સ્ટેન્ડ વિગેરે બધો જરૂરી અને ગુજવી અસબાબ હતો. બે બારીઓ હતી જેમાંથી હવા, ઉજાસ અને નિચેનો ગંધારો સઘળો સરંભોગ અંદર ચાલી આવતો હતો.

"એ આગલા રૂમમાં રહેવાવાલાંઓ અને સાડાત્રણ ડૅાલર આપેછ, અને તે લોકો આએ ટેબલ પર જમેછ. પાછલાં રૂમવાલાં જે ત્રણ ડૅાલર આપેછ તે લોકોને રાંધણીમાં મારી સાથે સાદરી પર બેસીને જમવું પરેછ. હું પોતે તો રાંધણીમાંજ રેહુંછ."

નીના ફીકકું હસી. આવી હદ વગરની ગરીબાઈ અને કંગાલ્યતમાં વટીક અરધો ડૉલર વધતો ઓછો આપવાથી આપનારનો દરજ્જો ઘટ ઉતર કરી શકાતો હતો !

તેણીએ અંતે સાડા ત્રણ ડૉલર અઠવાડયાંના આંગપર આપીને તે આગલા ઓરડાનાં પેટાંમાં રેહવાનું કબુલ કરયું. તેમ નહીં તો તે જાએ કયાં ? કોઇ ઇજ્જતદાર ઠેકાંણે રહેવાનું તેના જેવી એક એકલી અબળાને માટે ઘણું જરૂરનું હતું, અને તેથી નવી કોઇ જગ્યાની વળી શોધખોળની જેહેમત કરવા કરતાં આએ આઇતી મળી આવેલી જગ્યા તેણીએ પોતાને માટે તરત સ્વિકારી લીધી. તેણીની પાસે નવ ડોલરની માયાપુંજી હતી તે આ ભાડુંતોડું આપતાં કરતાં તેને એકાદ પખવાડયું પુગી શકે એમ હતું, અને એ પંદર દાહડાની મેહતલ તકની હાલ તો તેણીને ધીરજ હતી.

છેક સાંહજે છ વાગે તે સીગાર બનાવનારી છોકરીઓ પોતાનાં કામપરથી પાછી ફરી. નીના એ વખતે બારીએ ઉભેલી નીચે કકડી જતાં ગલીચ લોકોનો જમાવ જોતી હતી, કે જેવામાં તે છોકરીઓનાં સાથે ઓરડામાં આવવાથી નીનાનું તેઓ તરફ ધ્યાંન ખેંચાયું.

"તમે કોઇ નવાં રેહવાં આયાં હોશો ?" તેઓમાંની એક વધારે બોલકણીએ તેણીને જોતાં સાથે પુછયું.

"હા, હું આજે બપોરેજ આવી," નીનાએ સાફાઇથી જવાબ કર્યો.

"ઘણો ઘોતાળ મોહલ્લો છે !" બીજીએ હસીને કહ્યું; "રેહશો ત્યારે જાંણુશો. પોલીસની બુમ તો દર પાંચ દસ મીનીટે રોજ રાત્રે પડતી ને પડતીજ રેહેછ !"

"હા, બીચારો દેખીતો અહીં કોઈ ઘણોજ ગરીબ વર્ગ વસેછ," નીનાએ દીલસોજીથી કહયું; "તમે અહીંનાંજ રેહવાસીઓ છેઓ ?"

"હા, અમે ત્રણે અમેરીકન છઇએ," ત્રીજીએ જવાબ કર્યો.

"તમે શું કામ કરોછ ?" નીનાએ પુછયું.

"સીગરેટ બનાવવાનુ," એકે જવાબ કર્યો; "તમે ?"

"હું તો એક કુટુંબમાં નોકરી હતી, પણ આજેજ તે નોકરી છુટી ગઈ," નીનાએ દલગીરીથી જવાબ કરતાં કહયું.

"અમોને એ જાતની નોકરી કરવાનું ગમતું નથી," બીજીએ કહ્યું. "તેમાં તો ઘણુંજ જાપતામાં રેહવાનું! તમે નીકળી ગીયાં તે સારૂંજ કીધું. કદાચ કોઇ વધારે સારૂં કામ મળી જશે: તમારૂં નામ શું?"

"નીના એસ્ટર."

"નીના બી ઘણું મજાહતું નામ છે," પેહલીએ કહ્યું,—અને પછી તરત પોતાનીજ ખુશીથી વધારયું, "મારૂં નામ સીસી કાર્ટર છે. આએ"—બીજીને બતાવીને—"લુસી રોબીન્સ છે, અને આએ રૂબી જેનર."

"સીસી, લુસી, ને રૂબી!" નીનાએ તે ત્રણે નામો પાછાં યાદ કરી લેતાં હસીને કહ્યું. "હું ઉમેદ કરૂંછ કે આપણે ચારે સંપમેલથી રેહીશું."

"બચ્ચીતજ!" તે બધીઓએ ઉલટમંદ જવાબ કર્યો;—અને એ રીતે પરસપરની પેહલી ઓળખપીછાંણ થવા પછી તરતજ દોસ્તીમાં મળી જવાને તે ચારે સમવયની સજ્જનીઓને કશી રીતે મુશકેલ થઇ પડયું નહીં.

સીસી કારટર એ ત્રણમાં સૌથી આગેવાન હતી. ઉમ્મરમાં તેમજ ખુબસુરત દેખાવમાં પણ એ ત્રણમાં તેજ આળા હતી. તેજ વધારે બોલકણી પણ હતી—તે એટલે સુધી કે બીડી બનાવવાનાં તે મોટાં કારખાનાંમાં જ્યાં તે નોકરીએ હતી ત્યાં ઢગલે ઢગલે તેની ઉંમરની છોકરીઓ કામ કરતી હતી તે બધીઓની સરદારી તેનેજ મળી ગઇ હતી. પેલી બીજી બે—લુસી ને રૂબી—સાધારણ દેખાવની અને ઓછી બોલી-દરાજ હતી. લુસી તો બીચારી જરા ખદીની ખાધેલી જેવી પણ દેખાતી હતી, અને એમ છતાં એ પુરતી સંતોષી હતી. તે ત્રણમાં સૌથી વધતી સંતોષી તેજ હતી.

સૌથી વધતી અસંતોષી સીસી હતી. તેણીએ આગળ બચગીમાં સારા દાહાડા જોયલા હતા, અને તેથી પોતાની હાલની અવદશા માટે તે હંમેશ અસંતોષ પુકારતી અને ફરયાદ કરતી રહી હતી. તેનો બાપ એક મોટી બેંકમાં કેસ્યર હતો, કે જેનો પગાર ઘણો મોટો છતા, આવક ઉપરાંત ઠાઠમાઠથી રેહેવાના નીચ લોભને લીધે તે હર મહીને એક મોટી રકમ ઉચાપત કરયો જતો હતો, અને—પરીણામમાં—ઓપાણું ફુટ્યું

ત્યારે એક મસ મોટી ગંજાયર રકમની દગલબાજી તેણે કરેલી પુરવાર થવાથી તેને દેશતરીપારની તેટલીજ સખ્ખત સજા કરવામાં આવી હતી. ત્યાર પછીથી એ દુઃખ અને નામોશીની મારી તેની તુટેલાં દીલની મોહરદાર પણ મરણ પામી, અને સીસી ફકત પંદર વરસની કાચ્ચી ઉમરે તેઓનું એકપુરું બચ્ચું હોવાથી તદન નીરાધાર રવડી પડી, કે જ્યારે એક સજા પાંમેલા અપરાધીની બેટી તરીકે તેણીએ પોતે પણ જાંણે શું એક મોટો અપરાધ કરયો હોય તેમ કોઇએ કશોજ તેનો સ્વિકાર કરયો નહીં. કોઇને કશીજ તે ન્હાની ઉંમરની નીરાધાર છોકરીની દયા આવી નહીં. બધાં ખાઇને ખસી ગયાં. તેના બાપને તેની એ બદીમાં આડકતરી રીતે ઉત્તેજન આપનારાં અને તેની રોજની ખાનીપીની ને મોજમજાહમાં ભાગ લઇને ભાગ આપનારાંઓને બી આ એકળવાયાં બચ્ચાંની કશી એ દરકાર રહી નહીં.

એ આએ દોરંગી દુન્યાનો સરેસ્તોજ છે. બધાજ બાબમાં એમ કદાપી બનવા ન પામતું હોય, પણ નીના ને સીસી જેવા હીણભાગ્ય દ્રષ્ટાંતો વારતાઓના સફાપરજ મળી આવે છે એમ નથી. ઉઘાડી આંખે જોઇએ તો આ બોહળી દુન્યામાંથી કોઇપણ એક કે બીજાં કારણથી, પોતાના હાથની ઓથ આપી નહીંજ શકે એવાં એ બે છોકરીઓ જેવાં કમનસીબો ઢગલે ઢગલે મળી આવશે.

તે (સીસી) બિચારી એમ ચાર વરસથી દુન્યા સાથ ટક્કર જીલવા બાહાર પડી ચુકી હતી, જ્યારે કે નીના સાથ તેને અને તેની સાથવાલી બીજીઓની ઓળખ અને દોસ્તી થઇ. એ ચાર વરસના જાલીમ અરસામાં તે હવે પોતાનાં નસીબને આધીન થઇ રહી હતી. અસંતોષ તો, અલબત, તેને ઘણોજ હતો. ને પૈસાની રેલછેલ વચ્ચે છેક પંદર વરસની ઉંમર ટક મોટા શ્રીમંત વૈભવમાં ગુજારેલી જીંદગી હજી એ તેને કદમોકદમ હૈયે ચઢતી રહી હતી, પણ પોતે સ્વભાવિક ચંચળ, ખુશાલ ને મસ્તાના સ્વભાવની હોવાથી તે એ વાતનો ચાલુ ગમ કદી કરયા કરતી ન હતી.

## પ્રકરણ ૧૭ મું.

રાત્રે જમીને તે ચારે છોકરીઓ ફરવા નિકળી. નીનાને એમ જવાનું ઘણું આબરૂભરેલું લાગ્યું તો નહીં, પણ તેણીએ જોઇ લીધું કે તેની નવી દોસ્તો બધી સારી ચાલની ને નીતીમાન હતી, ને તેઓ એકમેકની કુમક પર અત્યારતક એમ અવારનવાર લગભગ રોજ રાત્રે બાહરબહરવાસ ફરવા જતી હતી, એટલે તેણીએ પણ જવાને પોતાનાં મનને થોડી વધતી ઓછી આનાકાની પછી સમજાવી લીધું.

એ પછી નીના ને સીસી, હાથમાં હાથ મેળવી, કેટલીક મુદતની દોસ્તો હોય તેમ વાત કરતી આગળ ચાલતી હતી, કે જ્યારે લુસી અને રૂબી પાછળ ઘસડાતી હતી.

નીનાને પણ ખુલ્લી હવાની એ એક રાતની મજાહ ઘણી ગમી અને માફક આવી. એ તેનો એક તદ્દન નવીન અનુભવ હતો. તે કરોડપતીની પૌત્રી એ મુજબ સ્હાંજ પછી પોતાના બાપના વખતમાં વટીક કોઇ જવલેજ ઘરમાંથી પગ બાહેર કાઢતી હતી, ને તેથી લોકોની બેશુમાર વસ્તી ને ગીરદી, અને મોટી મોટી આરાસ્તા દુકાંણો રોશણીમાં ઝળઝળી રહેલી વિગેરે જોવાનું તેને ઘણું ગમ્યું.

તેણીએ રસ્તામાં પોતાની નવી સહીને બધી પોતાની વીટક વાત કહી, અને પોતાનાં તન પર પણ લગભગ એવુંજ ગુજરેલું હોવાથી સીસી તે છોકરી એક કરોડપતી બપાવાની દીકરી હોવાની વાત પર કશોજ અવિશ્વાસ બતાવી શકી નહીં. ખરી રીતે બધાં મુફલેસોજ એ જાતની તેની અજબ જેવી કાહાંણી ખરી માનતાં હતાં;—બાકી જે માલેતુજાર શ્રીમંતોને તે કેહવી પડતી તે લોક તો નીનાને શું મારતી ને ઠાલી મોટાઇ માંગીને અટવઇ મરતીજ સમજતાં!

"મેં તો તુંને જોઇ ને જોઇ મને લાગ્યું કે તું કચરામાં ફસી પડેલું કોઇ રત્ન છે," સીસીએ તેની બધી કાંહાંણી સાંભળી લઇને કહ્યું. "તાહરો ચેહરોજ માત્ર નહીં પણ વાત કરવાની ઢબ ને દરેક હીલચાલ વટીક તું મોટે ઘેરની હોવાનોજ તરત ખ્યાલ પેદા કરી શકેછ. ખુદા, કેમ ત્હારો બપાવો એટલો ગેરમેહેરબાન થઇ શકતો હોશે!"

"ને તે પારલામેન્ટનો મેમ્બર છે, ને ગરીબોની હાલત સુધારવાનું

જે એક મોટું કમીશન પાર્લામેંટ તરફથી નેમાયું છે તેનો પ્રમુખ છે!" નીનાએ ખરાં દીલના તુચ્છકાર ને તીરસ્કારથી કહ્યું. "પોતાનાં વર્તનમાં તે મોટો પરદુઃખભંજન અને સરખી વજુદમાં ખપેછ!!"

"એ બધી પૈસાની તાસીર છે," સીસીએ કબુલ કરયું. "એ બધું સારું માઠું કરાવનાર ને કેહેવાડનાર પૈસાજ છે. પૈસા હોએ ત્યારે આદમીના અવગુણો હોએ તે બી બાજે વખત લોકોને દેખાતા નથી, પણ પૈસા જાએ તો નહીં અવગુણના અવગુણો તેનામાં ઝટ જોવામાં આવે, ને લોકો 'કેહ રે મોહડાં શું બાવે' તેમ મન ભાવતી નિંદા કરવાને વડીક શરમાતાં નથી!"—અને નીનાને લાગ્યું કે તે ન્હાની છોકરીના આ બધા વિચારોમાં બેશક ઘણું વજુદ હતું.

તે છોકરીઓએ તે પછી બાજુમાંના એક રીફ્રેશમેંટ હૉલમાં જઇને થોડોક બીર પીવાની ખાહેશ કરી. નીના, એમ છતાં, એ વાતને એકદમ એકમત થઇ નહીં. "મારી ગુંજાસ નથી," તેણીએ દીલગીરીથી કહ્યું, "અને ગુંજાસ હોતે તોબી એવાં જલ્દ પીણાંનો મને શોખ નથી."

અંતે તેઓ બધાં એકમત થઇ અંદર ગયાં, ને એક ખુંણામાંની ન્હાની ગોલ ટેબલપર ગોઠવાઇ જઇને જ્યારે પેલી ત્રણે બીર મંગાવ્યો, ત્યારે નીનાએ ફકત સોડાનાં એક ગ્લાસપરજ સંતોષ માન્યો.

તે આખો હૉલ બધી જાતનાં ને બધી વયનાં સેહેંકડો નરનારીઓથી તદન ચીકાર ભરાઇ ગયલો હતો. તે, અલબત, એક ત્રીજા દરજ્જાનું રેસ્ટોરાં હતું. અંદરના ચોકમાં એક કંગાલ જેવું બેંડ પોતાના "સુંદર શરોદો"થી પરોણાઓને રીઝવતું હતું; વેટરો ભરેલી તાસકો લઇને ધમકમાં ને ધમકમાં એમથી તેમ દોડયા કરતા દેખાતા હતા; મોટે સાહાદે હસવાના અવાજો અવારનવાર કાને આવતા હતા, ને બધી ટોળકીઓ ખાતી પીતી ખુશાલ તાહેલાં ચલાવતી હતી. ટુંકમાં, જાણે સુખનીજ આ એક દુન્યા હોય ને તેમાં દુઃખનો એક ઓળો બી ન હોએ તેમ બધાંને ત્યાં બેરીકરાં ને ખુશખુશાલ બેઠેલાં જોઇ આ બેતાલે દુન્યાનાં બેઢંગાપણાં માટે ગરીબ નીનાને ઘણી અજાયબી ને રમુજ ઉપજી.

છેલ્લે, સીસીએજ બધાંના પૈસા આપ્યા. નીનાએ ને બીજીઓએ બી બોહસ તો ઘણી કરી, પણ તે ખરચાળુ બાપની તેવાંજ મોટાં દીલની તરબીયત પામેલી દીકરીએ માન્યું નહીં. તેનો સ્વભાવ દેખીતો ઘણો ઉદાર હતો.

તેણીએ ને તેની સાથવાળીઓએ ભપકો બી ઘણો કરેલો હતો, ને નીના તે બાબે હસી ત્યારે સીસીએ જવાબમાં સમજાવ્યું કે "એ તો અમારો રવૈયોજ છે. નોકરી પર અમે મજુર જેવીજ જઇએછ, પણ બાહેરબહરવાસ પેહેડવા સારૂ થોડાક સારા ડ્રેસ અમે ખાસ બનાવી રાખેલા છે. અમે પેટમાં પુરૂં ખાતાં નથી, પણ પોશાક પર વધતા પૈસા ખરચ્યેછ. 'ખાઇએ મનગમતું પણ પેહેડયે લોક ગમતું' એ સિદ્ધાંત પર અમે ચાલવાવાળાં છઇએ."—અને તે મીઠાસથી હસી.

"પણ તેનું કંઇ કારણ?" નીનાએ અજાયબીમાં પુછ્યું.

"એમ સુઘડ ને દેખાવલાં બનીને ફરયે તો કેથે સારે ઠેકાંણે પરણી જઇએ, કે કોઇ વધારે સારી નોકરીનું ચાન્સ મળે," લુસીએ સમજાવ્યું.

"સીસી તો કેહછ કે કોઇ પૈસાવાળું ખાંચરૂં મળશે તોજ હું પરણુશ, નહીં તો બધો ભવ કુમારીજ રેહેવશ: એમજ કેની, સીસી?" હયાં રૂબી વચ્ચે પુરાઇ.

"હાસ્તો," સીસીએ કબુલ કર્યું. "હમણાં ગરીબીમાં અવત્યાં તો મેહ્યેછજ, તો પછી વળી ગરીબીમાંજ પરણીને તે શું વધારે મોટાં સુખનો લ્હાવો લેવાનાં છઇએ?"

"આપણી મુશ્કેલી એ છે," રૂબીએ સમજ આપી, "કે આપણા ભીખારી લત્તામાં એવા કોઇ સારા ભરથારો હાથ આવવાજ મુશ્કેલ છે, ને આપણી મજુરીનું કારખાનું બી એ આપણી ઉમેદોને મદદ કરે એવું નથી. એમ તો લેની—સીસીએ એક સારે ઘેરના છોકરા પર જાળ બીછાવીછ, પણ મીસીસ ચૅાપવાલાં કંગાળ મકાનમાં કંઇ તેને મળવા બોલાવાનું પાલવે ને બને?"

"કેમ રૂબી, એ વિશ્વાસઘાત નથી કે?" સીસીએ અરધું રમુજમાં ને અરધું ગંભીર કહ્યું.

"બચ્ચીતજ નહીં," રૂબીએ જવાબ કરયો. "નીના હવે સાથેજ રહેવાની છે તો શું તે એ વાત મોડેવહેલ્લે જાણ્યા વગર કંઇ રહેવાની છે?"

"હવે લેની ત્યારે હુંજ ખરી વાત કેહું, નીના," સીસીએ પોતેજ ભડકો ફોડયો; "મને એક ત્હારા જાતવાલા (ઇંગ્રેજ) જવાંન સાથ પીછાંણ ને દોસ્તી થયલી છે. સારે ઘેરનો છે. હુશ્યાર છે, ભલો છે,

પૈસા છે, બધું છે. અમે અવારનવાર મળ્યેછ બી ખરાં, પણ મેં હજી બીચારાને મારી ખરી હાલત કે વીટક વાત કશીજ જાંણવા દીધી નથી. હું બીડીનાં કારખાનાંમાં મજુરી કરૂંછ, અથવા તો મીસીસ ચૅાપવાલાં આલીશાંન મકાનમાં રેહુંછ એવો તો હજી તે બિચારાને સ્વપ્નો બી નથી!"

"હા, પૈસા! પૈસા!" નીનાએ પુકારયું; "શું પૈસામાંજ ત્યારે બધું સુખ સમાયલું છે?"

"અચ્ચીતજ નહીં," સીસીએ જુસ્સાથી કહયું. "તમે પાર્કમાં જાઓ ને પાંચ મિનીટ બેસો. ધમધમ કરતી ગાડીઓમાં દમામથી બેઠેલીઓના ચેહરા જરા બારીકીથી તપાસો. તરત તમે જોશો કે તે કેવી બધી અંદરથી બળીને કોયલો બનેલીઓ હોવી જોઇએ. કોઇને કંઇ દુખ ને કોઇને કંઇ બળાપો હશે. કોઇને મનનું દુખ હશે તો કોઇને તનનું. શું પૈસાજ બધાં સુખનું સાંધણુ છે? હું માનતીજ નથી."— અને વળી પણ નીના કબુલ કરયા વના રહી નહીં કે આ તેજ બુધ્ધિની છોકરીનું ઘણુંખરૂ કેહવું તમામ ખરૂં હતું.

તેઓ એ પછી મોડેથી ઘર પાછી ફરી. પુરતું ફરીહરી, પુરતું જોઇજાઇ, જોઇતો અનુભવ મેળવી નીના તે રાત્રે પોતાની સાથીઓ સમેત પોતાનાં કંગાલ મકાન પર પાછી ફરી. સીસીનાં કેહવા મુજબ ફકત ૨૫૦ ફીટ લાંબી તે ચાલીમાં ચાર હજાર કુત્રાં બીલાડાંની કીસમનાં મુફલીસ કંગાલો વસતાં હતાં. તે મકાન જાંણે મુફલસીનું એક કંગાલ ગામડું હતું, અને એવાં તો એ સૌથી શ્રીમંત લેખાતાં અમેરીકામાં સેંહુંકડો ને હજારોની સંખ્યામાં હતાં!

સીસી મોંઢે ચઢી માંગી લઇને તે રાત્રે નીના સાથેજ સુતી, ને નીનાને બી તેના દુઃખી વિચારો સાથે એકલી પડવા કરતાં એવી એક બોલકણી સોબતણુનો સહવાસ જાસ્તી વ્હાલો લાગ્યો. તેઓએ, તેથી, બીછાણાંમાં જવા પછીથી બી છેક ઘણી મોડી રાત તક તરેહ તરેહનાં તાહેલાં કરયા કીધાં, ને સીસીના "ધારેલા"ની અનેક વાતો સાંભળતાં ગરીબ દુઃખી નીનાને હાલ તો પુરતી ગમત પડી.

---

# પ્રકરણ ૧૮ મું.

પણ વળી વળતે દીવસથી તેણીની પોતાની જેહમતો અને હાડમારીઓ પણ નવેસરથી પાછી જારી થઇ. તે પોતે બીજી સહવારથીજ કાંઈ પોતાને બરની નોકરી મેળવવાના પછાડામાં પડી. તે ઘણીક જાહેરખબરોના જવાબમાં જાતે જઇ આવી, અને એકાદ બે વાર તો, મન કઠણ કરીને, પોતે નોકરીની આરજુની જાહેરખબર છપાવા પછવાડે પોતાની ટુંક માયાપુંજીમાંથી થોડોક મિથ્યા ખરચ બી પણ કરી છુટી!

તેને એમ તો એક નહીં પણ ત્રણ જુદે જુદે ઠેકાંણે જુદે જુદે વખતે સારી મજાહની નોકરી મળવાનો લાગ હાથ આવ્યો, પણ તે બધી શેઠાણીઓએ, આગલી નોકરીની તેના કને સરટીફીકેટ મોજુદ ન હોવાથી, પેલી મીસીસ જોઇસને લખીને પુછાવ્યું, ને તે બેબદાંમ ઓરતે એ ગરીબ બિચારી છોકરીને એટલી તો સીહા ચીતારી કે નીનાનો ખુલાસો સાંભળવાનું તો બાજુ રહયું, પણ પોતાની ઓસરીએ ફરીથી ચઢવાની વટીક તેઓએ તેને ખાસ મના ફરમાવી! તે, બેશક, પોતે એટલી પ્રમાણીક હતી કે છેલ્લી નોકરી બાબે તેને પુછવામાં આવતાં તે ઠગારા પાદરી જોઇસને ત્યાંની નોકરીની વાત કદી છુપાવી શકતીજ નહીં, અને ત્યારે, પરીણામમાં, મીસીસ જોઇસ તે ગરીબનું આથરૂંમીથું એવી કીસમે ભરી આપતી રહી કે તેનો કેથે થાગજ લાગી શકયો નહીં!

એ પછી એક સહવારે પેલી ત્રણ છોકરીઓ—સીસી, લુલી ને રૂબી—પોતાને કામે જવા કેડે નીના એકલી, પોતાનાં નસીબને સરેસ્તા મુજબ રડતી, કાંઈ પોતાનાં મોજાં ફાટી ગયાં હશે તે રફુ કરતી બેઠેલી હતી તેટલાં બારણું ઉઘડયું, અને સીસી ઉશ્કેરણીથી લાલ થયલી ઘર પાછી ફરી, કે જ્યારે નીના એ જોતાં કાંઇ બી અસાધારણ બનેલું માની લઇ ઘણી ફીકરમંદ ઉઠીને ઉભી થઇ.

"હે જોયું, નીના?" હાંફ દઇને એક ખુરસીમાં આવતાં સાથે બેસી જતાં સીસીએ અરધું રમુજમાં ને અરધું રડી દેતાં કહ્યું; "મને કારખાનાંમાંથી લીલું નાળીએર મલી ગયું!"

"ઓ, કેમ?"

"કેહજે કારખાનું ઘણાં નુકસાનમાં કામ કરેછ કરીને ચાલીસેક

છોકરીઓને આજે સહવારે આંગપર અકેક અઠવાડયાંનો પગાર તોલી દઇને પેંડો પકડાવ્યો તેમાં હું નસીબની લીલી બી સપડાઇ ગઇ!" તેણીએ ઘણા બળાપાથી ખુલાસો કરતાં કહયું.

"હવે ત્યારે તું શું કરશે?" નીનાએ ફીકરમંદ પુછયું.

"ભુખે મરશ—બીજું શું કરશ?" સીસીએ ફીકકું હસવાની કોશેશ કરતાં કહયું. "એકજ ચાન્સ છે. એક નાટકશાળામાં સારા અવાજવાલી થોડીક છોકરીઓ જોઇએછ એમ મને બાતમી મલીછ, ને તાંહાં હું ખબર કાહારવા જાઉંછ: તું આવેછ?"

"ખુશી સાથે," નીનાએ કુદકો મારીને તરત તૈયાર થવા ઉઠતાં જવાબ કરયો. ગરીબ બિચારી, તેને પોતાને એવાં કોઇ પ્રમાણીક "જૉબ" ની કયાં ઓછી જરૂર હતી?

મગર તેની મુશ્કેલી એ હતી કે તેને ગાતાં મુતલગ આવડતું ન હતું. તેણુ કદી ગાયુંજ ન હતું. એ ખુદાઈ હોનરની ખુબીથી અથવા તો તેને લગતી મોજથી વટીક તે તો જીંદગીભર બિચારી બેનસીબ ઉધરી હતી!

તેઓ બંને સાથેજ, એમ છતાં, ઠીએટરપર ગઇ, અને નીનાએ જોયું કે આ તો તેજ નાટકશાળા હતી કે જયાં તે આગળ બે ત્રણુ બરતબા આવી ગઈ હતી. તે કુંપનીનો માલીક તો બાહેરનો બાહેર ફરતો રેહવાથી તેને આ આગમચ કદી મલ્યોજ ન હતો, પણુ વાંચનાર યાદ કરશે કે તેનો પેલો એક લાંબટાંગ મેનેજર તેણીનો ઘણો બલો દોસ્તદાર બની ગયો હતો.

તે પોતે કાંઈ ઘણો બલો હતો નહીં, પણુ બાજે વખત સામાંની પાકીજગી બી બીજાંને પોતાનાં તેજથી અશો બનાવી શકે છે, ને તે માંહેલો આ એક દાખલો હતો. નીનામાં તે મી૦ લાંબટાંગે કાંઇ એટલું બધું શુધ્ધ, નેક ને પાક જોયું હતું કે પોતે એ જાતની નેકીની લાઇનમાં નહીં છતાં તે નીનાનો ઘણો સાચ્ચો ને ખરો દીલસોઝ દોસ્ત બન્યો હતો!

હવે હમણાં બી સીસી સુંદર નીનાને એ લાંબટાંગ કનેજ લઇ ગઈ, અને તે તેણીને પાછી બેકાર બનેલી જોઇ અજબ થયો. નીના તરત

યાદ કરી શકી કે છેલ્લી મી૦ જૉઈસને ત્યાં નોકરીએ રહેવા જતી વખતે તેણીએ તેઓના જાહેરખબર બતાવીને એ જવાંનનીજ સલ્લાહ લીધી હતી, અને જાહેરખબરની ઢપ પરથી તે કોઇ ધરમઢગ વરબૈયર હોવાની એ લાંબટાગે ફક્કર જાહેર કરી હતી. એટલામાટે આયંદા મામલો તેવોજ કોહેલોસડેલો પુરવાર થયો હતો એમ, નીનાને તેણે કરેલા સવાલના જવાબમાં, તેણીએ ટુંકમાં તેને જે બધો ખરો ખુલાસો કહી સંભળાવ્યો તેથી માહીતી થતાં ગરીબ નીનાને ખાતર તે દીલગીર થયો ખરો, પણ અજબ જરા એ થયો નહીં. તે ટુંક ઉંમરમાં દુન્યાદારીનો ખાધેલ દુન્યાદારી સારી રવેસે જાણતો ને સમજતો હતો.

એ પછી સીસી ને નીનાએ તે ખાલી પડેલી જગ્યાઓ વાસ્તે આરજુ કરી,

"હું તમોને માલીક સાથે મેલવશ—જરા બેસો," તેણે સભ્યતાથી કહ્યું—અને સાહ્યડમાંના એક ઓરડા ભણી આંગળી કરી બતાવતાં તે બોલ્યો, "પેલી મેર જુઓ! જગ્યા તો ફક્ત ત્રણ છે, ને તે માટે નજદીક સવાસો છોકરીઓ ઉમેદવાર તરીકે હાજર થયલી છે! હું તો તાજુબ થાઉંછ કે દુન્યા વરણની મુફલસી ને કંગાલ્યત બધી આએ અમેરીકામાંજ કયાંથી ઉતરી પડી હોશે?"

"પણ અમે ચાલશું કેની?" સીસી અધીરી પડી; "કદાચ અમુને ગાતાં આવડતું નહીં હોશે, પણ અમારૂં રૂપ તો ચાલશે કેની?"

"હવે અમે લોક રૂપ જોતાજ નથી," તે મેનેજરે સમજાવ્યું. "હવે તો ગમે એવી બદસુરતને બી સ્ટેજપર પફ ને પાઉડરના લેપડાથી ખુબસુરત દેખાડી શકવાને હુન્નર એટલો આગળ વધ્યોછ કે રૂપની ઝાઝી પરવાહ કરવાની જરૂર રહેની નથી. હું તો ધારૂંછ કે અમારી કુંપનીનો માલીક હવે તો અવાજ કેવો છે ને ગાયનની આવડ કેટલી છે તેજ જોશે."

નીનાએ, એ સાંભળતાં, નાઉમેદીનો એક નીસાસો મેલ્યોઃ ત્યારે તેને કામ મલવું કેટલું મહાલ થઇ પડે!

તેઓ બંને બાજુમાં એક બાસ્ટી પર બેઠી. કુંપનીનો માલેક અકેક બએને પોતાના ખાનગી ઓરડામાં તપાસવા બોલાવતો હતો, ને તેઓની આગમચ આવેલી કુરાબંધ બધીઓ એટલી હજી તો સાહ્યડમાંના

ઓરડામાં ખોટી થતી હતી, ત્યારે તેઓએ અત્યારમાં ત્યાં જઇને ટાંટયા તોડવામાં શો માલ હતો ? તેઓ, તેથી, બાજુમાં બેઠી.

ત્યાં તેઓને જગનાજગ વાર ટપવું પડયું. આગલી હુસની હુસનો નિકાળ આવે ત્યારે તેમનો વારો આવે કેની ?

અંતે તે આવ્યો, પણ હુઝુલ ! ફક્ત બે મિનીટની મીલાકાતમાંજ તે ઑપરૅા કુંપના માલેકે તેમને નાલાયક ઠરાવી પાછી રૂખસદ આપી દીધી. તેમની બેઉની ખુબસુરતી તેણે ઘણી વખાણી ને તે તેને ઘણી ગમી, પણ તેમનાં ગલાં કેળવાયલાં નહીં ને ગાયનમાં મુતલગ આવડ કે ગલુંજ નહીં, એટલે એવાં અણુશીખાઉની, તેણે સમજાવ્યું કે, તેને ત્યાં જગ્યાજ ન હતી.

તેઓ, તેથી, નાઉમેદ ત્યાંથી પાછી બાહેર પડી. બેઉ ઓય રડી દીએ તેવો તેમનો હાલ હતો. નીનાની ગાંઠમાં તો હવે પુરા બે ડોલરની બી પુંજી બચેલી ન હતી, ને કામની ઉમેદમાં તે ફરી એક વાર સીસી સાથે ઘણું રવડી રઝલી, પણ વ્યર્થ !

અને હારયો જુગારી બમણું રમે ! તેઓ છેકજ તરયાંઝાટક ને ખાખાવરખી હોવાનો ખેદ તેમને સતાવતો અને સંતાપતો હતો, ને તે છતાં સીસી બોહસ કરીને નીનાને ઠંડા પીણાં થકી લલચાવી શકી. એ જાતની મોજ તેમના જેવી અભાગનીઓ થકી નજ હતી, પણ જ્યારે આદમી હાડમારીઓની છેક છેલ્લામાંછેલ્લી પાયરીપર આવી લાગે છે ત્યારે તે એજ મીસાલે જીવ પર આવે ને જીવ પર કરે એ કૂર સરજતનું એક અજમ જેવું કરતવ્ય છે. નીના એકલી હોત તો કદાપી એમ પૈસા વેરવા મન કરતે નહીં, પણ સીસીએ તેને સીસામાં ઉતારી અને લલચાવી.

તેઓએ, તેથી, એ રીતે થોડાંક ઠંડાં પણ મોઘાં મીષ્ટાંણુથી નવેસરની થોડીક તાજગી મેલવી, અને હવે પોસ્ટઑફીસ ભણીનું હેરયું લીધું. એ બાજુના ધરમધક્કેલા નીનાનાં નસીબમાં તો લગભગ રોજના હતા. ડુબતું માણુસ ફીણુને વલગે, તેમ તે બિચારી પાછી ને પાછી તેના કરોડપતી બપાવા તરફના જવાબની આર્જુ કરતી ટપાલ ઑફીસમાં તેને નામનાં એકાદ કાગળની ખબર લેવા જયા કરતી, અને આ વખત સીસી તેની સાથે તે પુછપરછ માટે તેટલીજ ઉલટથી ગઇ.

ઓ, કેવું તે પણ ચ્હાતી હતી કે એવું એકાદું સુખરૂપ કાગળ ખરેખર આવ્યું હોય, ને નીના જેવી એક નવી ને ભલી સહીઅર હસ્તક તેનો પોતાનો બી થોડો ઘણો કાંઇક ભાગ્યોદય થવા પામે !

પણ નહીં. નસીબ જ્યાં રૂઠયું હોય ને કરમના લેખ જ્યાં આ કીસમના ધક્કા પછાડાની હાડમારીનાજ હોય ત્યાં ભાગ્યોદય એમ દોડીને આવતોજ નથી. તે પોસ્ટઑફીસની કૅરમાં આવેલાં અનેક કાગળો રાખનાર ક્લાર્ક, નીનાના સવાલના જવાબમાં, તેને હસ્તકનાં તે દોરી બાંધી રાખેલાં બધાં કાગળો ટપટપ તપાસી ગયો, ને "કંઇજ નથી" એવો હંમેશનો લુખ્ખો સુકકો નીનાને જવાબ કરતાં તે બી કાંઇક દીલગીર થયલો દેખાયો.

---

## પ્રકરણ ૧૯ મું.

તે નીનાને ઓળખી ચુકયો હતો. તે જોકે એ ગરીબ છોડીનાં સંકટો કશાં જાંણુતો ન હતો, પણ નીનાના દેખીતા ગરીબ ને નમાના સ્વભાવથી—ને ખાસકરીને આંખ્યો ખેંચાઇજ રહે એવી તેની નાજુક સુંદરતાથી—તે આદમીનાં ધ્યાંનમાં એ છોકરી ઘણી થસી રહી હતી, અને તે કોઇ ચોક્કસ કાગળની તલબગાર ઘણી હતી છતાં તે કાગળ આવતું ન હતું એમ જોઇ નીના તરફ તે ભલા આસામીની સ્વભાવિક દીલસોજી ઘણી ઉશ્કેરાઇ હતી.

"આએ ક્લાર્ક બી મારી મશ્કરી કરતો હોશે !" નીનાએ તે "કાંઉન્ટર" આગલથી પાછી ફરતાં ને ખસી જતાં ઘણુંજ દર્દમંદ દીલે સીસીના કાનપર પડી કહ્યું; "હું ધારૂંછ કે હવે એ મારી ઉમેદનો તો ખચ્ચીતકરીને છેડોજ આવી ચુકયો છે. મારા બપાવા પર કશીજ અસર થઇ નથી. થઇ હોતે તો મહીનાઓ આગમચથી જવાબ આવી ગીયો હોતે !"

"હજી તાહરે તદનજ આશા મુકવી જોઇતી નથી, નીના ડીઅર," સીસીએ એમ છતાં હીંમત આપી. "ત્હારા બપાવાની ઉમરના બુઢ્ઢાઓ ચક્રમ તો હોએજ. કોઇ બી દહાડે અચબુચ ફીક્રરૂં થઇ આવે તો તડ ને ફડ તને માફ કરવાનું ને બોલાવી લેવાનું કાગળ લખી નાંખે ! એનુ

કંઇ કેહેવાયજ નહીં. ત્હારે તો અવારનવાર અહીં આવીને એ મુજબ ખબર લેતી રહેવુંજ જોઇએ."

"પણ હર વખત આવીને ફાકટ પુછતાં મારે બરડે પાણી ઉતરેછની!" નીનાએ કગલીને કહ્યું.

"તેમાં ગભરાવા જેવું શું છે? લે ચાલ, હું આંઠેક દાહડા પછી એક ત્હારે નામનું કાગળ અમથું અમથું પોસ્ટ ઑફીસની કૅરમાં લખી વાલશ," સીસીએ સધ્યારો આપ્યો. "તુંને એમ અમથી તહ્લાસ કરવા આવ્યા કરતાં શરમ લાગેછ તો એમ કોઇ પાસ અવારનવાર લખાવ્યા કાંએ નથી કરતી? નહીં તો તું પોતેજ ત્હારે નામનું એક કવર નાંખ્યા કર, કે એમ અમથું આવી આવીને પુછી જવાનું ખસ્યાણું તો નહીં લાગે?"—અને નીનાનાં ધ્યાનમાં આ સલ્લાહ ઘણી ઉતરી અને ઘણી લાયક પુરવાર થઇ.

તે પછી સીસી સાથે તે હવે તેના (સીસીના) "ધારેલા" નાં કાગળની જુસ્તેજોમાં ગઇ. તે એક કોઇ શરાફની કૅરમાં પોતાનાં કાગળો મંગાવતી હતી. "ઘેરનાંઓ હમણાં ને હમણાં જાણે નહીં તેથી" એમ તેઓએ એકમેક આગળ અડાવ્યું હતું! તે (સીસી) પોતે મીસીસ ચૅાપ-વાલી ભીક્ષુકોની ચાલી જેવાં કંગાલ મકાંનમાં રેહેતી હતી એમ તે જવાં-નને પતો આપવા ને ખબર પડવા દેવા ચાહતી ન હતી, અને તેજ મુજબ પેલાએ બી પોતાનું રેહેઠાણ તેને જાહેર કરયું ન હતું, એટલે અરસ-પરસનું પોગલ ઉઘાડું નહીં થઇ જાય એવી તરકીબથીજ તે બંનેએ એક થઇને કામ લીધું હતું.

અને સીસી નીના કરતાં વધતી નસીબદાર પુરવાર થઇ, કેમજે તેણીને નામનું કાગળ તો તે શરાફની પેઢીપર પુછતાં સાથે તેને તરત મલી આવ્યું.

તે એક કમીશનએજંટની ઑફીસ હતી, ને કમીશનથી જે સેંહેંકડો જુદી જુદી જાતનાં કામનાં લફ્ડાં તેને ત્યાં ચાલતાં હતાં તે માંહેલી એક શાખ: આમ કાગળો પોતાની કૅરમાં મંગાવાની હતી. ઘણાંકો જેઓ પરભાડાં પોતાને ઘર કાગળો નહીં મંગાવવા ચાહતાં હોએ, ને પોસ્ટઑફી-સની કૅરમાં મંગાવવામાં બી સલામતી નહીં માનતાં હોએ તેઓને સવલતા આપવાનું આ એક અમેરીકન ખાતું હતું, ને એ તેનો ધંધો બી ધીક-

તોજ ચાલતો હતો એ નીનાએ ત્યાં જે એવાં થોકબંધ કાગળો પડેલાં ને એકઠાં થયલાં જોયાં તે ઉપરથી તરત જોઇ લીધું.

હવે સીસીએ તે પોતાના "ધારેલા"નું કાગળ વાંચ્યું.

"મને આવતી કાલે સાંહજે પાર્કમાં એ મલવા લખેછ," તે કાગળ વાંચી લઇને તેણીએ કહ્યું. "હું જવશ. હવે મારો છેલ્લો ઉપાય એજ છે. હું જો તેને મારી સાથ જલ્દીથી ને તાબરતોબ પરણી જવા ઉંધું ચત્તું સમજાવી શકશ તોજ મારો ગુજારો થશે; નહીં તો ભીખ માગતાં બી મારૂં પુરૂં થવાનું નથી!"

નીનાએ જવાબ દીધો નહીં. ગમે એવી તંગદસ્તી ને નાચારી છતાં તેની દોસ્ત આ ઠગાઇની રીતીથી કામ લેતી હતી તે તેનાં પોતાનાં પ્રમાણીક જીગરને જરા થઇને ગમ્યું નહીં, પણ તેણીએ જોયું કે તેને ના કેહેવાનું બી હેમકાતભરયું થઇ પડે, કેમજે તે જે કહે તે સીસી આવા હલના કરમઅભાગ્યા સંજોગોમાં માની લીએ એમ હતુંજ કયાં?

નીનાને તો એ વાતને લગતો બધો મામલોજ મનથી સડેલો લાગતો હતો. સીસી તેના "ધારેલા"થી પોતાની ખરી હાલત (મુફલસીની) છુપાવતી હતી, પણ પેલો બી ખરેખરો કોઇ મોટો માણુસ કે શ્રીમત હતો તેની જામીનગીરી શી હતી? કાંએ નહીં તે બી કોઇ ચીલમચલાક એમજ ઉપરથી ટાપટીપ કરી આવીને તે પોરીને ચાહતો હોએ? અવલ તો કાંએ તે પોતે બી અત્યારતક પોતાનું ઘરબાર સીસીને બતાવતો કે પોતાની પુરીપાધરી ઓલખ તેને આપતો ન હતો?

એ રીતે ચતુર નીનાને તો આ બેઉ એકમેકને વેતરતાં કાતરતાં હોએ એવુંજ બધું લાગ્યું—તો જોકે એ પોતાનો વસવસો ને પોતાની ફીકરો તેણે સીસીને કે પેલી રૂબી અથવા લુલીને કોઇ દાહડે બી કહી સંભળાવવાની હીંમત કરી હતી નહીં.

એ પછી બીજી સાંહજે પોતાનો જે સરસમાંસરસ પોશાક હતો તે પેહરીને સીસી તે પોતાના "ધારેલા"ને મલવા ગઈ, અને પછીથી પાછી આવીજ નહીં. તેણીએ પોતાની સહીઓને એક ટુંક કાગળ લખી મોકલ્યો તે મુજબ તે તો તાબરતોબ પરણી જવા પોતાના "વાહલા હોરેસ" ને સમજાવી શકી હતી, અને તેથી પડોશમાંનાં એક ગરીબ દેવલમાં જઇ ત્યાંના પાદરીનાજ બે નોકરોને શાક્ષી બનાવી તેઓ પરણી ગયાં,

ને તેજ રાત્રે ચિકાગોની ત્રેન પકડી ચીકાગો જવા ઉપડી ગયાં હતાં! વળી સીસી વધારામાં તે કાગળ મધે એમ બી લખતી હતી કે ચીકાગો જઇને તેના ભરથાર જોડે સારી રીતે થર પડવા પછીથી તે એક ધરખમ રકમ તેની કને માંગી લઇ બલી નીનાને મદદ થવા મોકળી આપવાની ઉમીદ ધરાવતી હતી!

પણ મદદ—જો ખરેખર આવવાની હોય તો—આવી પુગે તે આગમચ તો નીનાના સંબંધમાં જે બુરૂં થવાનું તે થયું, અને ખરેખર ઘણું બુરૂં થયું. ઘણીજ તંગીથી—ઘણીજ ટકેવકે રેહતાં છતાં બી તેણીનું ખીસું સદંતર ખાલી થઇ ગયું, ને તેની ટુંક માયાપુંજીની તેના રોજના મુશ્કીલ ખાધા પીધાના અનિવારય ખરચ અને અઠવાડીક બાડાંતોડાંથી જે ઉતાવલી ઓટ થતી આવતી હતી તે ઓટમાં આયંદા તેનું સર્વસ્વ ખપી અને ધસડાઇ ગયું! તે ગરીબ બિચારી જોતાં જોતાંમાં તદ્દનેતદ્દન એક પાઈ વગરની થઇ પડી, અને ત્યારનો તેણીનો ગભરાત બયાંન કરવા કરતાં પણ વધારે સેહેલથી દયાળુ વાંચનાર પોતેજ બેશક કલ્પી લઇ શકશે.

અને એમ પણ બીજું એક અઠવાડયું ગબડી ગયું. તે લુસી કે રૂબી પાસે માંગતે, પણ માંગીને શું માંગે, ને માંગે તે પાછું ક્યારે અને ક્યાંથી આપે? મીસીસ ચૅાપનું એક અઠવાડયાંનું ભાડું તો ચઢી ગયું હતું, અને પેલી બંને અકસર નિર્ધનતા વચ્ચે બીડીનાં કારખાનાંમાં આખા દહાડાનાં ગદ્ધઇ વહીતરાં છતાં એટલું ટુંક કમાતી હતી કે તેમનું પોતાનું વટીક પુરૂં માહા મુશ્કીલથી થતું હતું—બલ્કે લુસીએ તો પોતાનાં પેહેરવાનાં કાંઇક જુના કપડાં ગીરો મુકીને થોડોક ખરચ નીભાવ્યો હશે તે પણ તે બીચારી અત્યારતક છોડવી બી શકતી ન હતી તે નીનાને ખબર હતું!

ખચ્ચીત, તે ખરાંજ સંકટનો સમો હતો, જે હવે કમબખ્ત નીનાને માંથે આવી લાગ્યો હતો. તેની પાસ પુરાં પેહેરવાનાં કપડાં ન હતાં તો મારગીજ સારગીજ વટીક તે શું મુકી શકે?

મીસીસ ચૅાપ ઘણું સખત હૈડાંની ઓરત હતી. ઉધાર સુધારની તે હીમાયતી ન હતી, અને જ્યારે એક અઠવાડયાં તક નીના ભાડું આપી શકી નહીં ત્યારે તે ગરીબ છોકરી સાથ તે એવા "ઉંધાડાં અપમાનથી વરતવા લાગી કે તેણીને કદમેકદમ પાણીઉતાર થયા કરવું પડ્યું.

એમ છતાં થોડું થોડું—થોડું થોડું કરીને જે પર બી તે પાંચ સાત સેન્ટ મેળવી શકે તે બધું તે ગીરવી મુકતી ગઈ. બીજો ઉપાયજ ન હતો, અને જ્યારે છેલ્લાં ફક્ત આંગમાંનાં વસ્ત્રભર તે સદંતર નાચાર ને નીરાધાર થઇ ગઈ અને ભાડું નહીંજ આપી શકી ત્યારે એક સાહાંજે મીસીસ ચૅાપનાં દીલમાં એકદમ બહાર આવી ગયું, ને તેણીએ અરધા કલાકમાં ત્યાંથી ચાલતી થવા તેણીને સખ્ત રીતે તતરાવીને કહી દીધું.

ખરી રીતે તો નીનાવાળું મોટું બિછાણું તે કોઈ નવાં ભાડુત તરીકે આવેલી ત્રણ નવી છોકરીઓને તેજ રાતથી ભાડે આપી પણ ચુકી હતી, એટલે જે વખત જતો હતો તેમાં તે નવી ભાડુતો તે ઓરડાના એક ભાગ ને તે બિછાણાંનો કબ્જો લેવા તે તરફ આવનારીઓ હતી, જેથી મીસીસ ચૅાપના કાલાવાલા કરવાથી બી તે દુઃખી છોકરીનું હવે કાંઇ વળે એમ ન હતું.

"પણ લુલી ને રૂબી કારખાનાંમાંથી આવે તેટલાં તો મને રહેવા દેઓ ?" તેણીએ એમ છતાં વિનંતીથી માંગી લીધું.

"તેથી તુંને શું લાભ થવાનો છે ?" મીસીસ ચૅાપે બખાલ્યું. "તું જો એમ સમજતી હોય કે તેઓ એકાદ ડાલર તુંને ઉછીણો આપશે તો તું મોટી ભુલ કરેછ. તે બી બેઉ કરજમાં ડુબેલી છે, ને જે વખત જાએછ તેમાં તે બેઉને બી હું અહીંથી પેંડોજ પકડાવાની છેઉ."

"હું કંઈ માંગવાની નથી," નીનાએ ગરીબીથી કહયું. "હું ફક્ત તે લોકને મલી લઇને જતી રેહવશ."

"તેમાં તાહરૂં કે તે લોકનું શું ભલું થઇ જવાનું છે ?" તે ઘરવાલીએ તુચ્છકાર કરયો;—અને વળી વધારામાં પુછયું, "હવે અહીંથી લઇ જવા જેવો કંઇ અસબાબ તારી પાસ બાકી બચ્યોછ કે ?"

"કશોજ નહીં," નીનાએ દુખનું એક ડચકું ખાતાં કહ્યું. "મારાં આંગપર છે તે કપડાં, રાતે પેહડી સુવાનું આએ એક ગવન અને મારો નખ્યો બ્રશ એ સિવાય બધું હું લોનઓફીસમાં માંરગીજ કરીને અત્યાર તુલકમ તેના પૈસા લઇ તેમજ ખરચી ચુકીછ !"

મીસીસ ચૅાપ મોટા ધીક્કારમાં ખભાં ચહાવી ફરી ગઇ, ને પોતાના ઓરડામાં ચાલી ગઇ. એટલુંજ કે પેલી બે—લુલી ને રૂબી—પાછી ફરે,

ને તે લોકને તે મલી લીએ ત્યાં સુધી ત્યાં થોભવાની તેને તેણીની એ ચુપકીદીથી જાંણે રજા મલી ગઇ હતી.

તે ગરીબ બિચારી બારીએ જઇ ઉભી. ખરેખર, કેવું તેનું મન થયું કે તે બારી વાટેથી એકદમ બાહાર નખાવી દઇ પોતાની દુઃખી જીંદગીથી તે સદાની રીહાઇ ને સખકરાર પામે! તે મોટી ચાલીની છેક આકાશી ઉંચાઇએ તે હાલમાં ઉભેલી હતી, ને એક શીહા રાત્રીએ ઘરબાર વના તેને રવડવું થવાનું હતું તે ખ્યાલના ત્રાસથી તે થથરી ગઇ. તે કયાં જશે! તે કયાં સુશે? ખીજખીજ દુખી થઇ તે એકલી એકલી રડી. અરે, તેણે એવા કોયા ગુનહા કરયા હતા કે આ ફાસનની જાલેમ હાડમારીને તે સજાવાર હોએ?

તે બારી આગલથી હઠી ગઇ. સાહાંજ થંડી હતી, ને તે થંડી જાણે ખોરાક વનાનાં તેનાં તનબદનને ચીરીને તેનાં દીલમાં સમાઇ જતી હતી. વળી આપઘાતનો પાપભરયો એરાદો તેને એ દુખી જીંદગી . મુકતી પામવા ઘણો લલચાવતો રહયો—અને એ બધાં કારણોને લીધે તે બારી આગળથી ઉતાવલે હઠી ગઇ.

અંતે સ્હાંજે છેક દીવા થવા કેડ લુસી ને રૂબી ઘર પાછી ફરી. ને તે લોકને મલીને છુટી પડતાં નીના તેમની ખાંધ પર માથું નાંખી બે અખત્યાર રડી. તે બંને ગરીબ છોકરીઓ બી ઘણું રડી. તેઓને નીનાનો અતી ઘણો પ્યાર ને પડોશ પડી ગયો હતો. એક ઘણી સાચ્ચી ને ભલી છોકરી તરીકે તેઓ બંનેને નીના ઘણી ગમી ગઇ હતી—પણ તેઓ શું કરી શકે?

તે બંનેએ પોતપોતાની પર્સ ઘોલ્યા પર ખાલી કાધી, ને તેમ કરતાં એકઠા સરવાલામાં જે નાણું ભેગું કરી શકાયું તે બજીદ થઇને તેએએ નીનાને સ્વાધીન કરયું, કે જ્યારે એવી રીતે એકઠી કરેલી રકમ ફકત એક ડોલર ને થોડાક સેંટસની હતી.

અરે, કેવાં ને કેટલાં હેસાંન અને હેત સાથે તે ગરીબ છોકરીઓનું એ ધન દુઃખી નીનાએ સ્વિકારયું તે અત્રે વીસ્તારીને કહયા વના ચાલશે; અને તેટલાં પેલી ત્રણ નવી બાનુતો બી તે ઓરડામાં આવો લાગી, એટલે ખેજાલતની મારી આંસુ ખંચાવી, લુસી અને રૂબીને કીસ કરી, તેણી તે ઘરમાંથી સેવટની બાહેર પડી.

તે ક્યાં જાએ ?

લુલી ને રૂબીની ભલી સખાવતે તેનો તુરત વેળા તો વળી થોડોક બચાવ કરયો. તે મોહોલ્લાને નાકે ભીક્ષુકો ને રખડેલો રાતવાસો સુઇ શકે એવું એક છાપરું હતું. તેના થી, અલબત, પૈસા લેવામાં આવતા, પણ તે એવા કે મુફલીસો બીચારાં આપી શકે; ને તેનાં એક અંધારાં ખુંણામાં દબાઇને નીનાએ તે રાત આંસુઓ વચ્ચે ત્યાં તોડી પાડી.

---

## પ્રકરણ ૨૦ મું.

એ મુજબ બીજી ત્રણ રાત તક—ખરચ નીભ્યો ત્યાં સુધી—તે એ છાપડામાંજ પડી રહી. આખો દિવસ કામ અથવા નોકરીની સોહોધમાં રવડી રઝલી રાત્રે તે બિચારી ત્યાં પાછી આવી પડતી, ને ચોથે દિવસે તેની ખરચી તમામ પાછી ખુટી જવા કેડે જ્યારે સહવારે તે આ ગલીચ રેહઠાંણુમાંથી બહાર પડી ત્યાર રવીવાર હતો.

તે એ વખતે હજી પણ પુરતી "ડીસંટ" હતી. કપડાં તેની કને દીલપર હતાં એજ ને એટલાંજ હતાં ખરાં, પણ તે વટીક એવી જતનથી તે વાપડતી ને એવી સફાઇથી પેહેડતી હતી કે રસ્તેથી તે ચાલી જતી હોએ ત્યારે તેની એટલી હદ સુધીની કંગાલ્યતનો કોઇ સાધારણ જોનારને તો ખ્યાલ વટીક થઇ શકે નહીં ! બચગીથીજ સુઘડતા ને સફાઇના નીયમો પર ઉછરેલી હોવાથી એ સદગુણ તેનાં હાડેહાડમાં તમામ પચી ગયો હતો, જેથી હાલની આ માહા બુરી દુર્દશા છતાં તે દેખાવમાં સુંદર ને ઘણી ખેંચાણકારક નજરે આવતી હતી.

તે બેધ્યાનપણે ભટકતી ભટકતી તે તરફનાં મોટાં દેવળ આગલ આવી પોંહોંચી. તે દેવળ આગળ આવવાજ નિકળી હતી એમ ન હતું; તેના પગ જ્યાં લઇ જાએ ત્યાં તે તો હોશફરામોશ જતી અને ચાલતી હતી. તેને બલાપો હદ વનાનો હતો, કેમકે ભલી લુલી ને રૂબીએ આપેલા અવેજમાંનો છેલ્લામાંછેલ્લો સેન્ટ પણ ખરચાઇ ચુકયો હતો, અને હાલમાં હવે તેની પાસે પાછું કશુંજ ન હતું.

તે દેવળ આગલ આવી પોંહોંચી, અને ત્યાં તેને લગતી પગથી પરનાં એક ખુંણામાં દબાઇને જરા વાર ઉભી રહી. એ અરસામાં સરસમાંસરસ પોશાકોમાં સજ્જ થયલી બાંનુઓ બચ્ચાંઓ ને મહસ્થો—

ધમધમ કરતી જોડીની કે એક્કાની ગાડીઓમાં અથવા પાંઉપ્યાદાં—દેવળમાં આવતાં હતાં તે ભીતરે ચીસ પાડીને રડતાં હૃદય સાથે તે જોતી ઉભી. કોઇ તેની ગમ તો જરા ધુકીને જોતું બી પણ ન હતું! તે મનમોહન પણ ફીક્કા ચહેરા કે લગભગ ભુખે મરતાં બદન પર કોઇનું ધ્યાંન વટીક ખેંચાયું નહિ. આવા પોશાકોનો થાથ, આટલો વૈભવ, આટલા પૈસાની રેલછેલ છેક તેની નજીકમાં હતું, પણ અફસોસ—કોઇએ તે અભાગની પર કશુંજ લક્ષ આપ્યું નહીં.

તે દંગ થઇ ગઇ. તેણીએ અત્યાર તક ખાસકરીને બધી કંગાલ્યતજ અનુભવી અને જોઇ હતી, અને તેથી તે અમેરીકાને ઘણું દલીદ્ર માનતી હતી, કે જ્યારે આ બેશુમાર દોલતની સેંહેંકડોની સંખ્યામાં જીવતી શાહદતો જોતાં તે તમામ છક થઈ ગઇ.

તેને બી એ પછી અંદર (દેવળમાં) જવાનું મન થયું, પણ જ્યાં મોટે ઘેરનાંઓ જમા થતાં હતાં ત્યાં તેને દેવળના દરબાંને જવા દીધી નહીં. તેનામાં પૈસાની ધમક હતીજ ક્યાં? તે સુઘડ છતાં દેખીતી સાદી અને મુફલીસ હતી, અને, તેથી, તેને ઉપરની ગૅલરીમાં જવા ને બેસવા તે દરબાંને દમામથી આંગલી કરી કહ્યું.

તે ઘણું કમકમી. આ ખુદાનું ઘર હતું, કે જ્યાં અદના અને આલા જરૂરકરીને સઘળાં એક પંક્તીનાંજ સમજાવાં જોઇએ. જેમ મોહોત ગરીબ કે તવગર વચ્ચે તફાવત જાંણતું નથી—જેમ મુવા બાદ એક કફનથી જ્યાદા કોઇપણ પોતાની સાથે લઇ જઇ શકતું નથી, તેમ તેજ આખેરીનો ચાનકરૂપી અભ્યાસ કરાવતું આ ખુદાનું મકાંન હોવું જોઇએ; અને તે છતાં કેવું બેહુદું કે ત્યાં બી તુચ્છ પૈસોજ સર્વોપરી લેખાતો હતો!

સારાં નસીબે ઉપરની ગૅલેરીમાં આગલનીજ હારમાં તેને એક જગ્યા ખાલી મલી ગઇ, અને તેથી તે નીચે કીડીની પેઠે કકડી ગયલાં શ્રીમંતોનો વૈભવ ઉપર બેઠી બેઠી ઘણી આસાનીથી જોઇ શકતી હતી. તે તરેહવાર સીલ્ક ને સેટીનનું એક જોવા જોગ પ્રદરશણ હતું. બેશુમાર પૈસાનો તે એક એવો જબરો જમાવ હતો કે જે જોતાં જાંણે આંખને ચીતરી વટીક ચઢી આવે! તરેહવાર ગરમ ક્લોક ને રૂંફાળા રંગોમાં સારી રીતે ઢંકાયલી તે મોટે ઘેરનીઓ એક પછી એક ટોલેબંધ આવતી હતી, કે

જ્યારે તેનો પોતાનો ચીંઠડેહાલ પોશાક તેણીને થંડીથી બચાવ આપતો તો વગુત પડયો, પણ તેના ભુખેમરતા હાલની બની શકે તો સામી જાંણે સરચાંમ ચુગલી વટીક પુકારતો હતો !!

એવામાં ગાયનની બંદગી શરૂ થઇ. ગાયન જીંદગીની રાહત છે, અને તેથી ગાયન આદમીનાં જીવન સાથેજ નહીં પણ ખુદ ખુદાનાં ઘર સાથે બલ્કે પાક ખુદાની પોતાની સાથે સગાઈ અને નીસબત ધરાવે છે. ગાયન ખુદાની પાકીજગીનો એક પવિત્ર અંગભાગ છે, અને એમ છે તેથીજ તે સુખી કે દુખી, રંક કે રાય, સાજાં કે માદાં—માનવી કે પશુને વટીક પ્રિય અને આવકારદાયક પુરવાર થાય છે. એટલામાટે આપણે અત્રે એકાદ પળ પુછવાને થોબશું કે એ એક કાંઇ ન્હાનીસુની અજાયબી છે કે બુલંદ જરથોસ્તી મહજબનાં પાક ભણતરોમાંથી બદંગીનાં એ સૌથી મોટી જરૂરનાં તત્વને હજી આજના સુધરેલા જમાનામાં પણ બાકાત રાખવામાં આવ્યું છે ?

એ ફક્ત એક ગાફેલી છે. તમો જુઓ કે ઝંદ અવસ્તાના પાક કલામો વટીક ગાયન વગર કદી ભણાતા નથી. તેમાંના ચઢ ઉતર અવાજો ને રાગો ગાયનનોજ ખ્યાલ આપી ગાયનનીજ બેતકરાર જરૂરયાત પુકારે છે અને પુરવાર કરે છે. ટુંકમાં, અમારૂં વિનંતીથી કેહવું એમ છે કે ભેગા અવાજમાં, એકાગ્રચીતે, અર્થ સમજીને કરેલી બંદગી તેજ ખરી બંદગી છે, ને તે જે બુલંદ અસર ઉપજાવે ને ખરી અશોઇ ઉપાસકનાં દીલમાં પેદા કરી શકે તે એક અર્થ સમજવા વગરનાં બેફાયદા ગણુગણુ ગણુગણુથી કદી હાંસલ થતું નથી : પણ આપણે આપણી વારતાથી વગર અગતે વેગલાં જઇશું નહીં.

નીના તે એબાદતમાં શામીલ થઇ, અને તેથી તેના દુખી જીવને ખરેખર ઘણી મોટી હદ સુધીની રાહત થઇ; પણ એ પછી વડા ધર્મ-ગુરૂએ જ્યારે તેનું ઉપદેશરૂપી એક ભાંષાણુ ચલાવ્યું, અને ચીનમાં ખ્રીસ્તી ધર્મનો ફેલાવો કરનારાં "મીશન" માટે પૈસાની તંગીની એક અસરકારક "અપીલ" ઘણીજ જોરાવર જબાનમાં રજુ કરી ત્યારે તે છોકરીને પોતાની દયાજનક દશાનો બેવડો અફસોસ બરપા થયો. કેટલી નીર્ધનતા, કેવી હદ સુધીની હાયવેલા ને કંગાલ્યત તે જ્યાં જ્યાં રહી હતી ત્યાં તેણીએ પોતે જાતે પોતાની તમામ આસપાસમાં જોઇ અને

અનુભવી હતી તે સુધારવાની આ રતાંધલાઓને સુઝ ન હતી, અને ચાલ્યા ચાલ્યા તેઓ ચીનના ચીનાઓને વટલાવા ને સુધારવાનાં ફંડો જમા કરતા હતા !! ફકત આ ખુદાનાં ઘરથી એક માઇલની આસપાસમાં દયાની ઓથ ખરેખર આપવા જોગ જે અજ્ઞાનતા, જે કંગાલ્યત, જે નિર્ધનતા કચકચ ઉભાતી ને વસતી હતી તે ખસેડવા કે દુર કરવાનું આ "દયાનાં દોસ્તો" ની આંખે દેખાતું ન હતું, ને તેઓ ચીનાઓને વટલાવાના પછાડામાં આ પૈસાની ધુલ કરવા તૈયાર થતા હતા !

તે પાદરી એક શુભાષીત વક્તા હતો. તેણે એટલી તો ઉશ્કેરણીથી, એવી તો જોરાવર અને અસરકારક રવેસે તે ધર્માસન સામે ભેગાં થયલાં લોકોને આગ્રહ કરયો કે, પરીણામમાં, "પ્લેટ" ફેરવવામાં આવી ત્યારે એક ગંજાવર રકમ તાબડતોબ ભેગી થઇ; પણ એ દરમ્યાંનમાં નીનાપર જે ઘણીજ ગંભીર લાગણીની અસર થઈ તે એજ કે તે જે ગૅલેરીપર હતી તેની બરાબર નીચે બેઠેલી દેખીતી અઢાર ઉંમરની એક કોઇ ઘણી ભપકાવાલી ને તાલેવંત અબળાએ પોતાની સોનેરી ચાંપની મોટી પર્સમાંથી એક તૈયાર લખી રાખેલો ચૅક ખેંચી કાઢયો. તે ચૅક તે પછી તેણીએ પોતાના ખોલામાં મેલીને સરખો કીધો, ને ત્યારે તેની મોટા હરફે લખાયલી એક હજાર ડૉલરની ગંજાવર રકમ દુરથી વાંચી લેતાં જાંણે નીનાની આંખ અજાયબીમાં બાહાર નિકળી પડી !

૧૦૦૦ ડૉલર !! એક હજાર ડૉલર એકની પોતાના ધર્મની આસ્થા છોડાવીને તેને બીજે ધર્મ અખ્તયાર કરવા સમજાવાનાં ફાંફાંનાં ફંડમાં આપવા ? એક ખરેખરી દોલત એવી ઓછી જરૂરની બલ્કે બીલકુલ બીનજરૂરી સખાવતમાં આપી દેવામાં આવતી હતી, કે જ્યારે, એક દાખલા તરીકે, તે પોતે બીચારીને ન રહેવાનું ઘર હતું કે ન તો ખાવાને વાસ્તે એક પાંઉંનો ટુકડો પણ આજે મલનાર હતો !

તે જાંણે દુઃખની એક ચીસ પાડી મેલે એવી તે કમનસીબ છોકરીને એ અનર્થ થતો જોતાં બધી અસહ્ય લાગણીઓ ઉભરી આવી. દુર—દુરના દેશમાં આ નાણું ગટરમાં ઢોલી દેવામાં આવનાર હતું, કે જ્યારે તેજ અવેજનો એક હજારમો ભાગ વટીક તેના જેવી એક અભાગનીના નીભાવ ને બે ચાર દિવસના બચાવ માટે એક પેહેલાં નંબરનો આશીરવાદ થઇ પડત !!

પણ જે એક હજાર ડૉલરની એક રકમ એક તડાકે એમ ફક્ત ચીનાઓને ખ્રીસ્તી ધર્મમાં વટલાવા મદદ થવા કાઢી આપે તેનું દીલ કેવું દરયાવ જેવું મોહલું અને ઉદાર હોવું જોઇએ ? તે એક તેના સરખી ખ્રીસ્તી ધર્મ ઉપર ખરી આસ્થા ધરાવનારને મદદ થવા ત્યારે શું શું નહીં કરે ? તેણીએ, એ ઉપરથી, એ દયાલુ દીલની બાંનુ તે દેવળમાંથી બાહેર નિકળે ત્યારે તેને મલીને તેની દયા માંગી લેવાનો એકદમ અને મુસ્તકીમ ઠરાવ કીધો.

એ મુજબ, એ પછી, જેવું દેવળ બરખાસ્ત થયું કે તે તરત નિચે ઉતરીને બાહેરના દરવાજાપર તે લખોપતી બાંનુની વાટ જોતી ઉભી. તેણીએ તેને બરાબર ઓલખી લીધી હતી, ને તેનો પોશાક વિગેરે ઘણું ધ્યાંનમાં રાખેલું હતું.

તે લગભગ આખું દેવળ ખલાસ થવા પછીજ બાહાર આવી, ને ત્યારે બી કોઇની વાટ જોતી હોય તેમ ધીરે ધીરે ચાલતી આવીને બાહાર દરવાજાપર ઉભી. એ વખતે ગરીબ નીના હીંમત પકડીને તેની આગલ ગઈ. આ ભીખ માંગવાની ખેજાલતથી કોઇ બી રવેસે ચઢતો અધીકાર નહીંજ હતો, પણ હવે ભીખ માંગ્યા સિવાય તે કરમદાઝેલીનો બીજો ચારોજ શું હતો ?

તે ધ્રુજતા અવયવો સાથે, બીહીની બીહીતી, તે ધનવાંન બાંનુ આગલ ગઈ. "મને માંફ કરજો, બાંનુ," તેણીએ પોતાના મીઠા સરોદોએ ઘણાં માનથી કહ્યું. "તમો કેટલાં ઉદાર ને દયાળુ છેઓ તે ચીનનાં મીશનમાં તમે આપી દીધેલી ગંજાવર રકમથી મેં જોયુંછ, અને હું તમારી—હું તમારી—હું તમારી દયા માગુંછ."

પણ પેલીએ તો એક જંગલી ભુંડ ઘુરકે તેમ બન્નાં નેણ જમાવી મોટા તુચ્છકારથી તેના ભણી જોયું. તેના દેખાવમાં દયાનો તો એક જરા અંશ બી ન હતો ! નીનાની અરધી રડતી આંખ્યોમાં ને જોતાં દીલમાં ચુંથાઇ આવે એવા રડમસ ફીક્કા ચેહેરા ભણી તેણીએ તો ફક્ત હદ વગરના ગુસ્સાભરી આંખોએજ જોયું ને કહ્યું, "શું માંગછ રે ?"

નીના હીંમત હારી ગઇ. તે તદન ગભરાઇ ગઇ. આ જાતના આવકારની તે બીચારીને મુતલગ વકાજ ન હતી.

"હું ભુખે મરૂંછ," તેણીએ, એમ છતાં, જેમ તેમ કરગરીને માંગી લેતાં કહ્યું; 'મને રેહવાનું ઘેર કે ખાવાનુ અન્ન મલતું નથી."

" તો મજુરી કાંએ નહીં કરતી? કયે નોકરીએ કાંએ નહીં રેહતી? હડતી કદતી આખ્ખા હાથ પગની ને એમ રસ્તે રસ્તે ભીખ માગતાં શરમ નહીં આવતી? ચાલ નીકલ મારી સાંએથી ટુકડખોર ધુતારી!" તેણીએ મોટે સાહદે બખાળ્યું.

"ટુકડખોર ધુતારી?" નીનાએ મોટાં દુઃખમાં પડઘા કરયો.—અને પછી પોતાનાં પ્રમાણીકપણુંનો ખ્યાલ થતાં સાથે મોટા ગુમાખમાં તરત સર ઉંચે ખેંચી તે પાછું પુકારી, "ટુકડખોર ધુતારી?"

"ત્યારે ટુકડખોર ધુતારી નહીં તો બીજું શું?" પેલીએ વધતાં નેણુ ફેરવી નાંખ્યાં; "દેવળનાં બારણાંપર ભીખ માંગે તે ધુતારીને તો કંઈ આપવાનું બી ગુનાહભરેલું છે."

"હું ધુતારી બી નથી ને ભીખારી બી નથી; હું તો ખાન્દાંની બચ્ચું છેઉં ને ઘણી દુઃખમાં છેઉં," નીનાએ હવે તદ્દન હીંમત હારી દઇને રડી દેતાં પોતાના બચાવમાં કહ્યું.

"ખાન્દાંની બચ્ચું!" મોટે સાદે ને ઘણા વધારે મોટા તુચ્છકારથી હસી પડતાં પેલીએ કહ્યું; "હવે જા અહીંથી આબરૂમાં, નહીં તો હમણાં પોલીસને સ્વાધીન કરશ."

"ત્યારે ખરી ધુતારી તો ખરેખર કોઇ તુંજ છે," નીનાએ હવે તેનો વારો આવતાં ધીરજ તમામ ખોહી દેઈ કહ્યું; "તું તારી સખાવતોથી ફક્ત ભોલાં લોકોને ઠગવા ને આંજવા માંગેછ. ત્હારામાં દયા કે ધરમ જેવું કશું હોવું જોઇએજ નહીં."—અને તે આ એવાં તો જોશથી ને કાંઈ અજબ જેવી હીંમતથી બોલી કે પેલી તો જાંણે તે સાંભળતાં બેહોસ બની ગઇ. "હું બી તાહરા જેવીજ એક "લેડી" છેઉ—નથી ભીખારી કે નથી ધુતારી!" નીનાએ જારી રાખ્યું; "ધુતારી તો તું છે, કે જ્યારે ચીનાઓને ધર્મભ્રષ્ટ કરવા ને વટલાવા હજારો ડૉલર તું રેડી દીએછ, ત્યારે તાહરાં બારણાંની આગળ એક દુઃખી ને નીરદોશ જાતવાલીને આશાનીથી ભુખે મરતી જોઇ શકેછ, એટલુંજ નહીં પણ વળી દુઃખપર ડાહામ—તે બિચારીને આવી પાપભરી સરકશીથી તું અપમાન વટીક કરી શકેછ!"

---

# પ્રકરણ ૨૧ મું.

ત્યાં એવામાં પેલો વડો પાદરી પોતે બાહાર આવ્યો, ને નીનાએ જોયું કે પેલી કેથી તેને વાસ્તેજ ખોટી થતી હતી. તેણીનું ઘર નજીકમાંજ હશે, કેમજે તે ચાલતીજ આવી હતી, ને પાદરીને પોતાને ઘર જમવા મેહેમાન લઈ જવાની હતી તેથીજ આટલો વાર બાહાર એકલી ખોટી થતી ઉભી હતી.

એ મુજબ નીના ઘણાજ જુસ્સાથી ઉપલું બોલી રહી તેજ દરમ્યાંનમાં તે પાદરી ત્યાં આવી લાગ્યો, ને તે ન્હાકડી સુંદરીના અતી દીલકસ દેખાવથી ને તેને ગુસ્સાથી લાલ થયલી જોઇ એ શું હતું તે ઘણું તાજુબીમાં પુછયું.

"અરે ખીસતા જાઓ, એની આગળ ના જતા; રાંડ કોઇ ઘણીજ ખરાબ ને ડાકણ જેવી દુકતી છે," પેલીએ મોટા ગુસ્સાથી કહ્યું. "કોઈ ટુકડખોર ભીખારી ને ખરેખરી ધુતારી છે, ને ભીખ આપતાં નથી તો લોકને સાંભી મોંને ભાવતી ગાલ દીએછ. તમે આવી નહીં લાગ્યા હોતે તો હું હમણાં પોલીસના હાથમાં એનું પાંખડુંજ પકડાવી દેવાની હતી."

"પેહલે તેંજ મને ગાલ દીધી ને ટુકડખોર ધુતારી કહી," નીનાએ પાછું પુકારયું; "હું તો તારી દયાળુ તબેહપર આફરીન કરતી થોડીક ત્હારી દયા માંગવા આવીતી. હું ભીખારી બી નથી. હું તો તાહરા જેવી "લેડી" છેઉં, પણ કમનસીબે હાલ ઘણાં મોટાં દુઃખમાં છેઉં."

તે પાદરી ગંભીર થયો. પાદરીઓ ગંભીર તો હોયજ, તેમાં નીનાને આમ બોલતી સાંભળતાં તે છેક ઘોરસ્તાંન જેટલો ગંભીર થયો.

"જા, છોકરી, ચાલી જા, હું તુંને પોલીસના હાથમાં આપતો નથી ને માંફ કરૂંછ," તેણે ગંભીરાઇની નાંખતીથી કહ્યું; "તું ખરેખર કોઇ ખરાબ છોકરી છે."

નીના કચડાઇ ગઇ! વધારે બોલવાની હવે તે હીંમત કરી શકી નહીં. તે રડતી આંખે ચાલતી થઇ, પણ જતાં જતાં એટલુંજ બોલી, "હું જાંણું જે પાદરીઓ દયા ધરમવાલા હોએછ. તમારે આએ જુઠી ધુતારી ઓરતનું માનવા આગમચ જરા મારી હકીકતની સચ્ચાઇની વલ્લાસ તો કરવી હતી!"—અને એમ બોલી તે ચાલી ગઇ.

"કોઇ જખરાજખરીની બેઅદબ ભીખારી!" તે શ્રીમંત અબળાએ તેના ચાલી જવા પછી ખુશ મિજાજે તરત હસી દેતાં કહ્યું—ને પછી બીજી ત્રીજી અલફાતુ સલફાતુ વાતો કરતાં તે બંને નીના ગઇ હતી તેની ઉલટીજ દીશાએ ધીરે ધીરે ચાલતાં થયાં.

"મારી ભુલ તો થઈ," જરા વારે તે પાદરીએ અચબુચ ચાલતો અચકી જઈને કહ્યું; "મને આએ છોકરીમાં કંઇ ઘણું પ્રમાણીક દેખાયછ. મારે તેહકીક કરવી જોઇતીતી."

"ધુલ ને ઢેફાં!" તે બાંનુએ ઘણા ગુસ્સાથી કહ્યું. "આએ તો કોઇ સજા કરાવા લાયકનોજ કેસ હતો. ચાલો તમો તમારે."

તેઓ ચાલ્યાં. તેઓ ચાલ્યાં, પણ વળી તે પાદરી તો જરા વારે પાછો થોભી ગયો. "મારૂં મન માનતું નથી," તેણે કહ્યું; "તે રડમસ ચેહેરો મારી આંખ આગલથી હઠતોજ નથી. મને જવા દેઓ; હું તલ્લાસ કરીને ઓય પાછો આયો. હું નહીં જવશ તો મને વતવતો રહી જશે, ને આખો દાહડો કંઇ ગમવાનું નથી. કદાચ બીચારી કોઇ ખરેખરાં દુખમાં બી હોએ?"

"જમવાનું ઠંડુ પડી જશે તો વળી તમોને ખાવા ગમશે નહીં," પેલીએ મોટી ચીંતાથી કહ્યું. "આજે મારી કુકે ઘણી ઉકમઇથી તમારે વરે એક તદન નવીજ ડીશ કીધીછ."

"એક પાંચજ મિનીટ," તે પાદરીએ માંગી લીધું—કેમકે ખરેખર નિર્દોશ નીનાનો દયા સોહોધતો રડમસ ચેહેરો તેને હવે કદમોકદમ સંતાપતો રહયો હતો.

"ત્યારે તો હું બી આઉંછ; હું તમોને એકલા નથીજ જવા દેવાની," પેલીએ કહ્યું. "હું તમારી સાથે આવીને તમારી ખાત્રી કરવા માંગુછ કે એ કોઇ ખરેખરી ઠગારીજ છે."

તેઓ, એ ઉપરથી, તે દેવળના દરવાજા પર પાછાં આવ્યાં, પણ ત્યાં આવી ચોપાસ લાંબે સુધી જોતાં બી નીનાનો કશોજ પત્તો મલ્યો નહીં, કે જ્યારે ઘણાં દંદમંદ જીગરે તે પાદરી પાછો વલ્યો. પેલી તો, અલબત, એમ થવાથી ઘણી વધારે ખુશીજ થઇ.

તે એક શ્રીમંત વીધવા હતી, ને પાદરી જવાંન ને કુમારો હતો,

એટલે તેના પર તે દયા વગરની ઓરતે જાલ પાંથરી હતી. તે તેને, એ મુજમ, પોતાને ઘર મીષ્ટાંન જમાડવા હેતથી લઇ ગઇ, ને તેની દીલખુશ કુંપની વચ્ચે થયલી લેહેજતદાર ખાણી પીણી ને બીડીના ધુમાડાએ નીનાને માટેની તે પાદરીનાં દીલમાંની દયા અને ખરખરો જલ્દીજ હટાવીને નાબુદ કરી દીધાં એમ વાંચનારને ખાત્રી આપવા જરૂર છે?

* * * * * *

રાત ઘણી ગુજરી હતી. દસ વાગી ગયા હતા, અને નીના તે મોડી રાત્રે મોટા રસ્તાને લગોલગના એક બાગના એક બાંક પર એકલી બેઠેલી હતી. તે—અફસોસ!—ભીખ માંગીને પોતાને થકી ખાવાનું લાવી હતી, જે એક રદી ન્યુસપેપર પર તેના ખોલામાં હતું, ને તે બીચારી હાલમાં તે ખાતી બેઠી હતી.

ઓ વાહલાં વાંચનારાંઓ, તમો એવાં લાચાર નીતીમાનોના નમાયા ને કમનસીબ હાલ પર દયાનું એક આંસુ નાંખવા દયાને ખાતર લ્યાં થોભો! આ કમનસીબ નીનાનાં દયાજનક ચિત્રમાં સહરાગત એક બી નથી. ઘણાં ઇજ્જતદારો બાજે વખ્ત એકેક પૈસાનાં મોહતાજ હોએ ને થાએ એ માનવાને તમો બીલકુલ વેહેમ ખાતાં ના. અરે, જ્યારે તમો ધમધમ કરતી ગાડીઓના ધમધમાત ને અએસ વચ્ચે આરામથી સેહેલ કરતાં હશો ત્યારે તમારી બાજુમાંથી પસાર થતાં એવાં સેહેંકડો કમનસીબ મુફલીસો હશે કે જેઓ ઇજ્જતદાર છતાં પૈસે પૈસાનાં મોહતાંજ બનેલાં રગેરગ ને નસેનસ દુખી હશે!

નીનાએ આજ તક ભીખ માંગી ન હતી, પણ છેક રાત તક કશુંજ જમવાનું ન મલી શકવાથી ને ભુખમરો નહી સહી શકાવાથી તેણે એક મોટાં હૉટેલના દમામદાર બટલર પાસે થોડુંક ખાવાનું માંગવાના હાથ ઓહ્લ્યા હતા, અને ખુદાએ તે ગરીબ આદમીનાં દીલમાં રેહેમ મેલવાથી તેણે વધ્યુંસધ્યું એક ન્યુસપેપરમાં પુરતું બાંધી આપ્યું, જે કરોડપતી બપાવાનું તે હીણાયલું તજાયલું બચ્ચું એક પબ્લીક ગારડનના બાહેરના ધોરી રસ્તાને લગતી પગથીની બાજુના એક બાંકપર બેસી હાલમાં ખાઇ લેતી હતી.

તે એ રાત્રે ત્યાંજ સુતી. બીજે ક્યાં જાએ? તેનું ઘર ક્યાં હતું? પેલાં કંગાલ છાપડાંમાં જઇને સુવાના બે સેંટ આપવા પડે તે પણ ક્યાં હતા?

તે અંધારા બાગમાં મોટા ધોરી રસ્તાની વિજલીક રોશણીનાં ફાનસોનો અરધો અંધારો રીફ્રાસ ને ઉજાસ આવતો હતો તેથીજ માત્ર નહીં, પણ તે બાજુએ લગોલગમાં પોલીસનો આખી રાતનો પેહેરો ઉભેલો હતો તેમાં સલામતી માનીને ગરીબ નીના તે થાર અને થાંથર વચ્ચે થંડીથી અકડતી ત્યાંજ સુતી.

તે સહવાર સુધીમાં ત્યાંજ મરી રેહવાની ખાત્રીમાં હતી! તે ગમે એવાં સંકટો છતાં પોતાની ઇજ્જત વેચવા ખુશ ન હતી, ને તેથી ઇજ્જત વચ્ચેજ મરવા આ કીસમે મોહોત સોહોધતી તે ઉઘાડાં ચોગાનમાં તે રાત્રે તે બાપડી સુતી હતી!

રસ્તાનો વ્યવહાર ધીમે ધીમે ધીમો પડતો જતો હતો. ટ્રામનું ટોંગ-ટોંગ હવે લાંબે લાંબે તફાવતે સમજાતું હતું; લોકોની આવ જા કમ થતી જતી હતી, અને આગ્યા કીડાઓ દેખાય ને ગુમ થાએ તેમ બાહેરના રસ્તાપરની આવતી જતી ગાડીઓની બતીના દુરથી દેખાતા ચમકારા બી ઘણા કમતી થઇ ગયા હતા—જ્યારે કે દયાલુ નિંદ્રાદેવી તે દુખી બાળાને પનાહ આપતી તેની પડખે દોડી આવી.

* * * *

"ઉઠ રે, આએ તે કંઇ સુવાની જગ્યા છે કે? અહીં કેમ સુતીછ?" એક કોઇ ઘણા કરડા ને ઘોઘારી અવાજે પુકાર કરયો, ને ગરીબ નીના ઉંઘમાંથી એકદમ ચમકી ઉઠી.

તે કેટલોક વાર ઉંઘાઇ હશે તે તેને ખબર ન હતું, પણ હાલમાં મોટી રાત થઇ ગઇ હોએ એમ સંભવતું હતું. તે તો બિચારી પોતાનાં જૅકેટમાં હાથ ખોસી, થંડીથી જેમ તેમ બચાવ સોહોધતી, પેટમાં પગ ખોસી—મરયાં મારી સુઇ ગયલી હતી, કે જ્યારે એક ભારી હાથે ખુબ ધંધોલીને તેને, ઉપર મુજબ, ધમકાવી પાડી જગાડી અને ઉઠાડી.

તે, એ ઉપરથી, તરત આંખ ચોલી જાગૃત બની, ને પોતે કયાં હતી તે યાદ કરતી ભડકીને ઉભી થઇ. તે વખતે તેણે જોયું કે તેની આગળ હાથમાં ચોર ફાનસની જોરાવર બતી સાથે બે કદાવર બાંધાના મોટા ઓવરકોટ ને કાન્યા ટોપી સાથના પોલીસ કોનસ્ટેબલો ઉભેલા હતા! તેઓ મોડી રાતનો રોણ ફરવા નિકળ્યા હતા, ને નીનાને આ અવદશામાં તે બાગમાંના એક બાંકપર સુતેલી જોઇ તેને જગાડવા અત્રે થોભ્યા હતા.

તેઓએ પોતાનું ફાનસ હવે નીનાના સુંદર મુખડા ઉપર ફેરવ્યું, ને ત્યારે તેની એકઠાં પ્રમાણમાં એકજ બાજુએ પડતી રોશણીના ઝગઝગાત વચ્ચે એક ખરો દુખી પણ અતીઘણો દીલકસ અને મીઠો ચહેરો તેઓએ પોતાની મોટી તાજુબી વચ્ચે તે શીહા રાત્રીનાં એકાંતમાં તેમની સમક્ષ રજુ થયલો જોયો !!

## પ્રકરણ ૨૨ મું.

ગરીબ નીના ! તે બિચારીને, ઉપર મુજબ, કોઇએ કશીજ પનાહ આપી હતી નહીં. પ્રમાણીક આચારવિચારની તે લાચાર લાઇલાજ બાળા, કોઇની બી પનાહ યા ઓથની રાહબરી વગર, એકલીઅટુલી કેટલી કેટલી હદ સુધી હેરાન પરેસાંન અને સરગરદાંન થઇ તે હાલહવાલીનો હેવાલ કોઇનું બી દયાળુ દીલ દુખથી દઝાડી મેલવા જેવોજ છે. પેલી એક ધર્માતુમાં ખપતી કોઇ શ્રીમંત અમેરીકન અબળા જ્યારે દુરદરાજ ચીન દેશના ચીનાઓને ધર્મભ્રષ્ટ કરવા થકી ૧૦૦૦ ડૉલરની પાદશાહી અનામત ગટરમાં ઢોલી દેવા આપી ચુકી હતી, ત્યારે તેજ અક્કલની ઓથમી આવા એક સૌથી મોટી જરૂરયાત ધરાવનારા ધર્માદા દ્રષ્ટાંતમાં કેટલી હદ સુધીની દયાહીણુ અને સંગદીલ થઇ શકી તે જોતાં આપણી અક્કલ હેરત રહે છે;—અને તોબી દુન્યામાં થતા આવતા મોટા મોટા ધરમોનો ભેદ અને તાસીર, સો વસા, એજ છે. ગામેગામ કીરતીનાં ઢપરઢમ ઢોલ વગાડવાની મકસદથી ધરમ કરવા નિકળેલાં ધાર્મીકો ઢગલે ઢગલે મલશે, પણ જમના હાથે આપેલું દાબા હાથને વટીક ખબર પડવા નહીં દીએ એવાં ધરમને ખાતરજ ધરમ કરવાવાલાં ખરેખરી સખીતબેહનાં સાચાં સખીવજુદો કેટલાં મલી શકશે ? નીનાની કીસમનાં કમબખ્તોની કાકલુદીપર દયાથી ધ્યાન આપવા કે દીલસોજીથી તેહકીક કરી ઘટતું મદદ કરવાવાલાં શ્રીમંતો દુન્યામાં કેટલાં થઇ શકતાં હશે ?—મગર અમારે ભુલી જવું ન જોઇએ કે આ કાંઇ ધર્મોપદેશ કરવાની જગ્યા નથી, અને અમારે કાંઇ સખાવત ને તેના પ્રકાર ઉપર અત્રે એકાદ વાયેજી લખી કાઢવી નથી.

તે કોનસ્ટેબલોએ પોતાના હાથમાંનાં ચોરફાનસની રોશણીનો એકઠો ઝગઝગાતભર્યો પ્રવાહ નીનાના પવિત્ર ચેહેરા ઉપર પડવા દીધો, ને ત્યારે તેનાં અજવાલાંમાં તે હેરત ઉપજે એવો દીલકસ અને સુંદર પણ હદ વનાનો દુખી ને ફીકો ચેહેરો જોઇ તેઓ બબજા તાજુબ થયા. તેઓએ

એવો એક ચેહેરો જોવાની કશીજ વકી ધરાવી ન હતી. તે બને, સરેસ્તા મુજબ ત્યાંથી ચાલી જતાં, નીનાને બાંકપર એ કીસમે એકલી સુતેલી જોઇ તેને જગાડવા ને ત્યાંથી હાંકી મેલવા ગુસ્સામાં એકાદ પળ થોભ્યા હતા. તેઓએ તો બધું ગલીચજ ધાર્યું હતું. આ કોઇ રખડેલ ભમાતુ આ મુજબ અહીં રાતવાસો ઘોંટાઇ ગઇ હશે એજ અનુમાનથી તેઓ ત્યાં થોભ્યા હતા, ને એજ ખ્યાલોથી તેઓએ તેને ધમકાવીને જગાડી હતી—પણ આહા, જ્યારે તે સચ્ચાઇ પુકારતો ખરો તેજસ્વિ મુખડો તે જમાનેખાધેલ "પોલીસનાં ભોરયાંઓ"એ પોતાની નજરોબાર જોયો ત્યારે તેઓ એકદમ ખંચાયા અને અજાયબીમાં છક થયા તેમાં શું આપણે આજાયબ થવા જેવું કશું બી છે?

નીના ભડકી ઉઠી, ને ઝટ આંખ ચોલી બેદાર થઇ. પેહેલ્લી એકાદ પલ તો તે પોતે હાલમાં કયાં હતી તે પણ તેને એકદમ સુઝયું કે યાદ આવી શકયું નહીં; પણ પછી નજર અને મગજ ઠરતાં તેણી સઘળો હીણભાગ્ય હીંગામ એક લ્હેજામાં પાછો મનમાં તાજો કરી શકી—અને તે બીહી જતે, પણ પોતાની સાંમે ખુદ લોકોના જાનમાલની રક્ષા કરવાવાલા સરકારના "સુલેહના અમલદારો"નેજ ઉભેલા જોઇને તે ઓર બી તરતજ પાછી હીંમત પામી.

"તમે શું પુછોછ?" તેણીએ ધીમા, મીઠા સરોદે પુછયું.

"આએ કંઇ સુવાની જગ્યા નથી; તું અહીં કેમ સુતીછ?" તે બેમાંના એક વડા દેખાતા અમલદારે તેને દમામદાર ઘોઘારી અવાજે પુછયું. એમ છતાં તે અવાજમાં ધમકી કરતાં, બલી નીનાએ જોયું કે, દયા ને દીલસોજીની શામીલગીરી બીલકુલ દેખીતી જયાદા હતી.

તે કોઇ કોનસ્ટેબલોનો "કેપટન" (સૌથી વડો અમલદાર) હોય એમ તેણે પેહેરેલા મોટા ઓવરકોટના દમામપરથી સહમજાતું હતું. તે દેખીતોજ કોઇ ઘણો દયાળુ ને નરમાસ ધરાવનાર નેક આસામી હતો.

"મારૂં કંઈ ઘરબાર નથી," નીનાએ છાતીમાં ઉભાઇ આવતાં દચકાંઓ વચ્ચેથી કહ્યું. "મારા પપા બીચારા બેહેસ્ત પામવા પછીથી હું તદન નાવારેસ આએ દુન્યામાં રખડી પડેલી છેઉં, ને હું અહીં સુતી કેમજે સાંમેજ પોલીસનો પેહેરો હતો તેથી મને અત્રેજ પડી રેહવાનું વધારે ઇજજતદાર ને સલામતીભરેલું લાગ્યું."

"પણ તું અહીં તો સહવાર સુધીમાં આએ સખ્ખત થંડીથી મરી રેહશે ?"

"હું મોહોતજ માંગુંછ," નીનાએ અત્યંત નાચારીની ગમખારીથી કહ્યું—કે જ્યારે નવધાર આંસુ તેના ગોરા ગાલોપરથી ગબડી પડયાં. "હું આજે નહીં તો કાલે બી તો એમ થંડીમાં અકડીનેજ મરવાની કેની ?"

"શું કેહેછ તું ?" ફરી એક વાર બતીની મદદથી નીનાની પગથી માથાં સુધીની 'સરવે' કરી લઇ તે વડા અમલદારે પોતાના ગોઠયાને કાંને લાગી કહ્યું. "તુંને નહીં લાગતું જે આવાં મોટાં દુ:ખ છતાં આએ એક કોઇ નિર્દોષ—એક તાજા ગુલાબ જેવોજ ચેહેરો છે ? ઠગારી બમાતુ કે પાધેલી હોય એવું કશું બી એ છોકરીમાં તુંને લાગેછ ?"

"લેશ નહીં, કેપટન," પેલાએ ઘણાં માનથી છતાં તેટલીજ દીલસોજીના જુસ્સાથી જવાબ કર્યો. "દેખીતો હદ વગરની લાચારી ને ખરીજ તંગદસ્ત મુફલસીનો આએ તો કોઇ કેસ છે !"

"પણ યાર મુફલસી તે બી કેવી ! ખરાબી ને ખોહારીમાં ઉતારી દે ને ખેંચી જાય તેવીજ !" કેપટને હદ વગરની દયાની "ચટ-ચટ" થી નીના ભણી જોયા કરતાં કહ્યું, કે જે બિચારીના થંડીથી દાંત કકડતા હતા, ને જે થરથર ધ્રુજતી લખલખતી તે બેઉ અમલદારો સામે હાલમાં અદબ વાલી ગુપચુપ ઉભી હતી.

તે વડાએ એ જોઈ તે પછીથી તરત પોતાના ઓવરકોટનાં મોટાં ગજવાંમાં હાથ નાંખ્યો, અને એક સીકકો કાઢી પોતાના મદદનીસને આપતાં કહયું, "દોડી જા, જૅક, આસપાસની કોઈ દુકાનમાં હજી ગરમ કૉફી અથવા ચાએ મલી શકશે.—ગરમગરમજ લાવજે, ને એક પાંઉની પેટી. તું આવશે ત્યાં વેર હું અહીંજ છેઉં."—અને જૅક, ખરાં દીલની દયાથી ઉસ્કેરાયલો, પોતાના વડાનો હુકમ બજા લાવવા જીવ નાંખતો ત્યાંથી દોડયો અને ગયો, કે જ્યારે તે કેપટન પોતે નીના જોડે તે હરીહાક બાગનાં અંધારાં એકાંતમાં થોડોક વખત એકલો પડયો.

"બેસ, છોકરી, ઉભી ના રેહે," તેણે તે મુફલીસ છોડીનાં માથાં-પર ખરી મુરબીગીરીનો હાથ મેલી તેને પાછી બાંકપર બેસાડતાં કહ્યું—ને પછી પોતે તેજ બાંકપર એક પગ મુકી તેની લગોલગમાં ઉભો.

"કેહે મને હવે ખરેખર કે તાહરી આએ હાલત કેમ થઇ ?"

તેણે તે પછી પુછ્યું; "ટુંકમાં, તાહરી જો કાંઇ મારે જાંણવા જોગી કેફ્યત હોય તો મને કેહી સાંભળાવ."

"મારી વાત કોઇ માનતું નથી, ને તમો પોલીસઑફીસરો તો ખચ્ચીતજ નહીં માનશો," તે સુંદરીએ શંકાશીલ કહ્યું.

"એવી ત્હારી કંઇ ઘણી અજબગજેબી વાત છે ?"

"હું તો કંઇ એમાં અજબ થવાનું જોતી કે જાંણતી નથી," નીનાએ સાદાઇથી જવાબ કર્યો, "પણ હું જેને કેહુંછ તેઓ બધાં તે સાંભળી ઘણું અજબ થાયછ, ને ઘણાંખરાં તો મને દીવાની અથવા તો જુઠી વટીક માની લેછ !"

"મગર મને તે કેહે," તે કેપટને હીંમત આપતાં કહ્યું; "મારા પોલીસના અનુભવમાં મને તરેહતરેહવાર અજબ કેફ્યતો જાંણવાનું થાએછ, એટલે તું ધારેછ તેટલો હું તે ત્હારી વાત સાંભળીને કદાપી અજબ થવાનો નથી."

અને ત્યારે નીનાએ ટુંકમાં પણ છાતીમાં ઉડીને વાગે એવી અસરકારક રવેસે, આંસુઓના વરસાદ વચ્ચેથી, તે પોતાની તમામ વીટક વાત તે દયાલુ પોલીસઅંમલદારને કહી સંભળાવી, જે એક બી ટાહુકા ટુચકા કે કશું બી વચ્ચે બોલ્યા વના તેણે એકાગ્ર થીને અને પુરતી ગંભીરતા સાથે સાંભળી લીધી.

પેલો જેક હજી આવ્યો ન હતો. દુકાણો બંધ થઇ ગઇ હોય કે બધે ગરમ ચા કૉફી મલી શકી નહીં હોય તેથી તેને પાછો આવતાં ઘણો વાર થયો, કે જે દરમ્યાનમાં નીના આ કોઇ નવા એકલાજ ને પેહેલાજ દીલસોઝ દોસ્તને સઘળું ટુંકમાં બ્યાન કરીને કહી શકી.

તેણીએ કશુંજ છુપાવ્યું નહી. પોતે કરોડપતી બપાવાની પૌત્રી હતી તે, પોતાના બાપનો બપાવા સામેનો અપરાધ અને તેનું જવાંન મરણ, પોતાની નોકરીઓની હાડમારી ને નોકરી મેલવવાની મુશ્કેલીઓ, પેલી ધર્મચુસ્ત કમીનીએ તેની કાકલુદીનો કરેલો તુચ્છકાર—ને છેલ્લે અંતે ભુખ નજ સહન થવાથી હાથ ઓલીને ભીખ વટીક તે મોડી રાત્રે તે બિચારીને માંગવી પડી હતી તે સઘળું તે દુખી બાળાએ ગદગદ કંઠે કહી સંભળાવ્યું, અને તાજુબ ! તે ભીખ માંગવી પડવાનું કરૂણામય સેવટ સાંભળતાં પોતાની આંખમાં જમા થયલાં આંસુઓ તે સીનેહુરાખ ને કઠણ

છાતીના પોલીસઅમલદારે મોઢું ફેરવીને પોતાના ઓવરકોટની મોટી બાંય વડે આછાત સમેત અંધારાંમાં ખંખેરી કાઢયાં !

"તમે એ બધી મારી વાત માની શકોછ ? તમોને મેં એ બધું કહ્યું તેપર એતબાર આવી શકેછ ?" દુખની તે કેફયત પુરી કરતાં નીનાએ નિર્દોષ અજાયબીમાં પુછ્યું.

"બીલકુલ ને બોલેબોલ," તે કેપટને તેને સધ્યારો મળે ને હીંમત આવે તે કીસમે તરત જવાબ કરયો,—અને તેવામાં તો ચા આવી.

તે ભલો અમલદાર, રવડી રખડીને, ખખડતી ગરમ અને સ્ત્રોંગ સોજી ચા અંતે મેલવી લાવ્યો હતો, જે નીનાને આપવામાં આવતાં તે હજારો હેસાંન સમેત પી ગઈ.

ખાધાની તેને મુતલગ રૂચી ન થઇ શકી. તેણીને બોહોંસ કરવામાં આવવાથી તેણે પાંઉનો એક ટુકડો ખાવાની કોશેસ કરી ખરી, પણ તે ભુક સાથેજ તેણીએ ગલું ખેંચ્યું. એ ઉપરથી તેઓએ તેને ફક્ત ચાજ પાઇ લીધી, ને એકી ટાંસે તે ગરમ ગરમ પી ગઇ, કે જ્યારે તે પીધાથી તેને ઘણી રાહાત મલી ને હુંફ આવી.

"હવે, જેક, એક ગાડી લાવ," તે વડા અમલદારે વળી તે નાઘલાને બીજો હુકમ આપ્યો; "કોઇ બી પાસેનાં સ્ટેંડપરથી એકાદ ભાડાંની ગાડી પકડી લાવ."—મગર તે એ બોલવાનું પુરૂં કરી રહયો નહીં તેટલાંમાં તો બાહેરના ધોરી રસ્તાપરથી એક ખાલી "કૅબ" ધીમે ધીમે જતી તેઓએ જોઇ, જે તરતજ પુકારીને ઉભી કરવામાં આવી.

એકજ પળ—અને નીના તે બંધ્યાર "હૅનસમ" માં ગોઠવાઇને બેઠી. તે વડા અમલદારેજ ગાડીનું ભાડું આપ્યું.

"હાલ તો એ વાતની ચુપ કર," નીનાના ઉપકારો વચ્ચે તેને ચુપ કરતાં તેણે કહ્યું—ને ગાડીવાલાને વડી પોલીસ ચોકીપર હાંકી જવા હુકમ આપ્યો.

"ત્યાં નીચેજ અમારી આંફીસ છે, ને ત્યાં મોટી બતી હેઠળ રાત-પાલીનો કલાર્ક બેઠેલો હોશે," તેણે હવે નીનાને સમજ આપી; "તેને આએ મારો કાર્ડ આપજે, ને મેં ત્હારાં સુવાની જગ્યા કરવા હુકમ કરયો છે એમ કેહજે. તેટલાં તો અમો બી આપો રોણ ફરીને અરધા કલાકમાં ત્યાં પાછા આવી લાગશું."

# પ્રકરણ ૨૩ મું.

પોલીસ સ્ટેશનપર હંકારી જતાં નીના આ દયાલુ પોલીસના અમલદારોની વર્તણુક પાછી ને પાછી હજાર ડૉલર ગટરમાં રેડી દેવાનો વાહીયાત ધરમ કરવા નિકળેલી પેલી "સખીતજ્જુદ" અબળાની તોરછોડ સાથ સરખાવ્યા વના રહી શકી નહીં. શું બેહેતર હતું—પેલીએ આપેલા ૧૦૦૦ ડૉલર કે આ અમલદારે તેની પછવાડે ખરચેલા પાંચ દસ સેંટસ?

અને પેલો પાદરી? તે ધર્માધ્યક્ષ પુલપીટપરથી હાથ ને પગ પછાડતો ચીનાઓની હીમાયતમાં એક મોટો દીલસોઝ દયાનો દોસ્ત થઇ નિકળ્યો હતો!! દયાનો દોસ્ત? પોતાનો દુશ્મન! જેને ખરો ધરમ ક્યાં ને કેવો થવો જોઇએ તેનું ભાન વટીક નહીં તે ધર્મગુરૂ દયાનો દોસ્ત કેમ લેખાય?

નીનાની ગાડી તેણીને લઇને ત્યાંથી પોલીસસ્ટેશનપર જવા ઉપડી ગઇ પછી બી તેણીએ ગાડીની પાછલી બારીમાંથી જોયું કે તે બે કૉનસ્ટેબલો ઉભા હતા ત્યાંજ કોઇ વાત ને મત કરતા હજી ઉભા હતા. દેખીતી રીતે વડો તેણીની અજબ જેવી કેફ્યત ઘણી અજાયબી સાથે ન્હાનાને કહી સંભળાવતો હતો.

તે ન્હાનો બી ઓછો દયાળુ નહીંજ હતો. તેણે ઘણી તજુમલથી આગળ રહીને આવી મોડી રાત્રે ગરમ ગરમ ચા તૈયાર કરાવી હતી, અને દુકાણના એક પોરયા પાસ તે ઢાંકીઢપોતીને એ બાગ તક તેટલીજ સંભાલ ને તાકીદ સાથે ઉંચકાવી લાવ્યો હતો.

* * * * *

"ત્હારા રાતભરના અત્રે ઉતારાની ગોઠવણ કરવાનો કેપટન સાહેબે હોકમ કેહેવાડયોછ?" તે પોલીસ કારકુને નીના જાણી અજાયબીમાં પગથી માથાં તક જોતાં પુછ્યું.

તે રાતપાલીનો કલાર્ક હતો. રાત્રે કજ્યાઓ અથવા કેદીઓ આવે તેની તપસીલ નોંધવા વિગેરે લખવા પોતવાનું તેનું કામ હતું. તે પોલીસ સ્ટેશનને લગતા એક આગેવાન હૉલમાં મોટી વિજલીક બતીની રોશણી તળે ટેબલ ઉપર એક ઉંબાડા ચોપડા ને કાગળ્યાંઓ તથા ફાઇલોના એક ઢગ વચ્ચે અરધો ગરક ગયલો બેઠેલો હતો.

"હા જી, મને કેપટન સાહેબેજ અહીં મોકળી; ધમાંધણીમાં આમે

તેવણુનો કાંઈ છે," નીનાએ તે કારકુનના સવાલના જવાબમાં નમનતાઇથી કહ્યું.

"મને ત્હારી વીગતો નોંધાવ," તે ક્લાર્કે કહ્યું; "હું તુંને બીજાં રખડેલોને પોલીસ આશરો આપે છે તે આશ્રમસ્થાનમાં રાખવા માંગતો નથી. હું ધારૂંછ કે કેપટન સાહેબનો બી તેજ એરાદો હોશે. તું બધી ધારા મુજબ અવળ તો મારા ચોપડામાં તપલીસ નોંધાવ, ને તેટલાં તો કેપટન સાહેબ બી અત્રે પાછા આવતાજ હોશે. લે પેલી ખુરસી ને બેસ મારી સાંમે."

નીના બેઠી.

"ત્હારૂં નામ શું ?"

"નીના ચૅસ્ટર."

"કાંહા જન્મેલી ?"

"ન્યુ યોર્કમાં."

"ઉંમર શું ?"

"અઢાર."

"ત્હારો બાપ જાતનો કોણ હતો ?"

"ઇંગ્રેજ."

"નામ ?"

"મારટીન ચેસ્ટર."

"ધંધો ?"

"ધંધો ભાડુતી ગાડી હાંકનારનો."

"માએ ?"

"ઇંગ્રેજ."

"બેઉ મરી ગીયાંછ ?"

"હા જી."

"મમાવો કે બપાવો છે ?"

"મમાવા નથી; બપાવા હેયાત છે."

"બપાવાનું નામ ?"

"હારકોટ ચેસ્ટર એરકશાયર."

"કાંહા રેહેછ ?"

"ઇંગ્લાંડમાં."

"ધંધો શું કરેછ ?"

"આપઅખત્યાર છે. મોટી મોટી બેન્કો ને રેલ્વેઓના ઘણા જાણીતા ભાગીદાર છે. કરોડપતી છે."

પેલાએ તાજુબીમાં પેન પાછી મેલી દીધી.

"ત્હારો બપાવો તું કેહેછ જે કરોડપતી છે ?" તેણે શંકાશીલ પુછ્યું.

"જી હા."

"ત્યારે ત્હારી આએ ભીખારી હાલત કેમ ?"

"મારા પપા તેવણુની મરજી વિરૂદ્ધ પરણ્યા, ને તેથી તેવણે અમોને ઓવારનીવાર કરી મુકેલાં છે."

"તું છેલ્લી કયાં રહેલી હતી ?"

"ગ્રીફ્થ એવન્યુ મોહોલ્લામાં—મીસીસ ચૉપવાલી ચેલીપર."

"ઘેરનું નંબર ?"

"૩૫૦."

"ત્હારો બાપ ક્યાં મરી ગયો ?"

"રીડજ મોહલ્લામાં"

"ઘેરનું નંબર !"

"૨૬૧."

"ક્યારે મરી ગીયો ?"

"છેલ્લા જુલાઇની ૨૧ મી તારીખે."

"ત્હારા બપાવાનું ઠર ઠેકાણું ?"

"લેકસીંગટન હૉલ—પાર્ક લેન, લંડન."

તે કારકુને ચરચર એ બધી વીગતો પોતાના ગંજાવર પોથામાં ઉતારી લીધી. એ તેનું રોજનું કામ હતું. એમાં તેને નવું કશુંજ ન હતું, અને તેમ છતાં ઉપલું બધું લખી રહીને પેન બાજુ મેલતાં તે પાછો ને પાછો નીનાને બારે તાજુબીમાં ટીકવા પડયો. યા ખુદા, એ શું માનવાજોગ ને બનવાજોગ હતું કે પૈસાની રેલછેલ વચ્ચે અએસ કરતા એક કરોડપતી બપાવાની આ દીકરી ભીખારડાં ને બમાતુઓ ભેગી પોલીસની એક ખોલીમાં રાતવાસો સુવાનો આશરો સોહુાધતી આવી હતી ? ગજબ થયો !

ન્યુયોર્કમાં એ એક ખાસ કાયદો છે. કેદીઓનાં પીંજરાંની લગોલગ

પણ ગુન્હેગાર કેદીઓથી અલગ વડાં પોલીસસ્ટેશનમાં એક ઓરડો ખાસ રાખવામાં આવે છે કે જ્યાં રખડેલ ભમાતુઓ ને ઘરબાર વગરનાં છોકરાં રાત ભર રહેવાની તલબ કરતાં આવે તો તેમને રાખવામાં આવે છે. ત્યાં ખાલી સખત બનાવતની બાસતીઓ સિવાય બીજું કશુંજ રાખવામાં આવતું નથી, અને, અલબત, એ ખોલીનો લાભ ઓખલી ગયલાં ને જેલમાં જઇ આવેલાં અધમો વતરોગે બીજું કોઇ સોહોધતું આવતુંજ નથી.

ત્યાં સ્ત્રી અને પુરૂષોનો જુદો જુદો ઓરડો હોય છે, મગર તે ઓરતોવાલા વીભાગમાં બી આએ સકુમારી સુંદરીને રાતભર રહેવા મોકળી આપવા તે ભલા કલાર્કનો ખુદરતીજ જીવ ચાલ્યો નહીં. તે કંપનીને બરની, દેખીતી રીતે, આએ કોઇ બાળાજ ન હતી. તે ચીઠડેહાલ, તનબદનમાં અરધાં ખવાઇ ગયલાં, દાચા બેઠેલાં, કદરપાં, અરધાં નાગાં, અભણુ, જંગલી છાકટાંઓની સોબતમાં આવી એકને તે મોકળીજ કેમ શકે? તેણે, તેથી, તે કેપટન આવતાં સુધી નીનાને જરા બાજુએ બેસવાજ કહ્યું.

અને નીનાને ઘણું તપવું પડયું નહી. જરા વારમાં તો કેપટન વીલીસ રોણુ ફ્રીને પોલીસમાં પાછો આવ્યો.

તે નીનાને ત્યાં ગોઠવાઇને બેઠેલી જોઇ માયાથી એક "હોલ્લો" બોલી હસ્યો.

તે છક થયો. તેણે જે પોતાનાં ચોરફાનસની મદદથી પેલા પબલીક ગારડન્સમાં એકાંત અંધારાંમાં જોયું હતું તે હાલમાં આ પોલીસ સ્ટેશનની વિજળીક રોશણીના ઝગઝગાત વચ્ચે હવે પાછું જોયું, અને ત્યારે તે અજબ જેવી નિર્દોષતાની નુરાંની ધરાવનારા ચેહેરાની ચમક અને સ્નેહ તથા તે ચતુર ચશ્મોનો દેખીતો તેજસ્વિ પ્રકાશ જોઇને તે ખરેખર છક થયો.

તે પેલા કલાર્ક પાસે ગયો, અને તેણે સરેસ્તા મુજબ બધું નોંધી લીધું હતું કે નહીં તે પુછયું, જે પછી નીનાએ લખાવેલી તે બધી નોટ તે પોતે ધ્યાંનથી વાંચી ગયો.

હયાં તે કલાર્કે તેને તરત ઉભો થઇને તેની વાટ જોતી નીનાને બેસાડી રાખવાનું પોતાનું કારણુ સમજાવ્યું. "એવાં ગલીચ ને તમામ

વડેલાંઓ સાથે એને બી રાખવાનું મારું દીલ થયું નહીં," તેણે ખુલાસો કરતાં કેપ્ટનને કાને લાગી કહ્યું.

"એ તદ્દન બરાબર, તદ્દન બરહક," કેપ્ટન વીલીસે તરત એકમત થતાં ને તે કલાર્કની એ ભલાઇભરી સંભાલ અને કાળજી વખાણતાં કહયું. "તમે ઘણું નેક કીધું. હું અજબ થાઉંછ કે મને એ વાતનો કેમ ખ્યાલ થયો નહીં?"

તેણે એ પછી જરા વાર પાછો વિચાર કીધો, ને ત્યાર કેડે નીનાને એસારતથી પોતાની કને બોલાવી લીધી.

"હું તુંને અત્રે નજદીકમાંજ એક મારી ઓલખીતી ઘણી ભલી બાનુ છે તેને ત્યાં આજ રાતવાસો સુવા મોકલુંછ," તેણે એક ભલા બાપને શોભા આપે એટલી માયાથી કહયું. "તે બાઇ એકલીજ છે. હું તાહરી સંભાલ લેવા મારે નામે કેહેવાડુંછ, ને ત્હારી સાથ તુંને પુગાડવા એક કોનસ્ટેબલ આપુંછ. આએ એક ડૉલર હાલ તો મારા તરફની ભેટ તરીકે તું રાખ તાહારી પાસે. એમાંથી સહવારે તું ત્હારો નાસ્તોપાણી કરી શકશે. તે બાઇજ તુંને ત્હારો નાસ્તો આપશે, ને જે પૈસા થયા હોશે તે લેશે. તે પછી નાહીધોઈ તૈયાર થઇને બપોરે અગ્યારને શુમારે અહીં મારી આગલ પાછી આવજે ને મને મલજે. પછી હું જોવશ કે તાહરા બાબમાં શું કરવા જોગ છે, ને તે હું કરી આપશ."

નીના રડવા લાગી. તે, અલબત, હેસાંનનાં આંસુ હતાં.

"છટ, છટ, છોકરી, હવે રડવાનું શું છે? જા તું ત્હારે. ત્હારે ઓશકાવા કે નાહીંમત થવા જેવું હવે કંઇજ નથી," કેપ્ટને તેને ઘણો સધ્યારો આપતાં કહ્યું—અને તે પછી ઓટલાપર એકઠા થયલા કોનસ્ટેબલોમાંના એકને હાંક મારી નીનાને કયાં લઇ જવી ને શું કરવું તે બાબે તેણે ધીમે સ્હાદે તેને સર્વ યોગ્ય હુકમો આપ્યા.

---

## પ્રકરણ ૨૪ મું.

તે ડોસી કોઇ ભલીજ અબળા હતી. કેપ્ટન વીલીસ સાહેબનો હુકમ સાંભળતાં તેને કૂદીને ઉંઘમાંથી ઉઠવું પડેલું હોવા છતાં ઘણીજ ભલમનસાઇ ને ઘણીજ નમનતાઇ બતાવવાની તેણીએ ખરાં દીલથી કાળજી કરી.

તેણીએ તરત એક સુખકારક બીછાંણું ગરીબ નીનાને માટે તૈયાર કરયું, ને તે હાથ મોં ધોઇ ખુદાની એ મોકળેલી મદદ માટે એક ટુંક એબાદતમાં લખ્ખો શુકર અદા કરી નિરાંતથી સુઇ ગઈ.

તેના જીવમાં જીવ આવ્યો હતો. હવે આવા મેહેરબાંનોને બસ પડેલી તે આજના જેટલી હીણાવાની ને હેરાન થવાની નથી એવી તેને ધીરજ અને હીંમત આવી ગઇ હતી.

એક બલવાન હાથ, એક બાપનીજ મમતાળુ બાથ સાથ, તેને માથે મેલાયો હતો, ને તે કેપટન વીલીસનો હતો. તે દેખીતો જોરેમંદ ને ઝનુની, ગુસ્સાવાલો ને થરસાવાલો હતો, મગર બાતેનમાં, આહા—એક માતા જેવો મેહેરબાન ને માયાળુ હતો.

નીનાએ તેને માટે આગલ બી ઘણું સાંભળ્યું હતું. પોલીસ ખાતાંમાં તેણે ઘણી નામદારી કરેલી હોવાથી તે એક રાજા જેવો લેખાતો હતો. રાત્રે આ મુજબ રોણુ ફરવાની તેની ફરજ કશીજ ન હતી, પણ પોતાના હાથ નિચેના અમલદારોને હુસ્યાર રાખવા અવારનવાર તે પોતાની ખુશીનો એ અધિકાર બજાવતો હતો. બદમાસો તેનું નામ સાંભળતાં કાંપતા ને તેનો ઓલો જોઇને બી દુમ દબાવી ન્હાસી જતા હતા. તેની સારાં સારાં લોકોમાં ઓળખાંણુ પીછાણુ ને લાગવગ બેશુમાર હતાં, અને એવા એકની ભલામણથી નીનાને મદદ થવા ને આસરો આપવા સેહેંકડો નિકળી આવે એમાં સંદેહ શો હતો?

એટલામાટે એ બધા ખ્યાલોથી પુરતી ધીરજ પાંમી નીના તદન નિરાંત કરી સુતી; અને છેક સહવાર સુધી ઉંઘાઇ રહી. એક લગભગ આખી રાતભરની હાડમારીઓની થાક અને આગલા દિવસની હદપાર જેહેમતોથી તદન આજેજ બનેલી તે છોકરી છેક સહવારે મોડું થતાં સુધી ઘોરમાર ઉંઘઇ રહી.

અંતે સહવારે તે જાગી અને ઉઠી, ને પછી એક તડાકે નાહી ધોઇ તૈયાર થઇ ગઇ, કે જ્યારે તે દયાળુ કેપટનને દુઆ કરતી ઘણે લાંબે વખતે એક પેટ ભરતા નાસ્તાની નામતથી પણ તે તૃપ્તી પામી. ત્યાર કેડે તે વળી ૧૧ ને ટકોરે, તેને હુકમ કરવામાં આવ્યો હતો તેમ, પેલાં વડાં પોલીસ સ્ટેશનપર પાછી ફરી.

ત્યાં જે સારજંટ પેહેરાપર હતો તેને તે અવલમાં જઇ મલી, ને

કેપટને તેને કહી મેલ્યુંજ હશે તેથી તેણે તરત સાથે એક કોનસ્ટેબલ આપીને તે સુંદરીને કેપટન જે ઓરડામાં હતો ત્યાં બાઆદરમાન મોકળી આપી.

તદ્દન દેખીતી રીતે તેઓ બધા તેની સાથ અતી ઘણાં માન ને સભ્યતાથીજ વર્તતા હતા. ખરેખર, જ્યાં મુળ પોતેજ પાધરૂં હોય તો તેનાં ડાળપાંખરાં પણ પાધરાંજ ઉતરે એમાં નવાઇ શી? કેપટન પોતે આવો નેક, દયાળુ ને ભલો હતો, ને તે વડો પોતે તેના જેવી એક મુફલીસની આટલી ઇજ્જત ને ભલાંની કાળજી કરતો હતો, તો પછી તેને પગલે તેના ન્હાના મોટા હાથ નિચેના અધીકારીઓ તેમજ વરતે એમાં અજાયબી એક ન હતી.

તે કેપટન એક મોટી ટેબલ આગળ લખવા બેઠેલો હતો, અને નીનાને પોતાના ઓરડામાં દાખલ થતી જોતાંજ આવકારમાં ઘણા મીઠાશથી તેના ભણી જોઇ હસ્યો.

તેણે તરત પેન મેલી દીધી, અને વળી શેકહેન્ડમાં હેતથી હાથ આપી તેને પોતાની પાસે એક ખુરસી ખેંચી બેસાડી, કે જ્યારે તે કોનસ્ટેબલ, તેને કેપટન આગળ રજુ કરી, અદબથી ચાલ્યો ગયો.

તે એક ઘણો કદાવર આસામી હતો—એ કેપટન. તે હવે પોતાની ફરતી ખુરસીમાં નીના ગમ ફરયો, અને નીના બેસવા પછી કહ્યું, "હું ઘણો ખુશી છેઉં, છોકરી, કે એક રાત ભરના આરામ પછી તું હવે ગઇ રાતના જેવી કાહેલી દેખાતી નથી."

"હું ઘણી સારી પેઠે છેઉં, કેપટન," નીનાએ કહ્યું. "ખરેખર, મારે તમારી એ બધી ભલાઇનાં હેસાંનમાં શું કેહવું ને કેવી કીસમે તમારી એ બધી એક બાપને છાજતી માયા મેહેરબાનીનો ઉપકાર માનવો તે બી મને તો સુઝતું નથી!"—અને તે હસી.

"તે બધી વાત ત્યારે બીજી કોઇ વખતે આપણે ફુરસદે કરશું," તે કેપટને તેને તેનાં હેસાંનોના ઉદ્દગારમાં તરત રોકતાં કહ્યું; "હાલ તો આપણે કામનીજ વાત કરયે. પેલા ચીનાઓને વટલાવાનાં ફંડમાં એક હજાર ડોલર આપી દેવાવાલી સખીરાગુદ તને એક ઘાસનું તણખલું બી આપી નહીં શકી તે બાબે રાત્રે ત્હારા ગયા પછી અમારા વચ્ચે વાત નિકળી, ને ત્યારે રાતપાલીના પેલા કલાર્કને એક અજબ વિચાર સુઝયો.

તેણે કહ્યું કે એવી એક ઇજ્જતદાર છોકરી એમ તંગીથી હેરાન હોય તે થવું નહીંજ જોઇએ ને તેણે તેથી તરત મારી રજા લઇ અમારા લોકો વચ્ચે એક ઉઘરાણાનું લીસ્ટ ફેરવ્યું કે જેને જે બને તે ગમે તે રકમો ભરે, ને જે કોનસ્ટેબલો ને અધીકારીઓ ડયુટીપર હતા તેઓ તેમજ જેઓ સહવારે આવવાના હતા તે બધામાં તે લીસ્ટ ફેરવવામાં આવ્યું. અલબત અમારાં પોલીસખાતામાં કોઇ બી શ્રીમંત કે માલદાર તો નથી— બીચારા બધા કમાએ ને ખાએ એવા—છતાં ત્હારે માટે કંઇ અજબ જેવી દીલસોજી બધામાં ઉસ્કેરાઇ, ને સઉએ પોતપોતાનો પાન પાવલો તાબડ-તોબ ભરી આપ્યો. એમ કરતાં એ લોક ત્હારે વાસ્તે ૬૩ ડૉલર ભેગા કરી શકયા, ને તેમાં મેં મારી તરફના બે ચાર જાસ્તી ઉમેરીને હાલમાં ૭૫ ની "રાઉડ સમ" કીધીછ—એટલે એ ૭૫ ડૉલરથી હવે ત્હારૂં ટકુ ઠીક ચાલ્યા કરશે."

"ઓ, પોલીસખાતાંમાં બી ત્યારે તો કેવા ભલા માણસો વસેછ!" નીનાએ હેસાંનની લાગણીઓથી ધ્રુજતા અવાજે કહ્યું, 'આવી મારી રાહબરી વાસ્તે હું એ બધા ફંડ ભરવાવાલાઓનો——"

"હું ત્હારી તરફથી તે લોકનો ને મારો પોતાનો બી ઉપકાર માની લેવશ," કેપટન વીલીસે હસીને વળી વચમાં હોમાવ્યું, "મારે તુંને પ્રમાણીકપણે કહી દેવું જોઇએ કે તેં ત્હારી કેફયત મને કેહેતાં જે લોકનાં નામ ઠેકાણું બતાવ્યાં હતાં ત્યાં ત્હારે બાબે મેં પુરતી પુછપરછ કરાવી લાધીછ, અને તારા બધા હેવાલ બોલેબોલ સાચા પુરવાર થયાછ તેથી મને ઘણી ખુશી ઉપજીછ. વળી મેં લંડન ડીરેકટરી મંગાવીને મોટી જાગીરો ધરાવનારા કરોડપતી શ્રીમંતોનાં લીસ્ટમાં તારા બપાવાનું નામ તપાસ્યું, ને તે બી ત્હારા કેહેવા મુજબજ તેમાં નોંધાયલું ને છપાયલું મેં જોયુંછ. હવે હું, તેથી, તેનાપર આજે એક કાગળ લખનાર છેઉં. હું તે ડોસાને જણાવા માગુંછું કે જ્યારે તે કરોડોમાં એકલો એકલો અલોટયાં મારેછ ત્યારે તેના દીકરાની નિર્દોષ દીકરીને બીચારીને ઉઘાડા બાગમાંના એક બાંકપર ચાર ને થંડીમાં થથરતી સુતેલી પકડીને પોલીસે પરહેજ કીધેલી છે."

"કંઇજ અસર થવાની નથી," નીનાએ ગમખારીના નીસાસાથી કહ્યું; "અસર થવાની હતે તો મારી કાકલુદીનાં આવાં અનેક કાગળો ગયાં ત્યારેજ નહીં થતે?"

"જોઇશું—જોઇશું," તે કૅપટને કહ્યું. "હું મારા ઓહ્દાની રાહે તેને લખશ તેથી અલબત અસર થશે. ને કદી નહીં બી થશે તોબી હાલ છે તેથી વધારે બુરું શું થવાનું છે? એટલાવાસ્તે હું લખશ તો ખરોજ."—જરા થોભીને—"મગર હાલ એ વાત બી જવા દે. હવે આપણે ત્હારાં ભવિશની કંઇ ગોઠવણ કરૈં.—મ્હારે જાણવું જોઇએ કે તુંને જો કોઇ નોકરીજ જોઇતી હોય તો હું તરત અપાવી શકશ, પણ આએ તાહારી પોણાસો ડૉલરની માયા પુંજી સાથે તું જો કોઇ સ્વતંત્ર ધંધો કરવા માંગતી હોય તો તે બી હવે બની શકશે."

"પણ મને ધંધો કરતાં શું આવડે?" નીનાએ હસીને તાજુબીમાં પુછયું; "હું બાઇ માણુસ એકલી આબરૂ ઇજ્જતથી શું ધંધો કરી શકું?"

"ઘણા; ફકત પૈસાનું સાંધણુ જોઇએ, ને તે તો હાલમાં હવે ત્હારી પાસે ખુદાનું આપેલું પુરતું છે," તે ભલા અમલદારે સમજ આપી. "હવે તેથી મારો વિચાર એમ છે કે એકાદ ધીકતા મોહલ્લાને મુખડે કોઇ નાધવી જેવી દુકાંણુ ભાડે લઇને ત્યાં ત્હારે ન્યુસપેપરો ને સસ્તી ચોપડીઓ વિગેરે વેચવાનું એક સ્ટેંડ ઉભું કરવું. અલબત, એક શૉપ-ગર્લ તરીકે તું ખેંચાણ કરશે, ને કદાપી થોડુંક કોઇનું અપમાન ત્હારે ઉઠાવવું પડે, પણ તું મને એક દીકરી જેવી છે એમ જો પુરતું જાહેર થશે તો કોઇ તાહારી તરફ આડી નજરે જોવાનું નથી. વળી એ ધંધાથી તું પોતે ત્હારી માલીક બની રહેશે. કામ નજીવું ને સેહેલ, ઘણી મેહનત જેવું નહીં, ને આવક સારી; તને એ વિચાર ગમેછ?"

"ઓ ઘણોજ ગમેછ, કેપટન," નીનાએ ઉશ્કેરાઇને કહ્યું; "હું તમારો—"

"આસ્તે આસ્તે બીજી બીજી ચીજોનો વેચાંણમાં તું ઉમેરો કરી શકશે."—તે કૅપટને જારી રાખ્યું. "દાખલા તરીકે ફુલના ગજરા, તુરા, વિગેરે. તુંને ખરું કહું તો ત્હારીજ એ બધી ખટપટ કરવાના વિચારોને લીધે ગઇ રાત્રે હું મુતલગ સુતો નથી. અત્રેનાં એલીવેટેડ રેલ્વે સ્ટેશનની બાજુમાંજ ત્રણ રસ્તાનાં ખુણામાં એક નાધવી દુકાંણુ ભાડે આપવાની છે. તેનો માલીક મારો દોસ્ત થાએછ, ને મેં તેને સહવારનું કેહેવારયુંછ. કે મને પુછયા વગર કોઇને તે આપે નહીં. તેજ આપણે જરા સસ્તામાં લખાવી લઇશું."

"પણ મને એ કામની કંઇજ આવડ કે ખબર નથી!" નીનાએ ચીંતાથી કહ્યું.

"તેનો કોઇ મુન્જાકો નથી," કેપ્ટન વીલીસે સંચારો આપ્યો; "એમાં આવડ જેવું જોઇએજ શું જે? તે કરતાં એ કામના માહીતગાર આંઠ આંઠ દસ દસ વરસના ચબરાક પોરયાઓ ઘણા મલશે, ને એવી દુકાણોમાં કામ કીધેલું હોય તેવો એક હુંક પગારનો પોરયો જો હું ત્હારી નોકરીમાં રખાવી આપશ તો તુંને ઘણી સવલતા થઇ જશે."

અને, સુભાગ્યે, એજ મુજબની બધી ગોઠવણો પાકી થઈ શકી. કેપટન વીલીસે આગળ રહીને રેલ્વે સ્ટેશનની નજદીકમાં તે દુકાંણ તેને સસતામાં ભાડે અપાવી. તે ખરેખર તો એક નાનલું ખોપડું હતું. બાજુમાં એક મોટી દારૂની ધીકતી દુકાંણ હતી તે દુકાંણવાલાએજ જાણે પેટામાં એ ખોપડું અલાહેદું કાઢયું હતું, ને વધારે સગવડભરેલું તો એ હતું કે તેને મથાલેનો મજલાનો એક તેવોજ નાઘલો ઓરડો બી એજ મુજબ નીનાને સ્વાધીન મલી શકતો હતો.

એટલામાટે ત્યાં નીનાએ પોતાનું રહેવાનું કીધું, ને નીચેજ દુકાંણ એટલે રાત તક તે દુકાણ ઉઘાડી રાખી શકવાની તેને મજબુત સવલતા મલી ગઇ. વળી જાણે તેનું નસીબ હવે ફરવા માડતું હોય તેમ ડીક નામે ન્હાનો દસ વરસનો એક પોરયો જે તેના નોકરી સારૂ કેપટન વીલીસે સોહોધી આપ્યો તે બી ખરેખરો ખડતલ, મેહનતુ ને ઘણો ઇમાનદાર પુરવાર થયો.

અને એ રીતે ઘણા સારા સંજોગો ને સારાજ સકુનો વચ્ચે તે દુકાંણનું શુભ મુહુરત ને મંડાણ થયું. નીનાની કને ૭૫ ડૉલરની મોટી રકમની મદદ અને કુમક હતી, એટલે હાલ દુઃખ કશુંજ ન હતું. તેણે તે દુકાંણને બરનો તેમજ પોતાનાં રેહેવાનાં મકાંનને લગતો બધો જરૂરી અસબાબ પોતેજ ખરીદી લીધો, ને જે લીધો તે સખ્ત જરૂરીઆતનો ને કરકસરથી ખરીદી શકાય તેવોજ હતો. તે કેપટન વીલીસને ઝાઝો કંટાળો આપવાનું ને તેનાં ઘણાં કામ વચ્ચે તેને રોકયા કરવાનું ખામુખા અખાડા કરતી, પણ તે ભલો અમલદાર બનતાં સુધી તો રોજ એક ફેરો ખાઇ બધું ઑરડરમાં હતું કે નહીં તે જાતે જોઇ અને તપાસી જતો.

વળી દુકાંણને મુખડેજ પોલીસના રાત દીવસના પહેરાનું મથક હતું

એ બી એક ધણુંજ નસીબવાન જોગ થયો, કેમકે દરેક પોલીસ કોનસ્ટેબલ જાણે નીનાને પોતાની વડી લેખતો, ને કેપટન વીલીસની એ બાળાપર એક દીકરી જેવોજ મેહેરબાની હોવાની વાત આખાં પોલીસખાતાંમાં એટલી તો જલ્દીથી પસરી ને ફેલાઇ ગઇ હતી કે નીનાના જાનમાલની રક્ષા કરવાનું એ કોનસ્ટેબલોને માટે જાણે એક વગર કેહવેનું વધારાનું કામ થઇ પડયું હતું ।

તેણીએ તે પોતાની દુકાંણુ તેમજ મજલાપર રહેવાનો ઓરડો અકસર ગરીબાથી તોબી અજબ જેવી સુઘડતા ને ખરા ટેસ્ટથી સણુગારયાં હતાં. અલબત, તે એકજ ઓરડો હોવાથી તેજ તેનો દ્રાઇંગ રૂમ, તેજ બેંડ રૂમ—ડાઇનીંગ રૂમ—કુક રૂમ વિગેરે વિગેરે હતો, પણ એવી અલાહેદી ગોઠવણોથી તેણીએ એ એક ઓરડો સગવડને પેશ પડતી ને જવાબ કરતી કીસમે વેહેચી નાંખ્યો હતો, અને તેમાં ચોપાસ ફરતી બારીઓ હોવાથી હવા ને ઉજાસના બાબમાં તે એવો ખુશનુમા દેખાતો હતો કે કેપટન વીલાસ ત્યાં જો તાહેલાં મારવા આવતો તો જાણે ત્યાંથી ઉડી જવાનું તેનું મન થતું નહીં.

અલબત તે દુકાંણુનું કામ કાંઇ એકદમજ કે પેહેલ્લેજ દિવસથી ધીકી ગયું નહીં. એ કીસમની દુકાંણો ન્યુયૉર્કમાં કાંઇ એજ ને એકજ ન હતી. પણ સવલતા એ હતી કે તે મોટાં રેલ્વે સ્ટેશનની નજદીકમાં હતી. અને તેથી નીનાનો વકરો પેહલેજ અઠવાડયે એટલો પુરતો થયો કે પોરયાનો પગાર, દુકાંણુનું ભાડું ને તેલબતી વિગેરે બીજો પરચુટણુ ખરચ તેમાંથી ઘણી સગવડ સાથે નિકળી આવ્યો,—અને એમ ટગુમગુ ટટ્ટુ તરત ચાલવા માંડયું.

વળી ટટ્ટુ ચાલવા માંડયું તેના ભેદમાં નીનાની ખેંચાણુકારક ખુબસુરતીનો હીસ્સો પણુ આમેજ હતો એમ અત્રે ખાસકરીને કહયા વના ચાલશે. તે માહરુખના મીઠા ચેહેરામાંજ કાંઈ એવું દીલપઝીર હતું કે જેનાં તે જોવામાં આવે તે હેતથી તેના તરફ ખેંચાયા વના રહીજ નહીં શકે; અને “ઘણી ખુબસુરત ન્યુસપેપર ગર્લ” ને નામે નીના કલબે કલબ ને ઓરીસે ઓરીસમાં જલ્દીજ નામના કરતી ચાલી, એટલે તે પ્રમાણુમાં તેણીના વકરાને બી, અલબત, મદદ થતીજ આવી.

વળી કેપટન વીલીસની તેને મદદ ને તેને માથે હાથ હતો એ વાત

બી લોકો વચ્ચે મુતલગ છાંની રહી નહીં—અને એ કેપટનની શુદ્ધતા માટે આગેવાન સોસાયટીમાં એટલું બધું માન હતું, ને લોકો તેને વાસ્તે એટલું બધું સારૂં બોલનારાલાં હતાં કે તે ઓર બી નિરદોશ નીનાની પાક હોરમતના બચાવની ગોયા એક ઢાલ થઇ પડયું. સામટી રીતે, તેથી, નીના પોતાના ગરીબ અને ટુંક ધંધામાં ફાવતીજ ગઈ.

અત્યાર તક કોઇએ તેને એક આડો સુખન કહેવા કે તેણીની તરફ આડી નજરે જોવાની વટીક હીંમત કરી ન હતી. તે પેપરોની ખરીદી માટે આવનારો વર્ગ ખાસકરીને મરદોનો—અને તે બી જુવાન્યાઓનો હતો, અને નીના જરૂર પડે ત્યારે મીઠાસથી હસીને ગામગપાટાની તેઓ સાથે એક બે વાત વટીક કરતી; પણ કેપટન વીલીસની રાહબરીની જાંણીતી થઇ પડેલી વાત ઉપરાંત તે છોકરીની પોતાની ચાલચલણ, અદબ અને વાતચીતમાં વટીક કાંઇ એવું મર્યાદશીલ હતું કે જેથી જે તેને જુએ તે વખાંણની આંખે જરૂર કરતાં બે ચાર મિનીટ વધારે બી તેના ભણી ટીકવા ત્યાં જુઠાં જુઠાં ગોટાં ખાયા કરે, પણ તેથી જયાદા કશું નહીં—કશુંજ નહીં.

અને એ રીતે નીના તેની ગરીબીમાં પણ પાછી ટગુમગુ સુખી ને આબાદ થતી ચાલી. કે જ્યારે પોતાને ભીખ માંગવાની નામોશીની યાદ તેના ખ્યાલો વચ્ચે ફકત એક વહી ગયલા સ્વપ્ના પેરે તેને સતાવતી ને સંતાપતી રહી હતી. ઓ, તે ડરામણી કારમી રાત! ઓ, તે રાતની સતાવણીઓ ને હાડમારીઓ!!—અને તોપણ પેલી એક લોક માનીતી—લોક જાંણીતી મશહુર મીસાલ કે "દયાળુ ખુદા કદી ભુખાં ઉઠાડે પણ ભુખાં સુવાડતો નથી" તેનું ખરાપણું આ ગરીબ નીનાને લગતા નસીહતકારક દ્રષ્ટાંતમાં શું બેતકરાર પુરવાર થતું નથી?

---

## પ્રકરણ ૨૫ મું.

એ બધા સારાજ સકન હતા. "ઘણી ખુબસુરત ન્યુસપેપર ગર્લ" તરીકે નીનાએ તે તરફ તાબરતોબ નામના કરવા માંડી, અને તેની દુકાંણનું કામ જોતાં જોતાંમાં પુરતી ફાવત સાથે આબાદ થતું ચાલ્યું. પેલા નાહના પોરયા ડીકની બી તેણીને ઘણી મોતેબર મદદ મળી ગઇ. તેણે આગળ બીજી એક દુકાંણમાં એજ જાતનું કામ કરેલું હતું, એટલે

તે બધી વાતે એ જાતનાં કામકાજમાં પુરતો પાહવરદો બનેલો હતો. વળી કેપટન વીલીસની મદદ તો જાંણે નીનાને થકી દરેક વાત અને દરેક બાબદમાં મોજુદ હતીજ. તે બનતાં સુધી રોજ ગમે તે વખતે અકેક ફેરો દુકાંણ પર ખાર્ક જતો, ને ખાસકરીને કાંઇ કામ જેવું નહિ હોય તો એક બે કલાક તુલક ત્યાં મોટી આર્મચેરમાં પડીને તેને નીના સાથે તાહેલાં મારવામાં કાંઇ અજબ જેવી મજાહ મલતી. તેને એ ચતુર બુદ્ધિની ચાતુરી માટે મનમાં ઘણું માન બરપા થયું હતું, અને તે તેથી તેને એક પોતાની પુત્રી પેરે ખરાં દીલનાં હેતથી ચાહતાં શીખ્યો હતો.

એ રીતે કામ લેતાં પેહલુંજ અઠવાડયું આવકમાં પુરતું મનમાનતું ઉતરેલું જણાયું. આખાં અઠવાડયાંનું દુકાંણનું તેમજ માળપર તે જ્યાં રહેતી હતી તે જગ્યાનું ભાડું, છોકરાનો પગાર અને તેલ બતી વિગેરે દુકાંણનો બધો પરચુટણ ખરચ કાઢતાં બી એક બીજા અઠવાડયાંનાં ખરચ જોગું પુરતું સીલકમાં બાકી રહયું, જે ઘણું હીંમત આપનારૂંજ થઇ પડયું;—અને એમ ધીમે ધીમે પણ સાબુતકદમ આમદાની ખુદાની બક્ષેશથી એવી કીસમે રોજબરોજ વધતીજ આવી કે ૩ અઠવાડયાં પુરાં થતાં તો એ પોતાના ધંધામાં થોડોક વધારો કરી શકવા ઉપરાંત આવતાં એક બે અઠવાડયાંના ખરચ જોગું બાજુ મુકતાં બી તે એક ન્હાની જેવી ફાજલ રકમ બચેલી જોઇ શકી. એ ઉપરથી તેને તરત પેલી મીસીસ ચૅાપની યાદ થઇ, કે જેનું ભાડું ચઢી જવાથી જેણે તેને અધરયાત "હાથમાં હાલ્લાં" આપ્યાં હતાં, અને જેનાં ભાડાંનું તે કરજ તે સુંદરીની પ્રમાણીક છાતીમાં હજી તક હરહંમેશ સસરતું રહી ગયું હતું.

તે, એ ઉપરથી, એ કરજ હવે અદા કરવા ગઇ. ડીકપર તેને પુરતો ભરૂસો ને વિશ્વાસ હતો, અને તેથી તે છોકરાને દુકાંણના સંબંધમાં જરૂરી હુકમો આપી નીના કાંઇક પોતાના પોશાકમાં સુધારો કરવા જોગી જરૂરી ખરીદીઓ માટે તેમજ એ મીસીસ ચૅાપનુ દેવું ભરી દેવાની મતલબથી એક દાહડે દુકાંણમાંથી બાહેર પડી.

તે પેહલાં મીસીસ ચૅાપને ત્યાં ગઇ કે જેણે તેણીને પોતાને ત્યાં એ મુજબ અચબુચ પાછી આવેલી જોઇ ટણકાનું એક ટીચકું કરયું. તે બીધી કે યા તો તેની પાસે અથવા પેલી છોકરીઓ પાસે તેમને મલવા આવવાને મસે નીના કાંઇ બી નવી રૂમરી મુકાવાજ આવી હોવી જોઇએ.

તેણે તેણીનો ફેરવાયલો હાલ ને પોશાકના સુઘડ ફેરફાર પર કશું ધ્યાન આપ્યું નહીં. તેને તે બધું એ પેહલી હરોળના ખીજવતાંમાં મુતલગ દેખાયું નહીં ને દેખાયું હોય તોબી તેણે તેની કશી દરકાર કરી નહીં.

"કેમ રે, વરી અહીં શું માંગેછ?" તે ઘરવાળીએ નીનાને જોતાં સાથે તેણુ જમાવી પુછ્યું.

"હું કંઇ માંગવા નથી આવી, મીસીસ ચૉપ," નીનાએ મીઠાસથી હસીને કહયું; "હું તો તમારૂં મારો પર રહી ગયલું ભાડું ભરી આપવા આવીછ."

મીસીસ ચૉપ તાજુબીમાં એક કદમ પાછળ હઠી! એમ બી શું બનતું હશે! આજ વેર તેની આખી જીંદગીમાં તેણે એવું કશું તો કદી જાણ્યુંજ ન હતું કે ભાડું ચઢી જવાથી જેને તેણે પોતાનાં મકાનમાંથી હાંકી મેલ્યાં હોએ તેઓમાંથી કોઇ બી પાછળથી ચાહીને તે દેવું અદા કરવા તેને એ કીસમે સોહોધતું પાછું આવ્યું હોએ! તે નીનાની આ જાતની સાદાઇ ને પ્રમાણીકપણાથી, એટલાવાસ્તે, ખરેખર હદ વનાની હેરત થઇ.

"તું ચહડેલું ભાડું આપવાજ આવીછ?" તેણીએ જાણે હજી તે એ વાત માનીજ ન શકતી હોય તેમ પોતાની અજાયબીમાંથી મુશ્કીલ સાથ ફારગ થતાં હજી શંકાશીળ સવાલ કર્યો.

"હા," નીનાએ હસીને કહ્યું; "એમાં એટલું તમારે અજબ થવાનું શું છે? ખુદાએ મને મદદ કીધીછ, ને હાલ હું મારા ચાલુ ખરચ ઉપરાંત એટલું બચાવા જોગું પ્રમાણીકપણે પેદા કરી શકીછ, તો પછી મારી એ તો ફરજજ છે કેની કે તમારાં ભાડાંનું માંગતું હવે અદા કરવું!"

"તું કોઇ ત્યારે તો ખરેખરી સજાતનુંજ ફરજંદ છે," મીસીસ ચૉપે મોટી ખુશાલીનાં હેત સાથે હવે તેને આવકાર આપતાં કહ્યું.—"આવ, બેસ, મારી માય, અંદર આવ."—અને તેને બાઆદરમાન પોતાની રાંધણીમાં લઇ જઇને એક ત્રણ પગની બાગી તુટી ખુરસી પર બેસવાની વટીક તેણે જોરજુલમથી બોહસ કરી ફરજ પાડી.

"લુલી અને રૂબા ઘરમાં નથી શું?" નીનાએ અત્રે પોતાની તે બંને ગરીબ અને ભલી દોસ્તોની યાદ થતાં પુછ્યું.

"નહીં, તે લોક તો કારખાને ગએલી છે; તે લોક બીચારી અત્યારે ઘેરમાં ક્યાંથી હોએ?" મીસીસ ચૅાપે જવાબ કરયો.

"ને સીસીની શી ખબર જે? તે પરણી ગીયા પછી તેનું કંઇ કાગળપતર એ લોકપર આયુંછ વારૂં?"

"બીલકુલજ નહીં," મીસીસ ચૅાપે ભેદભરેલી રીતે ડોકું ધુણાવતાં કહયું. "જ્યાં છે ત્યાં તે હેમક દુકતી કોઇ રીતે ફસી ગએલી છે. મને તો લાગેછ જે બેઉ એકમેકને વેતરવા કાતરવા જતાં બેઉ એકમેકના હાથપર સાંઆં વેચાઇ ગીયાંછ. પોરયો જાંણે જે પોરી મોટે ઘેરની ને છાંડાવાળી છે, ને દુકતીએ તેની લતરાજ પર લોભઇ માની લીધું કે તે પોતે મોટે ખાંચરેનો ને ઘણો ચીકાસવાલો છે—જ્યારે ખરેખર તો બેઉ તદન તજ્યાંઝાટક ને કરકાં બોલ્લુ હતાં!"

"હું બી એમજ ધારૂંછ," નીનાએ દીલગીરીથી કહ્યું. "મને તો એ એનાં લગનની બધી ભેદભરેલી વાતો જરા થઇને ગમીતી નહીં, ને તેણે અત્યાર તુલક કશુંજ લખ્યું નથી તે આપણા એ બધા વેહેમ ખરાજ કરી આપેછ. એ છોકરી હતી ઘણી ભલી, જો એનું પોતાનું ભલું થયું હોતે તો એ મને યાદ કરીને કંઇ બી લખ્યા વગર રેહતેજ નહીં. જરા એનું કંઇ કાગળ કે ખબરઅંતર મલે તો મને કેહેવાર-જોની? ગમે તો લુસી ને રૂબીને કેહજે કે બને ત્યારે મને મારી દુકાંણે આવીને મલી જાય?"

"પણ શાંની દુકાંણ? દીકરા, તેં કીઆ વેપારની દુકાંણ ખુલીછ?" મીસીસ ચૅાપે હજી કાંઇક શંકાશીલ સવાલ કરયો;—અને ત્યારે નીનાએ ધીરજથી માંડી મેલીને તેને પોતાની સઘળી હકીકત કહી, જે સાંભળી તે ડોસી જેટલી અજબ તેટલીજ ખુશી થઇ. તેણીએ નીનાને ચાંપીને ડોટી કરીને મુબારકબાદી આપી, અને તેની નીતી અને પ્રમાણીક હેતુઓની ઘણી ઘણી તારીફ કરી.

નીના મોહાસથી હસી. આ બધું મીસીસ ચૅાપ આજે કરતી ને કેહતી હતી, કેમજે તે તેનું દેવું અદા કરવા આવી હતી; અગ જો તે ખાલી હાથે તેને મલવા આવી હતે તો તે ડેસી તેની એ બધી કેફી-યતમાંનો એક હરફ બી સાચો માનતે નહીં—અગળ તો તે તેના કશો ખુલાસો સાંભળતેજ નહીં—અને કદી સાંભળતે ને માનતે, તોબી તેણીને

માટે કશુંજ સારૂં ધારતે કે જાહેર કરતે નહીં ! એ તો હાલની તેની એ બધી ભલાઇ ને સફાઇના બાતેનમાં પૈસા હતા, અને તેથી એવી એકનું દેવું ચુકતે અદા કરી શકવા વાસ્તે ગરીબ નીના ખરાં દીલથી ખુશી ને ખુદાની શુગરગુજાર થઇ.

તે એ પછી મીસીસ ચૅાપથી રૂખસદ લઈ ત્યાંથી બાહેર પડી, અને જ્યાં તેણે પોતાનો વધતો ઓછો અસબાબ ગીરવી મેળ્યો હતો ત્યાં હેરયું લીધું. તેણીએ તે તંગ વખતમાં એક પછી એક ગીરવી મેલેલાં કપડાં સુદ્ધાં સઘળું પાછું પોતાને સ્વાધીન લીધું, અને ત્યાર કેડે ખુશાલ જીગરે બજારમાં જઈ થોડીક નવી જરૂરી ખરીદીઓ કરી; અને એ રીતે એ બધાં બોચકાં ને પૅકેટોના બોજા સમેત પોતાનાં મથક તરફ તે પાછી ફરતી હતી તેવામાં અધવચ રસ્તે તેને તેનું એટલું બધું ભલું કરનાર, પેલો ભલો કેપટન વીલીસ પોતેજ અનાયસે મલી ગયો.

તે તેને જોઇને ખુશીથી હસ્યો.

"આએ બધી આબાદીની શાહદતો છે," તેણે હસીને તેણીના હાથમાંનો બોજ બતાવતાં કહયું. "લાવ, થોડુંક ઉંચકવામાં હું તને મદદ કરૂં."—અને નીનાની ઘણીએ ના છતાં બજીદાઇથી તેણે કેટલાંક બોચકાં પોતે તેના હાથમાંથી લઈ લીધાં, કે જ્યારે તેઓ બંને ખુશ મિજાજે વાતચીત કરતાં એ પછી આગલ વધ્યાં. કેપટન હાલ તેના પોલીસ યુનીફાર્મમાં સજજ થયલો ન હતો; તે "ઑફ ડયુટી" હતો, ને સીવીલ્યન પોશાકમાં હતો.

"તમે મારા પપાનાં કાગળ્યાં જોઇ જવાના હતા તે તો ભુલીજ ગયાછ ?" નીનાએ યાદ આપી કહયું.

"ચાલની આજેજ," કેપટન વીલીસે હેતથી કહયું. "હાલ મને કલાક બે કલાકની ફુરસદ છે, ને હું પોતે બી એ કાગળ્યાં એક વખત જોઇ લેવા ઘણી ખાહેસ રાખુંછ."

એ ઉપરથી તે ઘણી ખુશી સાથે કેપટનને પોતાનાં મુકાંમપર લઇ ગઇ, અને ત્યાં સરેસ્તાની મુરબ્બીગીરીથી તે પોલીસ ઑફીસર ફરાગત થઇ બેઠો.

"મને તારા બપાવાએ હજી સુધી કશોજ જવાબ કરયો નથી," તેણે વાં યાદ થતાં કહયું.

"ને કરશે બી નહીંજ તે તમે ખાત્રી રાખજો, કેપટન," નીનાએ ફીકકું હસીને કહયું. "જવાબજ કરવાના હતે તો મારી આટી કાકલુદીનાં કાગળો પર કાગળો ગીયાં તેનાજ જવાબ નહીં કરતે?"

"પણ હું તો તારના જવાબની વાત કરૂંછ," કેપટને હજી ઉમીદ બતાવી; "જો એ ડોસાજીએ મારાં કાગળનો કાગળથીજ જવાબ કરયો હોય તો તે જવાબ ફરી વલતાં તો હજી ઘણા દાહાડાનો વાર. મારી તો ખાત્રી છે કે મારાં ઓફીશ્યલ કાગલનો એ જવાબ કરશેજ."

"હું તો માનતીજ નથી; મેં તો હવે એ ઉમેદો પર પુરોજ મુકયોછ, ને તમો બાપ જેવા મેહેરબાંન ને ભલા થવાથી આએ રીતે મારો હાલ સુધરયોછ એટલે મને હવે એ વાતની ઉમેદ કરવાની બી જાંણે પરવાહ નથી," નીનાએ જવાબ કરયો.

તે કેપટન હસ્યો.

"આજે તું એમ કેહેછ ખરી, પણ જો તારૂં સુતેલું કીસમત જાગે ને તું એકદમ કરોડોની ધણ્યાંણી થાય તો હાલના તારા એ જાહેર કરેલા વિચારોની યાદ તુંને રમુજ આપ્યા વગર રહે નહીં," કેપટને કહ્યું. "ખરેખર તો તે વખતે આએ બધી મુફલસી ને હાડમારીઓની યાદ એક પાછળ રહી ગયલા સ્વપ્ના જેવીજ તુંને પુરવાર થશે."

નીનાએ એ દરમ્યાન તેના બાપનાં કાગળ્યાંઓનો બૉકસ કાઢયો, જે કેપટન વીલીસ બેઠો હતો તેની બાજુમાં એક ટીપૉય ખેંચી તે ઉપર તેણે ખુલી આપ્યો.

તેમાંથી કેપટને એક દોરીથી બાંધેલું બંડલ ખેંચી કાઢયું, અને નીના જ્યારે તેને માટે સોજી ચાએનું એક કપ તૈયાર કરવાની જંજાલમાં પડી તેટલા અરસામાં તે અમલદારે પોતે ગંભીર ધ્યાનથી તે બધાં કાગળ્યાં વાંચી લેવા માંડયાં.

---

## પ્રકરણ ૨૬ મું.

તે કોઈ એવા મોટા કદદાર કે સરકારી દસ્તાવેજો ન હતા. જે હતાં તે સાદાં બે ચાર કાગળપત્રો હતાં, ને તેમાં જે કેપટન વીલીસને અગતજોગું ભાસ્યું તે ફકત તેણીના બાપનાં તેની માતા સાથ થયલાં લગ્નની ને પછીથી તેઓને ત્યાં નીના અવતરવાની સરટીફીકેટ હતી.

"આએ બેઉ સરટીફીકેટો તું ઘણી સાચવજે, નીના," કેપ્ટને એ ઉપરથી તાકીદ કરતાં કહ્યું. "જો કદી તારો ઘરડો બપાવો વીલ વગર મરી જાય તો તેની બધી કરોડોની અસકેયામતની માલીક થવા તારો હક પુરવાર કરવા સારૂ આએ બે કાગળ્યાંની તને ઘણી જરૂર પડશે."

"મોટાબાવા વીલ કરવા વગર મરી જાય એ માનવુંજ બેહુદુ છે, કેપટન," નીનાએ જવાબ કરયો. "એ રીતે તેવણનાં મુવા પછી બી જો બધું તેવણનું મનેજ મલવાનું હોએ તો હમણાં પોતાની હૈયાતીમાંજ તેવણ નહીં આપે? મને એવણના કસમ મુજબ કશુંજ નહીં મલે તેથી તો એવણે ખચ્ચીતકરીને કોઇના બો લાભમાં વીલ કીધેલું હોવુંજ જોઇએ."

"કંઇ કેહેવાય નહી," કેપટને સધ્યારો આપ્યો; "એ કાતરયાંના ઘસેલા ઢાંખરાઓનાં મનના ફાંટાને વાસ્તે કંઇ કદી કેહી શકાયજ નહી, અને તેથી તારે તારાં પોતાવતની આ પુરવારીઓ ખચ્ચીતજ ઘણી કાળજી ને સંભાળથી સાચવવી જોઇએ."

"પણ મારા એ હક બાબે વાંધોજ કોણ કરવાનું છે જે?"

"પાંચ પૈસા હાથ કરવાના હોએ તો અકલ નહી કબુલ કરી શકે એવા બી વાંધા રજુ કરવાને જુઠા દાવાદારો ચુકે નહી," કેપટન વીલીસે સમજ આપી. "જો તારો બપાવો આજે વસ્યત વગર મરી જાએ તો કાલે તારા બાપ તરફનાં સગાંની એક ફોજ ને ફોજ તેની દોલત હાથ કરવાની હુંકમાં મેદાન પડે, ને તે લોકને જો તારી હસ્તીની વાત ખબર પડે તો તારાં માએ બાપનાં લગન ગેરકાયદે ઠરાવા ને તું હકદાર બચ્ચું ને વારસ નથી એમ પુરવાર કરવા તે લોક આસમાનના તારા તોડી નીચે લાવે!"

"ને તે લોકનું માને કોણ?"

"બધાં. દામ કરે કામ. તારી ગાંઠમાં કોર્ટ લડવા જરનું જોર નહીં એટલે તું કરીજ શું શકે? તે લોક તો એકના ચાર ખરચીને ઉભાં રહે, ને પોતાનું અંતઃકરણ ચાર ચણાને બદલે બી વેચી નાંખનારા વકીલોની ક્યાં ખુટ છે જે તે લોક સુલતાંનું ઉલટું ને ખોટાંનું ખરૂં નહીં પુરવાર કરી શકે? હું તો ધારૂંછ જે તું આવતા સોમવારે મારી સાથ આવજે, ને અહીંની "સેફ ડીપાઝીટ કુંપની" માં એ ઓચરયાં આપણે સલામતી ખાતર મુકી આવશું. તેજ સૌથી બેહેતર થશે."

"ખરચ શું થશે?"

"તદનજ નજીવો," કેપટને ધીરજ આપી. "ઘેરમાં એ ઓરડાયાં તારી પાસે ને તાહરી સાથે રહે તે હું મુતલગ સલામતીભરયું ધારતો નથી."

"પણ એમ તો આએ મારી રોજની આવક અહીં મારી પાસે રેહેછ તે?"

"તે ચોરાઇ જાય તો બરજાંહનમ—પણ તેને વાસ્તે બી આપણે નભરવસ શું કામ રહેવું જોઇએ?" કેપટને કહ્યું. "તું એક સાથે રીવોલવર રાખ. એક ભરેલી રીવોલવર તાહરી પાસે હોશે તો દુકાંણમાં તેમજ રાત્રે અહીં માલપર તુંને તાહરા જીવથી ઘણી નીરાંત ને સલામતી રહેશે. તે કંઇ નહીં તો તારા બચાવની ઢાલ થઇ પડશે. તુંને રીવોલવર વાપરતાં આવડતું નહીં હોશે તો હું શીખવશ."

"નહી, તે તો આવડેછ; મને મારા પપાએ બતાવેલું છે," નીનાએ જવાબ કરયો. "પપાની એક રીવોલવર હતી તે મેં પેહલીજ હરોલમાં મને પૈસાની ઘણી તંગી પડી ત્યારની ગીરવી મુકેલી છે, જે આજ તક મને નકામી જાંણીને મેં પાછી છોડવી લીધીજ નથી."

"ત્યારે તે જરૂર છોડવી લે," કેપટન વીલીસે તાકીદ કરી, "તુંને બાઇ માણસને થોડા ઘણા રોકડ અવેજ સાથે રોજ અત્રે એકલું રહેવાનું, એટલે રાત અવારના તારા બચાવ સારૂ એ તો એક ઘણી જરૂરનીજ ચીજ છે."

"ખરેખરજ છે," નીના પણ હવે તરત એકમત થઇ. "આજ થોડા દાહડા થયા બે ત્રણ ભામતા જેવાઓએ મારી પુઠ પકડેલી છે એમ મને લાગેછ. હું જરા બી ઘેરમાંથી બાહેર પડુંછ તો તે લોક મારી પુઠેપુઠ આવેછ."

"હું જાણુંછ," કેપટને હસીને કહ્યું. "હું જાણું જે તુંને એ વાતની ખબર નથી, ને તું બીહી જાય તેથી મેં તુંને તે કેહવાની જરૂર પીછાંણી હતી નહીં. અહીંના પેહરાવાલાએ તે લોકને આએ તરફ જાસ્તી ભમતા રેહતા જોવાથી તે લોકની પુઠ પકડેલી છે, ને મને તે બાબે રીપોર્ટ નોંધાવેલો છે. હું તેથી એ બાબે તો વખત આવતાં ઘટતું કરશ, પણ તું તે છતાં તારી તપાસમાં રહેલી ભલી."

"મને મારાં આએ કામમાં બાજે વખત નાહીંમત કરી મેલનારૂં ફક્ત એજ છે, કેપટન," નીનાએ ગગલી પડી કહ્યું; "બધી રીતે આએ મારૂં બીઝનેસ ખરેખર મને ગમતું ને સારૂં છે, પણ હું કોઇના બી આસરા વગર અહીં એકલી રહેલી તેથી કોઇ બી મને ડરાવા કે સતાવા કોઇ બી પલે ઉભો થઇ જાય તેની રોજ મને દેહેસ્ત રેહેછ."

"ખાસકરીને એમ દેહેસ્ત રાખવા કે બીહીવા જેવું કંઇજ નથી," કેપટન વીલીસે તરત તે મધુરીને હીંમત આપી. "મેં તુંને બીહીવડાવાની મકસદથી નહીં પણ હીંમત આપવાની મકસદથી રીવોલવર સાથે રાખવા કહ્યું. વળી તું કોઇના બી આશરા વગર અત્રે એકલી રહેલી કેમ કેહેવાએ ! "—અને તે ભલો કેપટન પાછો હસ્યો.—"હું એક બાપ જેવો તારે માંથે હાલને કાજ તો છેઉં કેની ? વળી મારાં કારણથી મારા હાથ નિચેનો આખો પોલીસ ફોર્સ તાહરી સંભાલ ને ખીદમતમાં ખડો છે, એટલે તું તો સાંમી એક રાણી જેવી કેહેવાએ ! હવે તને બીહીવાનું છેજ શું ? મારી પોલીસનો દરેક અમલદાર તુંને ઓલખેછ, ને તું જયાં બી હોય ત્યાં તારી સમાલ કરવા ને તારાપર નિઘાહ રાખવા તે લોકને મારી તાકીદ છે, તો પછી તાહરે બીહીવુંજ શું કરવા જોઇએ ?"

નીનાએ એ સાંભલી પુષ્કળ સધ્યારો પામતાં મોટાં હેતના હાવભાવથી તે ભલા પોલીસ ઑફીસરનો અતીઘણો ઉપકાર માન્યો. "તમારો ઉપકાર કીયા બોલોમાં માનવો, કેપટન, તેજ મને ખરેખર તો સુઝતું કે સમજ પડતું નથી !" તેણીએ ઘણી ઓજરખ્વાહીથી કહ્યું.

"મેં ઉપકાર મનાવા એ કહ્યું નથી—તુંને ધીરજ મનાવા ને તારાં કામમાં ઉલટ આપવા કહયું," તે કેપટને દીલાસો આપ્યો. "મને તો લાગેછ કે તારી ખુબસુરતીએ લોકોમાં ખરેખર એટલી ચકચાર કરી મેલીછ કે તારૂં કામ હજી વધારે વધવું ને આબાદ થવુંજ જોઇએ. એક વખત આવી ગીએલો ઘરાક તહારે ત્યાં ફરીથી નહીં આવે એ તો જાણે બનવાનું તારા બાબમાં હું માનીજ નથી શકતો !"

"અને તેમજ છે, કેપટન," નીનાએ સ્વભાવિક ઓશકથી લાલ થતાં કહયું; "ઘણાક જવાન્યાઓ તો મારા રોજના ને જાથુકનાજ ઘરાક થઈ પડ્યાછ !"

"થવાજ જોઇએ," કેપટને હસીને જવાબ કરયો. "મારોજ દાખલો

હેની। તે દાહડે હું આએ તરફથી જતો હતો ત્યારે નીચેની દુકાંણુમાં એક એવી તો દીલકસ પોરી એક ન્યુસપેપરનાં સ્ટેંડ આગળ ઉભેલી હતી કે તે જીવતી હતી કે એક કોઇ પીકચર તેજ જાણે હું તો કેટલોક વખત મારાં મનથી નક્કી કરી શકયો નહીં. તે ચેહેરામાં ઉદાસી છતાં નેકી ને ગરીબી છતાં પવિત્રાઇ કાંઇ એટલી બધી હતી, અને તેમાં ગરીબીના દરેક દેખાવ છતાં તવંગરી અને અમીરીપણાંની અસલ્યાતનો એવો તો કંઇ ઉંડો છાપ છપાઇ રહેલો હતો કે પાંચ મિનીટ તક મેં તો છુપો ઉભો રહી તે ચેહેરો ટીકયાજ કીધો, ને એવો એક ચેહેરો ધરાવનાર નાજનીનનો હું બાપ અથવા વાલી થયો હતો તે માટેની મારી ખુશાલી મારાં તનબદનમાં જાંણે તે વખતે સમાઇ બી શકી નહીં।"

નીના ઘણે મોટે સાદે હસી પડી.

"તમે એવી ગંભીરતાથી શરૂ કીધું કે પહેલાં તો હું સમજી બી નહીં શકી કે તમે કોણુને વાસ્તે કેહવા માંગતા હોશો," તેણે કહ્યું; "પણ એટલું તો ખરૂં કે તમે એમ ને એમ મારાં મોંહનાં પર ને મોંહનાં પર મને ચહરાવી ચહરાવીને છગાવી મેલશો, એટલે પછી આએ મારૂં બીઝનેસ આબાદ થવાને બદલે સામું કરાકરી બીરકોટની પેરે બાગી પડશે।"

"તાહરા બાબમાં તેવી કોઈ ફ્કર રાખવાની જરૂર નથી," કેપટન વીલીસે હવે રૂખસદ લેવાની મતલબથી ઉઠતાં ને પોતાની લાકડી ટોપી પાસેની ટેબલપરથી ઉંચકી લેતાં કહયું; "ને ચાલ, હવે હું જતે. હું સોમવારે પાછો આવશ ત્યારે તારાં આએ બાપીકાં પેપર્સ પેલી સેફ ડીપાઝીટ કુંપનીમાં મુકવા માટેની બંદોબસ્તી કરતોજ આવશ."—અને તે ભલો અમલદાર એમ કેહતાં નીનાને ત્યાં એકલી છોડી, કોઇ ઓપેશનો એકાદો રાગ સીસોલીમાં વગાડતો, ખુશાલ જીગરે, દાદર ઉતરી ચાલતો થયો.

નીનાએ તે પછી પેલાં બધાં કાગળ્યાં સમાલથી પેલા નાધલા ચબ બૉક્સમાં પાછાં મેલી ઉંચાં કરયાં, અને ત્યાર કેડે પોતાનાં કામ પર ધ્યાન આપવા નિચે દુકાંણુમાં પાછી ફરી.

## પ્રકરણ ૨૭ મું.

એ પછીના સોમવારે કેપટન વીલીસની મદદથી તેણીએ અસલ ઠરાવ મુજબ તે બૉક્સ સેફ ડીપાઝીટ કુંપનીની ઑફીસને સ્વાધીન કરી રસીદ લીધી, અને વળી તેજ દાહડે તે બંને જણે સાથે જઇને જ્યાં તેણીએ પહેલી હરોલમાં પોતાના મરનાર બાપની રીવોલવર ગીરવી મેલેલી હતી તે પૈસા ભરીને છોડવી લીધી. એથી થયું એમ કે સ્વબચાવ માટે જાણે તેને વધારે નીરાંત અને હીંમત આવી ગઇ. તેની પાસે લુટાઇ જાય—ચોરાઇ જાય એવું તો કાંઇ હતુંજ નહીં, પણ આખી દુન્યાના ખજાનાથી બી એકીમતી જે તેની પાક અસમત માટે તે આખી જીંદગી ભર વ્હીલી પડતી હતી તેના જરૂરી બચાવની એક ઢાલ તે આ રીવોલરમાં તેને હાથ ચઢેલી પોતે માની લેતી હતી.

તેનું કામ, અલબત, ધીકતું ચાલતું ગયું. બધાંજ અઠવાડયાં કાંઇ મોટી કમાઇનાં કે આબાદીભરયાં જતાં ન હતાં, પણ તેનો વકરો જ્યારે કમતી ઉતરતો ત્યારે બી બધો ખરચ નિકળતાં થોડુંક ફાજલ નાણું બચી શકતું એ જોઇ તેને ઘણી ધીરજ ને ખુશાલી ઉપજતી રહી હતી.

તે, એ રીતે, એક સહવારે દુકાંણના દરવાજા આગલની પોતાની બેઠકમાં સરેસ્તા મુજબ ઘરાકોની બાજુ કરતી ને વાટ જોતી એકલી પોતાનું કંઇ વાંચવાનું લઇ બેઠી હતી. તે દિવસ ખુશાલ તડકાંવાળો (મે મહીનાનો) હતો, અને તેને એ જાતના દિવસો જાસ્તી પસંદ હતા, કેમજે તેણીએ અનુભવથી જોયું હતું કે જ્યારે વાદળાં ઘેરાયલાં હોય કે વરસાદ અથવા ધુમસથી રસ્તા ચીકળવાળા બની ગયલા હોય તેવા દિવસોની તેણીની આમદાની ખચ્ચીતકરીને ઘણી મંદ રેહતી હતી. એટલામાટે આજના તેજસ્વિ દિવસથી તે ઘણી ઉલટમંદ હતી, કેમજે બડી બામદાદે દુકાંણ ખુલ્યા પછી તે અત્યાર સુધીમાં એક સારોજ વકરો કરી શકી હતી.

એ મુજબ તે બીજાં નવાં ઘરાકોની રાહ જોતી બેઠી હતી તેટલાં તેનું ધ્યાંન ખેંચાયું કે ઘણા ખુબસુરત બે તેજી ઘોડા જોડેલી એક સુંદર બ્રોહામ સામેનાં એલીવેટેડ સ્તેશનના દાદરની લગોલગમાં આવીને ઉભી રહી, ને સઇસે બારણું ઉઘાડતાં તેમાંથી એક ફાંકડો જવાંન કુદીને બાહાર આવ્યો. તેણે તે પછી ગાડી કોચમૅનને ત્યાંથી હાંકી લઇ જવા હુકમ આપ્યો,

અને પોતે કોઇને તે તરફ મલવાનો હોય તેમ બંને તરફ લાંબે સુધી નીધાહ પોંહચાડી જોવા લાગતાં થોડોક તે તરફ ખોટી થઇ ઉભો.

તે એક ઘણો સોહામણો ને સુંદર જવાંન, વરસ ત્રીસેકની ઉંમરનો, દેખાતો હતો. તેનો પોશાક બધો થથેરામાર હતો, પણ તેમાં, એમ છતાં, ટેસ્ટનું કશુંજ ખુંન થયલું જોવામાં આવતું ન હતું. તેના ચેહરાપર કાંઇક અધીરાઇ યા ગુસ્સાની લાગણીઓ પ્રગટી રહી હતી, અને દીસ્તુંજ હતું કે જેને તે એ તરફ મલનાર હતો તે આસામી ત્યાં મોજુદ અને તૈયાર ન હોવાથી તે ખફા થયલો હતો.

તેણે બે ચાર ફેરા આમથી તેમ તે સ્ટેશનના પોરટીકોની લગોલગમાં ખાધા, ને પોતાના હાથમાંની લાકડી પોતાનાં પાટલુનપર ફટાફટ મારતો રેહેવાની તેની અદા ઓર બી તેની અધીરાઇ ને ખફગીનો એક પુરાવો થઈ પડયો. ટુંકમાં, તેની એ બધી હીલચાલ ને તેના દેખાવમાં કાંઇ એવું ખેંચાણકારક ને દમામદાર હતું કે સુંદર નીના તેને થોડોક અજાયબી વચ્ચે થોડોક વાર ટીકતીજ બેઠી.

એવામાં તે બંનેની નજર એક થઇ, અને ત્યારે અચબુચ યાદ આવી અથવા વિચાર થયો હોય તેમ તે પાધરો નીનાની દુકાંણમાં ચાલી આવ્યો.

તેણે ત્યાં આવીને છેલ્લાં પંચની એક નકલ માંગી, જે નીનાએ ઉઠીને તરતજ આપી, ને તેણે ગજવાંમાંથી એક પા ડોલર કાઢીને કાઉન્ટર પર ફેંકયો. તે પછી તે પેપર લઇને પીઠ ફેરવી ચાલતો થયો ખરો, પણ દુકાંણમાંથી જતો રેહવાને બદલે દુકાંણનાં બારણાં આગલજ ઉભો રહી પાછું ફેરવી પંચ જોવા લાગ્યો.

"તમારા ક્વારટરના બાકીના પૈસા લેશોજી?" એવામાં નીનાએ પછવાડેથી આવીને અદબ સાથે કહ્યું; "પંચની કીંમત તો ફકત ૧૦ સેન્ટ થાએછ."

"હવે એ થોડાક સેંટ પાછા કોણ લે?" તેણે હવે નીનાના તેજસ્વિ ચેહેરામાં પુર હીંમત સાથે જોતાં હસીને કહ્યું. "આવી એક બેહેસ્તની પરી જેવીને હાથ ન્યુસપેપર ખરીદવાની મોજમાં દસ સેંટસ આપવા એ હું તો એક ધાટકીપણું બલ્કે ગુનાહ સમજુંછ!"

નીના ઓશકથી લાલ થઇ ગઇ.

"એમ તે કંઇ હોય?" તેણીએ ધીમે સાદે કહ્યું; "તમારો ચેન્જ લેઓજી."

"તમો ખુરું નહીં માનતાં હોવો તો રેહેવાજ દેવો," તેણે માંગી લેતી ઢપે કહ્યું—અને નીનાએ ત્યારે "ઠેંકસ" કહીને તે ખુરદો પાછો પોતાના વકરાના વકોરામાં નાંખ્યો.

એ કોઇ બી રીતે અસાધારણ હતું નહીં. એવા તો રોજના ઘણાક પૈસે પુર માલેતુજાર મારતેમીયાંઓ ખરીદી સારું આવી જતા, કે જેઓ એક મોટો સીકકો આપીને બાકી નિકળતા ત્રાંબા કે નીકલના સીક્કા પાછા માંગવા કે લેવાની મુતલગજ દરકાર નહીં કરતાં ખુલ્લી તે બાબે ના કહી ચાલતા થતા હતા, ને નીનાએ જોયું કે આ કોઇ ફાંકડો જવાંન તેજ વર્ગનો શ્રીમંત આસામી હતો.

"કેટલુંક થયું તમે આએ બીઝનેસ કરોછ?" તે જવાંને હજી ત્યાંજ થોબતાં, જાણે વખત કાઢવો હોય તેમ, નજર ઘણીખરી સાંમે સ્ટેશનની બાજુએજ રાખીને સવાલ કર્યો.

"નજદીક બે મહીના થયા."

"સારું ચાલેછ?"

"સુક્કા દાહડામાં ઘણું મજાહનું ચાલેછ, પણ વરસાદમાં એટલું સારું નથી ચાલતું," નીનાએ સાદાઇથી સમજાવ્યું.

"કોઇ બી એ ધંધામાં જો ફાવી શકે તો મારાં મત મુજબ તમે જરૂર ફાવવાં જોઇએ," પેલાએ હસીને પાછું કહ્યું.

"ન્યુસપેપરો એટલાં સસતાં છે," નીનાએ તેના એ રીમાર્કપર ધ્યાન આપ્યા વના કહ્યું, "કે જ્યારે પુરતી સંખ્યામાં હું વેચી શકું ત્યારેજ થોડો ફાયદો હું મેલવી શકું, ને તેથી બધો આધાર મારી વધતી ઓછી ઘરાકી પરજ છે."

"હું તો અહીં છેઉં તેટલાં રોજ એક ફેરો આવ્યા કરશ," પેલાએ હીંમત આપવાનું કહ્યું. "હું અહીં આએ તરફ હાલમાં થોડુંક સુધી રેહવાનો છેઉં."

"ઠેંકસ; એવા તો ઘણા મેહેરબાંનો છે કે જેઓએ રોજ એક ફેરો બી જતાં આવતાં આવીને મારેજ ત્યાંથી પેપર ખરીદવા જાણે કાયદોજ કરી મેલ્યોછ."

"હું કંઇ અજબ થતો નથી," પેલાએ પાછું કહ્યું. "આવો એક ચાંદના ટુકડા જેવો મીઠો ચેહેરો જોવાની તક મલે તેટલાંમાંજ ન્યુસપેપર ખરીદવાના તે લોકના પૈસા તો વસુલ થઇ જવા જોઇએ!"

નીના પાછી ઓશકથી ચેહેરામાં તદન લાલ થઇ ગઇ. આ જાતનું સાંભળવાનું તો જોકે તેના ધંધામાં રોજનું ને લગભગ સાધારણ થઇ પડયું હતું, તોપણ આ જવાંનની એ વખાંણમાં કાંઇક એવું હતું કે જે તેને ગમતું ને નહીં ગમતું બેઉ હતું! બીજાઓ જે બોલતા તે નેક નિષ્ઠાનુંજ નહીં હતું; તે એક ગરીબ "ન્યુસપેપર ગર્લ" પડી એટલે એ શ્રીમંત છોકરાઓ એવી કીસમનું દુખ નહીં લાગે તેટલી હદનું વખાંણનું બોલવાને જાંણે સરકારી પરવાનો ધરાવતા હોય તેમ વરતતા હતા, પણ આ જવાંનની વખાંણ તદનજ પ્રમાણીક હોય ને તે જે બોલતો હતો તે ખરાંજ જીગરથી બોલતો હોય એમ નીનાને તરત અને ખાત્રીપુર્વક લાગ્યું.

એવામાં સ્ટેશનની બાજુમાં કોઇ બપકાબંધ બે ઘોડાની વિકટોરયા આવી, કે જેમાં કોઇ જેન્ટ્ દેખાવનો આસામી બેઠેલો હતો; અને તે જોતાંજ પેલો નીનાને ઉતાવલે "ગુડમૉરનીંગ" કરી દુકાંણમાંથી ઉતરી ગયો. "હું સાંહજે ઘડી ચપકો પાછો આવશ," તે, એમ છતાં, જતાં જતાં કહી ગયો, ને પછી તે પોહલો ફુટપાઠ ઓલંગીને તે સામી સાઇડે જ્યાં પેલી તરતની આવેલી ગાડી ઉભી હતી ત્યાં ગયો, ને ગાડીમાં બેસવાથી તે ત્યાંથી તરતજ ઉપડી ગઇ.

ટકોરા બંધ, એમ છતાં, તેણે કહી મેલ્યું હતું તેમ, વળી તેજ સાંહજે તે દુકાંણમાં પાછો આવ્યો. તેણે એક ક્વારટર ખરચીને વળી "પક" પેપર લીધું, ને પછી નીના સાથે પાછો થોડો વાર તાહેલાં મારતો ઉભો.

"કેટલે વાગે દુકાંણ બંધ કરોછ?" તેણે પુછયું.

"સાત વાગતે."

"પછી ઘેર જાઓછ કે?"

"મારૂં કોઇ ઘેર નથી; હું તો અહીંજ ઉપલા માલપર રેહુંછ," નીનાએ ખુલાસો કરયો.

"કોઇ સગાંવાહલાં—દોસ્તઆસના કોઇજ નથી?"

"કોઇજ નહીં," નીનાએ ગમખારીથી કહ્યું.

"વૅલ, એ ઘણો અજબજેવો સંજોગ છે," તે જવાંને હસીને કહ્યું. "હું બી હાલ અત્રે લગભગ એકલોજ છેઉં, ને મારી આએ તરફ ઝાઝી ઓળખ પીછાંણુ નહીં હોવાથી વખત મને ભારી પડેછ. તમો, તેથી, મારી ઑફરમાં કશું બી ગલીચ કે અપ્રમાણીક નહીં માની શકો તો તમારી કંપનીથી મને ઘણી ગમત મળશે. આજે રાત્રે આપણે ઠીએટરમાં જશું, ને ડેલમોનીકોનાં મોટાં હૉટેલમાં જમવા પછી હું તમોને અત્રે ઉતારતો જવશ. તમોને ગમશે?"

નીના ગભરાતમાં પડી. તેણે શો જવાબ કરવો? જવાબમાં તેણીએ ના કેહેવી કે હા? આ એટલું અચંબુચું હતું! કેપટન વીલીસની સલ્લાહ લેવા જેટલો બી વખતજ કયાં હતો?

જો તે ના કહે અને આ દીલખુશ પરાયાની મકસદ કે મતલબમાં કશું બી અમર્યાદશીલ કે વાંધાભરેલું નજ હોય તો કેવું તેને માઠું લાગે?——અને, બીજા હાથપર, જો તે હા કહે ને જેમ પેલી સીસીના બાબમાં થયલું હોવાની તેણીને ફકર હતી તેમ આયંદા આ બી કોઇ ઘોકાબાજજ હોય તો?

ઠીએટરમાં લઇ જવાની તેની ઑફર અતી ઘણી લલચાવનારી હતી. આજ વેર તેણીએ કદી બી કોઇ નાટક આખી જીંદગીમાં જોયો ન હતો, ને તેને ખબર હતી કે આખી ખલક, ખુશાલીમાં જીવતી, નાટક પર તો મરવવાલી હતી. વળી ડેલમોનીકાનાં મોટાં મોટાં હોટેલમાં જમવા જવાનું એ બી શું કાંઈ ન્હાનીસુની મોજ હતી? લોર્ડો અને લેડીઓ સિવાય કોઇનું જ્યાં આગમનજ નહીં ત્યાં તે જમવા જઇ શકે એ કાંઇ જેવું તેવું સુભાગ્ય? એ હૉટેલ અથવા એ ઠીએટરો પાસેથી કોઇ સ્હાંજ પછી પસાર થતાં તે માંડેલી ભભુકદાર રોશણી અને તેમનો દોરદમામ જોઇ અંદર કેવુંક હશે તે જોવાની સેંહેંકડો વાર તેને જીજ્ઞાસુ તરસ ઉભરી આવેલી તે યાદ કરી શકી, કે જયારે તેની અંદર જઇ શકવાની કશીજ હીંમત

કે મજાલ તે પોતે ધરાવતી હતી નહીં—અને તેણી આ કીસમે ઘર બેઠાં ને તદન નહીં ધારેલી કીસમે લક્ષ્મી ચાંદલો કરવા આવી ત્યારે શું તેણે ના કેહવી જોઇએ?

## પ્રકરણ ૨૮ મું.

તેણે નાજ કેહવી જોઇએ, ને તેજ અનુમાન પર તે તાબરતોબ આવીને થોભી. અલબત, પેલાનાં સવાલના જવાબમાં હા કે ના કેહવા પેહેલાં ઉપલી બધી ગણુત્રીઓ, વિચારો ને અનુમાનો ગરીબ નીનાનાં મનમાં વિજળીને વેગે દોડી ગયાં, અને આયંદા ઘણીજ સંભાળથી વરતવાની જરૂર પીછાંણી તેણે એ બધા લલચાવનારા લોભો ઉપર દુરઅંદેશ દાનાઇનેજ ફાવવા દીધી, ને ના કહી.

"મને માફ કરોજી," તેણે ઘણીજ નમ્રતાથી માંગી લીધું; "રાત્રે બાહાર જવાનો મારો ધારોજ નથી."

"સબબ?"

"સબબ કે હું હજી તો જેવણુ સાહેબનું નામ વટીક જાણતી નથી તેવણુની સાથે કશી બી ઓળખ પીછાંણ વગર એમ નાટકોમાં જવાનું ને તેવણુને માથે બોજો થઇ પડવાનું મને શોભે નહીં," નીનાએ સમજાવ્યું. "એ મારૂં પોઝીશનજ નથી. વળી ડેલને ત્યાં મારા જેવી મુફલીસ એક ન્યુસપેપર વેચવાવાલી જમવા જાય તેથી તમોને ને મને બેઉને ઘણું નબોજું લાગશે. મને અત્રે દુકાંણમાં જોયલી તે તરફ કોઇ બી ઓલખી કાઢશે, અને વગર કારણે હું ગરીબ આદમી નીંદામાં સુંથાઇ પીખઇ જવશ."

પેલો હસ્યો.

"તમારા વાંધા ખોટા નથી, મીસ," તેણે હસીને કહયું. "તમારા વાંધામાં બેશક ઘણી વજુદ છે એમ મારે પ્રમાણીકપણે એકદમ કબુલ કરવું જોઇએ, ને તેથી પેહલે મારે મારૂં નામ નીશાંણુ તમોને જાહેર કરવું જોઇએ. મારૂં નામ મી૦ પૅાલ સીમન્સ છે, અને હું એક જાંણીતો બેન્કર છેઉં. મારી પાસ ખુદાનું આપેલું બીસ્યાર છે, ને ૫૦૦ ડૅાલર હું જામીનગીરીના આએ તમારા કૅશના વકારામાં મુકવા રાજી છેઉં કે

આજે રાત્રે પુરતી ઇજ્જત સાથે તમો મોજ કરીને સહી સલાંમત ઘેર પાછાં ફરો તો મારો અવેજ મારે કાલે સહવારે પાછો લેવો—નહીં તો નહી; કબુલ ?"

"નહીંજી, મને માંફ કરો," નીનાએ હસીને પાછું માંગી લીધું. "હું કંઇ તમારે માટે એવું બુરૂં ધારી નથી શકતી, પણ—"

"પણ ત્યારે તો આવવા કબુલ કરો. મને ફક્ત તમારી કંપનીની મોજ ગમેછ," પેલાએ આગ્રહ કર્યો. "હું જોઈ શકુંછ કે તમો જેટલાં અસાધારણ ખુબસુરત છેઓ તેટલાંજ વળી ખરેખર બુદ્ધિમાં બી તેજ છેઓ. તમારા મીઠા હોઠ ઉઘાડી, તેથી, મને હા કેહો."

ત્યાં એક છોકરો એક કોઇ પેપર ખરીદવા આવ્યો, અને તેના પૈસા ખાનાંમાં નાંખતાં તેણીની નજર પેલી રીવોલવર પર પડી, ને તેને તરત હીંમત આવી ગઈ. તેણીને લાગ્યું કે તેણીએ પોતે પોતાનો બચાવ કરતાં શીખવું જોઇએ, ને જીંદગીની લડત માટે પોતે લાયક અને પુરતી હીંમતવાન થવું જોઇએ. તેની પોતાની નીતી તેનું ફોલાદી બખતર હતું, ને બચાવમાં જો આએ હથ્યાર તેની પાસે મોજુદ હતું તો પછી તેણે બીહીવું શું કરવા જોઇએ, ને આટલા માયાળુ આગ્રહના જવાબમાં ના કહી આ આદમી જો ખરેખરો ભલોજ હોય તો તેને માંઠુ લાગે તેમ તેણીએ શું કામ વરતવું જોઇએ ? શું કામ તેણીએ તેને તેની એવી પ્રમાણીક ઉલટમાં નાઉમેદ કરવો જોઇએ ?

તેણીને પોતાને બી જવા તો ઘણુંજ ગમતું હતું. જે આગેવાન વર્ગને તે પોતાના જનમના હકથી લગતી લેખતી હતી તે સોસાયટીમાં એલાવા ને ફરતી હરતી થવા, તેઓની રીતભાત જોવા ને તેમનેજ લગતી આબોહવામાં જીવવા તે તરસતી હતી, તો પછી તેણીએ ના શું કરવા કહેવી ?

કેપટન વીલીસ બી ના કેહતે નહી. તે તો એજ સલ્લાહ આપત કે તેણે પોતે પોતાની હીમતપર મુસ્તાક રેહતાં શીખવુંજ જોઇએ. ત્યાં બી તો તે એકલીજ રેહતી હતી—વાસ્તે જોખમ તો તેના બાબમાં જેટલો તેનાં પોતાનાં ઘરને આંગણે હતો તેટલોજ બાહાર બી હતો, તો પછી તેણીએ ના કાંએ કેહવું જોઇએ ?

આ બધા વિચારોથી તે એકદમ મનમાં ને મનમાં હીમત પાંમી,

ને પેલો કોઇ છોકરો ન્યુસપેપર ખરીદી બાહેર ગયો એટલે તેણે હસીને કહ્યું, "ઠીક છે જી, હું આવશ. તમારી આટલી મેહરબાની છે તો પછી મારે ના શું કરવા કેહવી જોઇએ ?"

"વૅલ સૅડ," પેલાએ ખુશાલીથી પુકાર્યું—ને રાત્રે સાત વાગતે તેને લેવા પાછો આવવાનું કહી તેણે તુરત વેલા તો રૂખસદ લીધી. નીનાએ તૈયાર રેહવાનું પ્રૉમીસ કર્યું.

તેણીએ, એ ઉપરથી, તે સાંહજે વેહલુંજ કામ આટોપીને બંધ કીધું, ને પછી તે ઘણી સંભાળથી તૈયાર થવા માળ ઉપર ગઇ. તે એક ઘણી ખુશીની જેહેમતનું કારજ હતું. તે ઘણીજ તજુમળથી તૈયાર થઇ. તેના કને જે સરસમાંસરસ પેહેરવાનું હતું તે અલબત ગરીબજ હતું—એ તો સારૂં થયું કે હમણાં થોડાક દિવસ પરજ પોતાના પેહેરવેશ જોગી થોડીક નવી ખરીદીઓ તે કરી લાવી હતી—પણ તેનો ચેહેરોજ એવો દીલકસ હતો કે તે ગમે એવા મુફલીસ પોશાકમાં બી ઝળકી રહ્યા વના રેહેજ નહીં, તો હાલના તેના આ લગાર ચઢતા થથેરામાં તે આંખ આંજી નાખવા જેવા તોરથી તૈયાર થઈ શકી એમાં એજાયબી શું હોય ? લખ્ખોમાં એક એવી જે જોવાજોગ ખુબસુરતીઓ ખુદાવંદ કરીમની પેદાયશમાં થઇ શકે છે તે માંહેલી આ નિર્ધન નીના ખરેખર એક હતી.

તે ટકોરાબંધ તૈયાર થઇ રહી, અને પોતાના સ્કર્ટની ફોલડસમાં તેણીએ પેલી ભરેલી રીવાલવર સંભાળથી છુપાવી લીધી કે તરતજ એ અતી ખુબસુરત અને તેજી ઘોડાની વિક્ટોરયા બારણાંમાં આવી ઉભી, ને પેલો ખુશાલીથી તેને સાદ મારતો ને તેનું નામ પુકારતો નિચે આવ્યો.

નીના વ્હેલી કે નીચે દોડી, ને બધું બંધબસ્ત કરી—નાઘલા નોકર દીકને સરેસ્તા મુજબ નીચે બારણાં આગળ જરા સજાગરૂત સુવાની બધી તાકીદો આપી તે ઘરમાંથી બાહેર પડી.

તે એક ઘણીજ દીલખુશ રાત હતી. તે છક થઇ ગઇ. નાટક ને તે જોવા આવેલી ઉપલા વર્ગની તમાસગીર દુન્યાનો બધો વૈભવ જોતાં તેનું ભેજું ચકભમ ફરી આવ્યું. તે જાણે ભીતરમાં લગભગ ચીસ પાડી ઉઠી. આટલો પૈસો, આવો ઠાઠ, આવા બધા એકીમતી વૈભવની રેલછેળ શું ખરેખર તેજ દુન્યાને લગતી હતી કે જે દુન્યામાં આટલી તંગદસ્તી—આવી

જાલીમ મુફલસી ને પૈએ પઇ માટેની આવી સખ્ત મોહતાજી લોકો ભોગવતાં હતાં? તેણે પોતે પોતાનાજ બાગમાં શું ઓછું અનુભવ્યું હતું?

દરેક અબળા જોતાં આંખને ચીતરી આવી જાય એવા ભારે ભપકાભરયા પોશાકમાં સજ્જ થઇ આવી જણાતી હતી. દરેકની ઉઘાડી છાતીપર હીરા ને મોતી કે જેની કીમતનો શુમારજ ન હોવો જોઇએ તે ચકચક થતાં હતાં, ને કોઇ બી કાન હીરા વગર ખાલી ન હતો, કે જે તેમના દમામદાર ડોકાંનાં દરેક ફરવા ને લેહકા સાથે ઠીએટરની ઝલેહવંત રોશણીમાં એકથી અનેક ચમકારાઓ ફેંકી જાંણે ઝપાઝપ જવાબ કરતા રહ્યા હતા— અને અરે, ૧૭ વરસ તેણીએ પોતે જે ગરીબી ને નિર્ધનતાનાં જીવતાં દોજખમાં ગુજારયાં હતાં તેને મલતી ને લગતીજ આએ શું એક દુન્યા હતી? તે જાણે માનીજ નહીં શકી!

ચીઠડેહાલ, દાચાં બેઠેલું, ખવાયલાં બદનનું, ભખાયલા ચેહેરાનું, અંદર ઉતરી ગયલી આંખનું તો જાંણે ત્યાં કોઈ હતુંજ નહીં. બધા રોશણ આફતાબ જેવા ખુશીમાં ઝલકી રહેલા સેતારાઓ (ચેહેરાઓ) હતા, અને નીના તે ખુશીના બાગમાં ખેલ શરૂ થવાથી તે ખતમ થતાં સુધી જાણે હોશફરાંમોશ એફાંમીની એક ગોખારમાં સરબસર ગરક ગઇ. તે જાંણે દોજખમાંથી સ્વર્ગમાં આવી હતી. છાકટાંઓ, અભણો, લડાકવઢાકો, નિર્લજો, ચીઠડેહાલોની એક દુન્યામાં તે અત્યાર તક ઉધરી ને જીવી હતી તેમાંથી એક જાદુઇ તીલસમે તેને આ નવીજ દુન્યાના દીલખુશ સમાગમમાં લાવી ઉતારી હતી— અને ત્યારે તે કેમ ખુશીના બાગમાં એ કીસમે ગરક નહીં જાય?

તેણીનો સાથી કોઇ દેખીતો મોટો માણસ હતો. તેણે એ તરફ તેની ઓલખપીછાંણ ઝાઝી ન હોવાનું તેને કહ્યું હતું ખરૂં, પણ આગેવાન બૉકસોમાંથી લોકો તેને ડોકાંના હડકાથી જોતાં સાથે "વીશ" કરતાં, ને તેના તે હસીને જવાબો કરતો. તેની ઓલખપીછાંણ દેખીતી, તેથી, વગવાલી નજરે આવતી હતી, ને નીના સાથે, એમ છતાં, કશું બી નવું કે અસાધારણ હોયજ નહીં તેમ તે તરેહવાર એવી તો દીલખુશ વાતચીત કરતો રહ્યો કે જાંણે નીના પોતે તેનાજ વર્ગની હોએ!

તેણે તેના ગરીબ પોશાકનો કશોજ વાંધો કર્યો ન હતો, અને એક બી ઝવેરાતની ગેરહાજરી છતાં તે તેની સાથે ઠીએટરના ઉપલા વર્ગમાં એ મુજબ આવવા—નીના અજબ થઇ ગઇ કે—આટલી તેની દેખીતી

ઓલખાંણપીછાંણ છતાં જરા બી ઓશકાયો કે ખંચાયો ન હતો. એમ છતાં, એટલું તો ખરૂં કે લોક તેની તરફ તેમજ નીનાની પોતાની તરફ કાંઇક અજનયબીમાંજ ટીકતાં હતાં, ને નીનાએ સેહેંકડો વખત સેહેંકડો ઑપેરા ગ્લાસ—ખાસકરીને પુરૂષ વર્ગનાં—દરેક કલાસમાંથી તેણીની તરફ આબાદ ટીકાયલાં બારીક આંખે અચ્છી રેવેસે જોઇ લીધાં હતાં.

મી૦ પૉલ ઘણાંજ ગ્રહસ્થપણાંથી વરતતો રહ્યો. તે તેણીને કાનપર પડીને ધીમે સાહદે નાટક સમજાવતો ગયો, ને નીનાને નાટક, તેથી, જ્યાદા ગમ્યો. તેણીને તો બધુંજ ઘણું ગમ્યું. તેણીએ જે જે જોયું અને અનુભવ્યું તે ગોયા એક તદ્દન નવીજ દુન્યાને લગતું હતું!

તે પછી તેઓ જમવા ગયાં, અને તે ડેલ (ડેલમોનીકો) નાં હોટેલના વૈભવમાં નીનાએ ત્યાં જે કાંઇ વળી જોયું તે બાબેની તેની અજાયબી ને ખુશાલીનું બયાંન કરવું બેજા છે. એમ છતાં, તે જરાં બી ગભરાઇ કે બીહીધી નહીં. ખુદરતેજ જાંણે તેને આ નવી દુન્યાને લાયક પુરવાર થવા જેવી ત્યાં ને ત્યાં દરેક તોફીયતો બક્ષી દાધી.

તે એક મોટી દમામદાર ટેબલ હતી, કે જ્યાં સેંહેંકડો લખપતી ને કરોડોપતીઓ જમવા આવેલાં હતાં, ને તેમની સંફમાં લગોલગ, જરા બી ગભરાયા કે કશું બી ધામટ કર્યા વના, તે ટેબલના અદબ વચ્ચે એવી દુરસ્ત કીસમે વરતી કે તેના સોબતીને લેશ માત્ર પણ શરમાવાનું થયું નહીં. તેણીએ ના નો નહી દીઠાંનું દીઠું જાણી યાહોમ ખાઇપી લીધું, કે ન તો નખરાં કરીને વળી ચંચેરયા કીધું. તે આસપાસનાંઓને બારીકબીન નજરથી જોતી ગઇ ને પોતે શીખતી ગઇ. ટુંકમાં, મી૦ સીમન્સને ફરયાદ કરવા જેવું કશુંજ ન થયું. તે ઓરબી સાંમો મગરૂર થયો, કેમકે નીનાની દરેક હીલચાલમાં જાંણે તે વ્હાલીની ઝલેહ્વતી ખુબસુરતીના ઓળા ઉતરતા હતા, ને જેઓ તેની તરફ જોતાં તેઓ ગમે એ કરતાં પોતાની આંખો તે મધુરા ચેહેરા તરફથી પાછી એકદમ ઉંચકી કે ખસાડી શકતાં ન હતાં!

સઘમટી રીતે, નીનાએ તે રાત્રે તે કોઇ નવા મેહેરબાંન મિત્રના પૈસાએ પુરતી મોજમજાહ કરી, કે જ્યારે ખુદાનો મોકલેલો તે દોસ્ત તે આખો વખત ઉપર કેહવા મુજબ તમામ ગ્રહસ્થપણાંથીજ વરત્યો. તે નીનાની ખુબસુરતી પર વટીક જરા થઇને ધ્યાંન આપતો જણાયો નહીં.

જાણે વરસોથી સાથે ઉછરેલાં બે ભાઇ બેહેન હોય એટલા અદબ ને એટલા બધા એખલાસથી તે ગરીબ નીના જોડે વરતતો રહયો, ને છેક મોડી રાત્રે—બાર વાગતા પછી—તે નીનાને તેને ઘર ઉતારવા લાવ્યો.

ત્યાં નીનાએ તરત બારણું ઉઘડાવ્યું, અને પછી બારણાંની ઓથેથી અંદર જતાં તેને પોતાનું હજારો હેસાન જાહેર કરી તે સુંદરીએ શેક-હેન્ડમાં પોતાનો નરમ નાજુક હાથ આપ્યો.

તે તેણે ઘણાં હેતથી પોતાના હાથમાં લીધો અને રોકયો, અને પછી વાંકો વળી તે નીનાના ગોરા ગાલ પર એક બોસો લેવા ગયો—પણ નીનાએ ઝટ પાછળ હઠી જઇને પોતાનો બીજો હાથ આડો ધરયો.

---

## પ્રકરણ ૨૯ મું.

"એ વાજબી નથી," નીનાએ ઝટ આડો હાથ કરીને હઠી જતાં કહ્યું; "મેં તમોને સાધારણ જવાન્યાંઓથી ઘણી વધારે ઉંચી પંકતીના માની લીધા છે, ને તે મારાં મત ને તમારે માટેનાં મારાં મોટાં માનમાં કશો બી આંચકો એ રવેસે આવવો જોઇતો નથી."

"એક કીસમાં તે કેમ તમે બુરૂં માની શકોછ?" તે જવાંને દેખીતી ઘણી ઉશ્કેરણી વચ્ચે નીનાના પરીસુરત મુખડા ભણી જોયા કરતાં, તેણીના આ ઠપકાના જવાબમાં કાંઇક દીલગીરી અથવા ઠપકાનીજ લાગણીથી પાછું કહયું; "મને માફ કરજો, મીસ ચેસ્ટર, પણ હું દુન્યા ઘણી ફરેલો છેઉ, અને મેં દેશે દેશની ખુબસુરતીઓ જોયલી છે, પણ તમારી કીસમની છેક જાદુઇ અસર આજ તક કોઇ બી અબળાએ મારી પર—"

"ચુપ કરી જાઓજી," નીનાએ એ સાંભળતાં તેને અધુરે અટકાવી, તરતજ પોતાના હોઠ પર આંગલી મુકી, અરધું હસીને અને અરધું ગંભીરતાથી કહ્યું; "મારા જેવી એકલી પડેલી એક નાદાન છોકરીને તમોએ એવું કાંઇ બી કેહી સંભલાવવું નહીં જોઇએ, ને મારે એવું એવું સાંભળવું બી નહીં જોઇએ;—અને હું માંગી લેઉછ કે હવે તમો સીધારો. અહીં પોલીસનો પેહરો છે, ને તે કોનસ્ટેબલ જો મને આટલી મોડી રાત્રે અત્રે તમારી સાથે એટલી બધી વાત કરતી ઉભેલી જોતો

હોશે તો જરૂર મારે વરે તે ઘણું ખુશ માનશે, ને મારી પાક ઇજ્જતને તેથી નાહકમાં ઘણો ધોકો પુગશે."

"એમ છે તો હું એક મિનીટ બી થોભતો નથી," મી૦ સીમન્સે તરત નાંખતીથી જવાબ કરતાં કહયું. 'બાય—બાય; હું ત્યારે રજા લેઉંછ."

અને નીનાએ તે ઉદાર હેતુના જવાંનની એ બધી કાળજી ને લાગણી ખરાં જીગરથી વખાણી, ફરીથી તેનો ઘણો ઘણો ઉપકાર માનતાં તેને શેક હેન્ડમાં હાથ આપ્યો, જે હેતથી પોતાના હાથમાં એકાદ પળ દાબી બીજીજ પળે તે જવાંન ત્યાંથી ઉતાવળે પોતાની ગાડીમાં બેસી રવાનો થયો

નીના પણુ તે પછી નિચલું બારણું બંધ કરી પોતાના માલ પર ગઇ. ત્યાં ગૅસ સળગાવેલી ધીમી આંચે બલ્યા કરતી હતી જે તેણીએ તેજ કરી, ને કપડાં બદલી નાંખી ત્યાર કેડે તે બારી ખુલી, વિચારવંત કીસમે બારીએ આવીને ઉભી.

તેની આખી જીંદગી જાંણે અચબુચ એક જાદુઇ ફેરફાર સમેત ફરી ગઇ હતી! પૈસાનું પ્રબળ અને આગેવાન સોસાયટીનો સહવાસ તે આખી જીદગીમાં પેહેલવેહેલાંજ અનુભવીને થોડા કલાકની એક સ્વપ્નવત મોજ પછી આજ રાત્રે પોતાને ઘરે પાછી ફરી હતી. તે એક નામાંકીત નાટક જોઇ આવી હતી, અને એક મેહેલ જેવાં આરાસ્તા મકાંનમાં મોટાં મોટાં ધનાઢય આસામીઓ સાથે એક સુફરે બેસીને એક મોહું ખરચાલુ "ડીનર" ખાઇ આવી હતી; અને અરે, તે પછી તે પાછી મુફલસીમાં અવત્યાં મેલતી અને પોતાની ગરીબ દુકાંણુનો સ્ટૉલ સમાલતી વલતી સહવારે ન્યુસપેપરો વેચતી બેસે એ શું કૂર કીસમતની એક મજાક માત્ર ન હતી?

તે નાસબર બની. ખુદાએ તેને એવે એક મોટે ઘર જન્મ આપવાની નવાજીશ ફરમાવી હતી કે જો બધું પાંસરૂં ઉતરયું હતે તો અત્યારે તો તે મેહેલોમાંજ એશ કરતી હતે! એટલામાટે એ ઉંચ સોસાયટીનો સહ-વાસ, મોજશોખ ને ખાણીપીણી પર ગોયા તેનો હક પુગતો હતો એમ તેને લાગ્યું. તે એક ઉતાવલાં ડોકયાંથી શ્રીમંત જીંદગીનો જે એક છક કરનારો સફો આજે થોડા કલાકની રમતમાં જોઈ આવી હતી તે ખરી રીતે તો તેની રોજની અને ચાલુ સરજત થવી જોઇતી હતી એમ

તેનુ જીગર ચીસ પાડી તેને કેહેતું ઉશ્કેરણીઓ સાથે તેના સંબંધમાં નાસબર બનાવતું રહ્યું; અને ત્યારે છેલ્લે એ બધા બેસબર ખ્યાલોના બસથી બચવા તે ગરીબ છોકરીએ સુવા જવાની તૈયારીઓ કરી, જ્યારે સુવા આગમચની તેની સરેરસ્તાની બંદગીમાં આજે તેણીએ ખરી વિનંતી સાથે તે દાદારને બારથી વધારામાં એ માંગી લીધું કે તે માલીક તેને તેની હાલની આ હાલત પુરતા સંતોષ ને સબર સાથે નીતી વચ્ચેજ જાળવવાની રૂડી તોફયત ને હીંમત બક્ષે! તે બંદગી ખરાં દીલની હતી, અને તેથી તેને પાછી એટલી બધી ધીરજ ને હીંમતની રાહત મળી ગઈ કે તે નીરાંત કરીને સુતી, અને પછી જલ્દીજ ઉંઘાઇ ગઇ.

પણ ઉંઘના સ્વપ્નામાં બી, અલબત, મી૦ પૉલ સીમન્સનો સુંદર મુખડો તેને સતાવનો ત્યાં મોજુદ અને હાજર હતો! તે જવાંનના મોહક મુખડામાં ને તેનાં ઉંચા ગ્રહસ્થપણાંમાં ખરેખરજ કંઇ એવું અસરકારક ને ખેંચાણકારક હતું કે જે બી તેને જુએ તે તેને ચાહે; અને ન્હાની નીનાને, તેથી, તે મુખડો ઘણો ગમી ગયો હતો એ તો તે પોતાનાં મનની ગમે એવી ઓશક વચ્ચે પણ પોતાના ગરીબ ઓરડાનાં એકાંતમાં પોતાનાં મનથી બીજી સહવારે કબુલ કરયા વના રહી શકી નહીં.

અને તે બીજી સહવારે, એમ છતાં, અસંતોષની એક બી લાગણી વગર હંમેશની હલકથી તે પોતાની ન્હાની દુકાંણુમાં ન્યુસપેપરો વેચતી સરેરસ્તાની ખંત સાથે પાછી ખડી હતી! તે કામ લોકલાગણીનો તેને એક અચ્છો અભ્યાસ કરાવનારૂં હતું. તરેહવાર રકમ ને તરેહતરેહની કીસમનાં લોકો ચોપડીઓ ને પેપરોની ખરીદી સારૂ આવા જતાં. કોઇ મોટી ધમકમાં ને ધમકમાં આવી ઉતાવલમાંજ જે જોઇએ તે ચોપડી કાં પેપરનું નામ બોલી દેઇને તેની જે હોય તે કીંમત ટેબલપર ફેંકી આદ્યુ પાછુ જરા એ જોયા વના તે લઇને ચાલ્યા જતા; કોઇ દુકાંણુમાં ગોઠવેલાં પાટીઆંઓ દમામથી વાંચતાં પોતે ખોટી થતા ને તેને નાહક ખોટી કરતા; કોઇ આવીને ચપ દઇને એકાદ રૂપાંનો કે સોનાનો સીક્કો ફેંકતા, અને જે ચાર પાંચ પેપરો જોઇતાં હોય તે પોતેજ ચપોચપ ઉપાડી લઇ રોલ કરીને ચાલતા થતા, ને બાકી નીકળતાં નાણું પાછાં સ્વાધીન લેવા કે તે માટે થોભવાની બી કશીજ તુંભા ધરાવતા નહીં; કોઇ વળી જે જોઇએ તે ખરીદી કરવા પછી બી નીનાને બેઅદબીથી ટીકવા અને જે ભેંજામાં આવે

તે સારૂં માહું તે ગરીબ છોકરીને કહી સંભળાવા બી થોભી જતા—અને એ જાતનો આપણી સુંદર નીનાનો પોતાના એ ધીકતા ધંધામાં રોજનો ચાલુ અનુભવ હતો !

તે દાહડાનો નીનાનો વકરો ઘણોજ મનમાનતો થયો. કાંઇ રાજદ્વારી ખટપટના સમાચાર બાહેર આવેલા હોવાથી સહવારની તેમજ સ્હાંજની ન્યુસપેપરોની બધી કૉપીઓ ટપોટપ તે દાહડે ઉચકાઇ ગઇ, અને નીના પોતાની અજાયબી અને ખુશાલી વચ્ચે સરેસ્તા કરતાં ઘણી વેહલી પરવારી ગઇ. તણીએ, એ ઉપરથી, દુકાંણુ સરેસ્તાં કરતાં જરા વ્હેલી બંધ કરીને જલ્દીથી ઉપર જતી રેહવાનું મનથી નક્કી કરયું.

તે જરા નાઉમીદ થયલી હતી. મી૦ સીમન્સ કાંઇ ને કાંઇ ખરીદવા તેણે ગઇ કાલે જાહેર કરયું હતું તેમ આજે પાછો આવવોજ જોઇએ એવી તે સુંદરીએ મનથી મજબુત ગણત્રી કરી મેલી હતી ને બધી જાતનાં તે દિવસનાં પેપરોની છેલ્લામાંછેલ્લી કોપી વટીક ઉંચકાઇ ગઇ ને દુકાંણુ બંધ કરવાનો સમો થતાં સુધી બી તે નહીંજ આવ્યો તેથી તે સહમજીજ નહીં શકે તે કીસમની તે મધુરીને નાઉમેદીની એક છુપી પણ મજબુત લાગણી બરપા થતી રહી.

વળી તે દીલગીર એટલા માટે બી થઇ કે તેનો ધરમબાપ કેપટન વીલીસ બી બે દિવસોથી તેની ખબર લેવા તે તરફ મુતલગ આવ્યો ન હતો. તે ઘણાં કામમાં હોય અથવા તેને પુરતી સલાંમતી ને સુખ વચ્ચે હવે થર પડી ગયલી જોઇને તે ઉમરાવી ખવાસનો ભલો પોલીસઅમલદાર નભરવસ થયો હોય એ બી બનવાજોગ હતું—એમ તો તે બાજે વખત કામનો બોજો ઘણો હોય ત્યારે લાગલાગત આંઠ આંઠ દિવસો સુધી બી નહીં આવી શકતો હતો—પણ આજે નીનાએ તે ઑફીસરની જરા વધતી કાળજીથી એટલામાટે વાટ જોઇ હતી કે તે ગઇ રાત્રે મી૦ સીમન્સ સાથે જઇ આવી તે તેણીએ ખોટું કરયું કે વાજબી તે માટે એ પોતાના મેહેરબાન વાળીની સલ્લાહ પુછવા ચાહતી હતી. તે એમ તો ડીકને મોકળીને તેને એક દહેજામાં તેડાવી લઇ શકતે, પણ તે ઘણી રોકાંણમાં હોય તો તેનાં ઘણાં કામ વચ્ચે તે મેહેરબાનને એવી નજીવી વાતનાં કારણથી એટલો રોકવા ને સતાવા તે પોતાનું મન મનાવી શકી નહી.

અને એ રીતે એ બેવડા સબબોથી નાઉમેદ ને જરા દીલગીર થયલી નીના હવે દુકાંણુ બંધ કરવાનું ડીકને કેહેવાની તૈયારીઓ કરતી

હતી, ને પોતાનો વકરો ગણીને ઉંચો કરતી હતી તેટલાંમાં કોઇએ પછવાડેથી અલગ અલગ આવીને ઘણી નાજુક કીસમે તેનાં ખભાં પર હાથ મેલ્યો, ને તેણીએ ચોંકીને પાછું ફરી જોયું તો તેણીના ગભરાત અને ખુશાલી વચ્ચે તેને માલુમ પડયું કે તે કોઈજ નહી પણ પેલો ભલો મી૦ પૉલ સીમન્સ પોતેજ હતો !

તે ઓશકથી લાલ થઇ ગઇ.

આ ચુગલીખોર લાગણી તેને કાંએ થવી જોઇએ તેની તેને પોતાને કશી સમજણ પડી નહી, અને તે ઓર તેથી એવડી ગભરાઇ. જેમ બીજા મેહેરબાંનો આવે તેમ પૉલ આવ્યો હતો ને તેમાં નવું કશુંજ ન હતું; પણ તેણીએ આખો દાહડો તેની છુપી આતુરતાથી વાટ જોયા કરી હતી તેની તેનો આયનારૂપી ચેહરો હાલ ચુગલી કરવા ચાહાતો હોય તેમ ને મધુરી બેઅખ્ત્યાર ઓશક ને ગભરાતથી ચેહરામાં એકદમ લાલ થઇ ગઈ!

## પ્રકરણ ૩૦ મું.

"ગુડ ઇવનીંગ; કેમ આજે જલ્દી જલ્દી ?" નીનાનો ગભરાત અને તેણીની ઓશક જોયાંજ ન હોય, અથવા જોયાં હોય તો તેની મતલબ તે કશી સમજ્યોજ ન હોય તે રંવેસે મી૦ પૉલ સીમન્સે આવતાં સાથે નીનાને દુકાંણુ બંધ કરવાની ખટપટમાં પડેલી જોઇને હસીને સવાલ કરતાં પુછયું.

"ગુડ ઇવનીંગ," નીનાએ જવાબ કરતાં કહ્યું. "હું તો આજે કેઆરની પરવારી ગેઇછ. આજનાં બધાં પેપરો જલ્દીથીજ ઉંચકાઇ ગીયાં ને ખલાસ થયાં, તેથી હું તો કેઆરની અમથી બેસી રહેલી હતી."

"ત્યારે તો તમારૂં કામ હવે દેખીતું વધારે ધીકતું ચાલવા લાગ્યું છ ?"

"દુકાંણનાં પ્રમાણ પ્રમાણે જોતાં બેશક ઘણું સારૂં," નીનાએ હસીને જવાબ કર્યો.

"આજે જરા ચીનની સરહદ તરફની રાજદ્વારી ખટપટના સમાચાર બી છેની તેથી," પૉલે સમજ આપી. "આજે પેપરોપર તે કારણથી વધારે દરોરો હોવોજ જોઇએ."

"એવી ખટપટના સમાચાર ત્યારે તો રોજ ને રોજ આવતા હોય તો વધારે સારૂં," નીનાએ હસીને વધાર્યુ.

"વધારે સારૂં તમારા જેવાંઓ વાસ્તે; તમારૂં થોડુંક વધારે 'સેલ' થાય ખઈ, પણ અમારો તો વચમાં નાહક કચરડોજ નિકળી જાયની ?"

"તે કેમ ?"

"તે એમ કે લડાઇ તો શું પણ લડાઇની સ્હેજ બી ધધુખરના સમાચાર આવે તો અમારાં નાણાંબજારમાં તરત ગભરાત ચાલે, ને શૅર ને સ્ટૉકસ એવા દબાઇ જાય કે વગર દુકાળનો દુકાળ પડે !" મી૦ સીમન્સે સમજાવ્યું; "પછી જોઇ લેઓ લખોનાનાં નુકસાંન ! એટલાવાસ્તે એવા સમાચાર અમોને ઘણા ગરમ પડી જાય; પણ હવે જવા દેઓ એ વાત. હવે કેહો મને કે આજે રાત કાંહાં ગુજારવીછ ? આજે મારી સાથ પાછું આવવું છ કેની ?"

"આજે બી?"

"હા; નહીં કાંએ ? એમાં ખુરૂં શું છે ?" પૉલે તકરાર ઉઠાવી. "આપણે રાત્રે જમવાનાં તો ખરાંજ કેની, તો પછી પોતપોતાનાં ઘેરમાં નહીં જમતાં કેથે સાથેજ જમશું !"

"પણ ગેઇ રાત્રે ડીનર પર કંઈ તમને થોડો ખરચ થયોછ ?" નીનાએ ગભરાતથી કહ્યું; "એક ડીનર પછવાડે એટલો પૈસો ખરચાય એ તો મેં જાંણે નવુંજ જાંણ્યું !"

મી૦ પૉલ સીમન્સ તુચ્છકારથી હસ્યો.

"તમારી ભુલ છે," તેણે કહ્યું; "કાલે આપણે શું એક એવો તે મોટો ખરચ કીધો જે તેની વાત ? તમે વળી ખાનાર પીનાર બી ઘણાં ઘોતાલ કેની તે મને મોટો ખરચ થઈ ગયો !! હવે ત્યારે એ જુઠા વાંધાસાંધામાં માલ નથી. તમે આજે આવો તો આપરે "રસ્ટીક" ના ઑપેરામાં જઇશું."

નીનાની આંખ એ સાંભળતાં ખુશીમાં એકદમ ઝળકી રહી.

આ નામાંકીત ઑપેરાની તેણે આ આગમચ ઘણીક તારીફો વાંચી ને સાંભળી હતી, પણ એકેક સીટનું દામ એવું મોંઘું કે ફકત માલેતુજાર લખપતીઓજ ત્યાં જઇ શકે; અને ત્યારે શું ત્યાં જવાનું તેના જેવી એકને સુજીત થઇ શકે ?

તેણીને ગાયનનો ઘણોજ શોખ હતો. તે પોતે ગાઈ ન જાણતી હતી પણ કેથે બી ગવાતું હોય તો કલાકો તક એકાગ્ર ચીતે સાંભળતાં એ સુંદરી કદી થાકતી કે કંટાળતી નહીં; અને ત્યારે જે નામચીન ગાનારીઓના હલક ને હુનરની તારીફમાં આખું અમેરીકા એકમતે હળીમળી રહેલું તે જોવા ને સાંભળવાની તેને આ તક મળતી હતી તે એ ગરીબ છોકરી કેમ જતી મેલે ? મોટે ખાંચરે, ઉમદા, પેહલી પંકતીનાં ને લહેઝતદાર ખરચાલુ ખાના ખાવા જવાનો તેને ઝાઝો લોભ હતો નહીં ને જો મી૰ સીમન્સ કેથે જમવાજ લઇ જવાનું કેહતે તો તે માનથી ને ઠરાવથી નાજ કેહતે; પણ આ ઑપેરામાં જવાની પોતાની લાલચને તે થોભાવી અથવા વશ કરી શકી નહીં.

"તમારી ઘણી મેહેરબાની છે, મી૰ સીમન્સ," તેણીએ ધીમે સ્વરે એ ઉપરથી અતીઘણી ઓશકાતાં શરમાતાં જવાબ કરયો; "હું આવશ."

"ત્યારે અરધા કલાકમાં તૈયાર થઇ જાઓ," પૉલે કહ્યું. "તમારો જે સરસમાંસરસ ફ્રોક હોય તેજ પેહેરજો."

નીના ફીક્કી પડી. તેની આંખમાંની ખુશાલી એકદમ સમી ગઇ.

"મને માફ કરો," તેણીએ દીલગીરીથી કહયું; "હવે મને ધ્યાન આવેછ કે એવા મોટે ખાંચરેના મેલાવડામાં જવા જોગ મારી પાસ એક બી ડ્રેસ નથી, મી૰ સીમન્સ."

"તો શું ફીકર છે ? ગઇ કાલે જે પેહેડયોતો તેજ પહેરી લેઓ ?"

"પણ તેની તો મેં ચોળીએ કાપી કાઢીને તે નવેસરથી સુવારવા આપ્યોછ, ને મેં આવવા હા કહ્યું ત્યારે તે વાતનો બી મને કશો ખ્યાલ નહીં રહયો હતો !" નીનાએ વધતી ઉદાસીથી જવાબ કરયો.

"ઓ, તેમાં તે શું મોટી આફત કે અફસોસની વાત આવી ગેઇ ?" મી૰ સીમન્સે હસી પડીને કહયું; "એ નજીવી વાતથી તે હારી શાંની ખાવાની ? લખ્ખો તૈયાર સીવેલા ડ્રેસ જેવા જોઇએ તેવા મોંઘા સસતા, મધરાત્રે બી માંગો તો મધરાત્રે બી આઇતા મલી શકે ! ચાલો મારી સાથે, મારી ગાડી છે. આપુને એક સો વારને છેટે બી નથીજ જવું પડવાનું." —અને નીના કાંઇ બી ના ફાંનો વાંધો કરે અથવા ના કહી શકે તે આગમચ તો તેને, લગભગ જોરાવરીથી હાથ પકડી, બાહેર તેની ગાડી ઉભી હતી તે તરફ તે ઘસડી ગયો.

નીનાને, તેથી, જવા વના જાંણે ચાલ્યું નહીં, ને તે ડીકને દુકાંણ સમાલવા તાકીદ ફરમાવી ઉતાવળમાં મી૰ સીમન્સ સાથે બાહેર પડી.

જાંણે તેની એ બધી હદ બાહેરની ભલમનસાઇ માટે ઉપકાર માનવા કે પ્રોટેસ્ટ કરવા જેટલો બી તે જવાંને તે સુંદરીને વખત મલવા દીધો નહીં. તેણે કોચમૅનને કરેલા હુકમ મુજબ રોશણીથી ઝલઝલી રહેલાં એક મોટાં કપડખાતાંની દુકાંણના પોરટીકોમાં ગાડી બાજીજ પળે પોંહોંચી ગઇ અને ધમધમાત સાથે જઇ ઉભી, ને ત્યાં જઇ તરતજ લેડીઝ ડીપાર્ટમેન્ટની વડીનાં સ્વાધીનમાં મી૰ સીમન્સે સુંદર નીનાને સોંપી દીધી.

તેણે (મી૰ સીમન્સે) તે અબળાને એમ કરતાં ધીમે સ્હાદે જે હુકમો આપ્યા તે બધા કંઇ નીનાને સંભળાયા નહીં, પણ "જલ્દીથી" "ફર્સત રેટ," "મોંઘો પણ બીલકુલ ડીસંટ," "બીલ મારી પાસે બાહેર હું ઉભો છું ત્યાં લાવજો"—એવું એવું ભાંગુંતુટું ને અછડતું તેણીએ ધડકતાં જીગરે સાંભળી લીધું હતું.

તે જાંણે સ્વપ્નોજ જોવા પડી હતી !

તેણીની ઉપર ધ્યાન આપનાર તે કોઇ મોટી કીસબી ને ખરા સુઘડ તેસ્ટની બાહોસ દરજણ હતી. તે એ રૂપસુંદરીને પોતાનાં ખાતાંમાં લઇ ગઇ, ને ફકત ૨૦ મિનીટના દરમ્યાનમાં તો તેને એવા સુઘડ ટેસ્ટના બીલકુલ સાદા થયેરામાં સજ્જ કરી આપી કે નીના પોતે પોતાની અકલથી હેરત રહી !

તે એક દીલબેસતો, મનોહર ને મોંઘો પણ સાદો પોશાક હતો, કે જેના બાહારમાં સુંદર નીના સુંદરતાના એક દીલકસ દરયાવ જેવી દેખાતી હતી. તેણીના જથ્થાવાળા બાલ બી છોડી નાંખીને નવેસરથી તે પોશાકને મૅચ થતી ફેસમે બાંધવામાં આવ્યા હતા, અને તેવી રીતે તૈયાર થયલી તે પોતાના જીવ સાથે અતીઘણી ખંચાતી અને ઓશકાતી જ્યારે નિચે આવી ત્યારે મી૰ સીમન્સ તેને માટે ઉપર ઓઢી લેવાનો ઉંચી કીંમત ને બનાવતનો એક "ઑપેરા કલોક" લઇને વળી તૈયાર ઉભો હતો !

નીના ઘણીજ ઓશકાઇ. આવી ઉઘાડી છાતી અને ઉઘાડા હાથનો "ઑપેરા ડ્રેસ" (સુધરેલી ફેશનને જવાબ કરતો) તેણીએ આજ તક કદી પેહેર્યો ન હતો, અને તે તેનાં પ્રમાણીક જીગરને ઝાઝો ગમતો પણ નજ

હતો. એટલાવાસ્તે આ મોંઘી કીંમતના ઑપેરાકલોકનો મી૦ સીમન્સે કરેલા નવા ખરચનો બોજ જોકે તેને ગમ્યો તો નહીંજ, પણ તે આવતાં સાથે તેણે જ્યારે તે ઉઘાડી ગરદન છાતી ને હાથપર ઓઢાડી દીધો ત્યારે નીનાને સભ્યતાને ખાતર તે વિશેષ ગમ્યું એ તો ખરૂં.

"તમે તો એવું ચપોચપ ને એટલી બધી ભલાઇથી કામ લેઓછ, મી૦ સીમન્સ, કે મને તો કોઈ ચીજને વાસ્તે ના કેહવાનો બી જાંણે ટાઇમ નહીં મલતો, ને હું તો બધી ગભરઇ ગભરઇ જાઉંછ !" નીનાએ એક બીહીધેલી હરણીની અદાથી, આસપાસનાં કોઇ નહીં સાંભળે તેમ, તેના કાનપર પડીને ધીમે સ્વરે કહ્યું.

તે ખરેખર ઘણી ગભરાઇ ગયલી હતી. તેને બરડે પાણી ઉતરતું હતું. એક ત્રાહીત પરાયો તેને માટે એકદમ એટલો બધો ખરચ કરી નાખે એજ શું ? તે દુકાણવાલાંજ તેને માટે શું ધારતાં હશે ? તેની છાતી અંદરખાને ધ્રુજતી હતી. ઓ ખુદા, રખે કોઇ તેણીને માટે જરા એ અપ્રમાણીક માની લેવાની ભુલથાપ ખાઇ જાએ ! કેવા અજબ જેવા સંજોગોમાં તે આ ખરચાલુ ખરીદીઓ માટે એકમત થવા પાંમી હતી તે તો તેના ખુદાને રોશન હતું, પણ લોક શું જાંણે ? લોક શું ધારે ?

"તમોને એટલો બધો મારે વાસ્તે ખરચ થાએ તે વાજબી કે મારે વરે શોભાભરેલું કેમ કેહવાય, મી૦ સીમન્સ ?" તેણીએ ફરયાદની ઢપે પાછું કહ્યું—અને તેના જવાબમાં મી૦ સીમન્સ ખુશ મિજાજે ફક્ત મોટે સાહાદે હસ્યો.

"તમે માનતા નથી, મી૦ સીમન્સ," તેણીએ કાકલુદીથી પાછું કહ્યું, "પણ મને બીહીક લાગેછ કે હું મર્યાદાની તદન હદ કુદાવી ગેઈછિ."

"હદ !" મી૦ સીમન્સ હસ્યો; "હદ કે સરહદ ! તેની પુર્વે શું ને પશ્ચિમે શું ? ઉત્તરે શું ને દક્ષિણે શું ? હું "જ્યોગ્રાફી" ઘણી મજાહની નથી શીખ્યો, મીસ ચૅસ્ટર; હું મારા કલાસમાં "જ્યોગ્રાફી" માં મોટો ઢોંડો પુરવાર થયલો છેઉં."—અને જરા થોભીને.—"તમોને તમારી અકસર ખુબસુરતીના બાહાર વચ્ચે આ પોશાકના થથેરામાં જોવાનુંજ એવું દીલપઝીર છે કે તેથીજ જાંણે મારા તો ખરચાયલા બધા પૈસા એટલા વારમાં વસુલ થઈ ગીયા !!"

એ પછી નીનાના જવાબને વાસ્તે થોભ્યા વના તે ઉલટમંદ જવાંન એકદમ ત્યાંથી ફરયો, અને તે મોટાં ખાતાંના "કેસ્યર"ની ટેબલ આગલ જઇ નીનાને લગતા સઘળા ખરચનું તૈયાર કરવામાં આવેલું બીલ (નોટોનો એક ખીચોખીચ ચોડો ખીસામાંથી ખેંચી કાઢી તેમાંથી) એક લ્હેજામાં પગાર કરી આપ્યું.

"હવે હું તમોને તમારે ઘેર પાછાં ઉતારૂં," તેણે નીના આગલ પાછો આવતાં કહ્યું. "તમો ત્યાં બધું થરીયામ કરીને ઠીકઠાક થાઓ, ને તેટલાં પંદર મિનીટમાં તો હું પોતે તૈયાર થઇ તમોને લેવા પાછો આઉંછ."

અને અરધી બીહીઘેલી—અરધી શરમાતી, એક બ્રાઉન પેપરમાં પોતાનાં જુનાં વીંટાલી લીધેલાં કપડાંનાં પારસલ સાથે, ભલી નીના બીજી પાંચ મિનીટમાં પોતાનાં મુકામ પર પાછી ફરી. તે પોતે પોતાથી શરમાતી ને ન્હાસવા માંગતી હોય તેમજ પોતાના માલપર, ઝનઝન થતા ગાલ અને કાન સાથ, પોતાનાં મનનું સમાધાન કરી લેવા એકદમ જતી રહી. તેના રૂખસારો ને કાન બધા ઓશકની ઉશ્કેરણીઓથી લાલ ચણોઠી સરખા થઇ ગયા હતા!

તેને, એમ છતાં, એ થથેરા બાબે પોતાનાં મનથી શાંત ને એકમત થતાં ઘણી વાર થઇ નહીં. તે પછી તેણીએ ડીકને બોલાવી બધું બંધબસ્ત કરાવ્યું, અને ત્યાર કેડે નિચે આવીને મી૰ સીમન્સની પાછી વાટ જોતી બેઠી.

---

## પ્રકરણ ૩૧ મું.

તે છક થઇ ગઇ. તે ઑપેરા હાઉસનો થાથ આગલી રાતનાં થીએટરના ભપકાથી કોઇ હજારો દરજ્જા આલા હતો! અહીં તો બધો આગેવાન સોસાયટીનો સૌથી ઉપલોજ વર્ગ જમા થયો હતો, કેમજે અત્રે દાખલ થવાની ફી અતીઘણી મોંઘી ને આકલી હતી; અને પરડો ઉપડતાં રજુ થયલો તે હુબહુ પરસ્તાનનો દેખાવ પોતાના બૉક્સમાં બેસીને નિહાળતાં ગરીબ નીના હર્ષની મારી જાણે એકદમ હેયાંસુની ને બાણુબુલી બની ગઇ.

તે, પોતાની ખુશીમાં છાકટ બની ગયલી, જાણે મી૰ સીમન્સની તેની ઓરદુમાંની હસ્તી અને કંપની વટીક ભુલી ગઇ! તે મ્યુઝીકથી

બસ તે જાંણે વશ થઇ ગઇ, અને તે ગાયનની જાદુભરી અસરથી તેનું જીગર ઉછાળો મારી તેનાં ગલાંમાં આવી ખુંટી બેઠું.

અંતે "ઍકટ-ડ્રાપ" ઉતરયો ત્યારેજ તે મી૰ સીમન્સ સાથ વાત કરી શકવા જેટલી ધીરજ ને ફુરસદ પાંમી. "મને માંફ કરજો," તેણીએ માંગી લીધું. "રખે મ્યુઝીકની એકાદ નોટ બી સાંભળવામાંથી મારાથી ચુકી જવાય તે ફીકરથી હું અત્યાર તક તમોને બોલાવી શકી નહીં."

"ફીકર નહીં," મી૰ સીમન્સે સધ્યારો આપી કહ્યું. "તમો કેટલી મોજથી જુઓછ તે હું જોતો હતો, ને તમને એટલી મોજ મલેછ તે જોવાથી મને પોતાને બી ઘણીજ મોજ પડી."

"તમે મને અત્રે આવવા ઇજન કીધું ને તે સારૂ આટલો ખરચ બી ઉડાવ્યો તે બધું તમારાં મનની મોટાઇ પુરવાર કરે છે," નીનાએ સાદાઇથી કહયું. "હું બે રાત થઇ જાંણે મારી અસલ દુન્યા છોડીને સુખની એક નવીજ દુન્યાની મીલાકાતે ઉતરી પડુંછ! આવા સુધરેલાં, શીખેલાં, ઉંચી હરોળનાં, સુંદર ચહેરાનાં ને ઉંચી કીસમના પોશાકોનાં હજારો લોકોને મારી આસપાસમાં જોઇને હું જે દુન્યામાં અત્યાર તક વસતી હતી તેજ દુન્યાને લગતાં એ લોકો હોય એ તો જાંણે મારા માન્યામાં બી આવતું નથી?"

પૉલ ખુશ મિજાજે હસ્યો.

તે પછી તેઓએ થોડુંક "રીફ્રેશમેન્ટ" લીધું, ને થોડી બીજી ત્રીજી વાતચીત કરી તેટલાંમાં તો ડ્રાપ પાછો ઉંચકાયો, ને ખેલ આગળ ચાલ્યો, જે પુરો થતાં ડેલનાં પેહેલે વાંધેનાં હૉટેલમાં ગઇ રાતનીજ પેઠે ખાનું લઇ પૉલ આપણી નીનાને પાછો તેને ઘર ઉતારવા આવ્યો.

તે રાત્રે બી ત્યાં આગલીજ રાતનો "નાટક" પાછો થયો. પૉલે શેકહેન્ડના જવાબમાં નીનાનો હાથ પોતાના હાથમાં લેતાં તેને ઝટકાથી પોતાની સાઇડે ખેંચી લીધી, ને તે તેને રોકે અથવા રોકવાનું મન કરી શકે તે પેહલાં તો તે માહાબોખતાર જેવા રૂખસાર ઉપર તેણે અદબથી એક બોસો લઇ લીધો!

અને તાજુબ કે નીનાએ આજે તેને રોકયો નહી. રોકવાનો તેણીને કદાપી વખત મલતે તોબી તે તેને રોકી શકતે નહીં. એક સ્વભાવિક

પ્રેરણાથી તે સુંદર છોકરીનું દીલ પણ તેના તરફ ખેંચાઇ ચુકયું હતું, અને તે પ્રમાણીકપણે માનતી હતી કે તે વ્હાલા જવાંનની આટલી બધી ભલાઇ અને આવા ખરાં દીલની ખુશી સાથે તેણે તેણીની કરેલી ખીદમત અને તેણીની પછવાડે કરેલા ખરચ પછી એ એક "કીસ"નાં "ઇનામ" ઉપર ગોયા તેનો સાત પાણીએ ધોયલો હક પોંહોંચતો હતો!

"તમો મારી પર ગુસ્સે થયાંછ, મીસ ચેસ્ટર?" તે પેહેલી હરોલનો જુસ્સો સમી જતાં રખે નીના નારાજ કે ગુસ્સે થઇ હોય તે ફીકરથી મી૦ સીમન્સે હવે તરત સવાલ કરયો.

"નહીં; હું ગુસ્સે તો નથીજ થઇ પણ હું નાઉમેદ થઇ ખરી," નીનાએ સમજાવ્યું

"તે કેમ?"

"હું મારા પોતાના ઠરાવમાં વિશ્વાસ ખોહી બેઠીછ," તેણીએ ફીકકું હસીને જવાબ કરયો. "આજ વેર એ જાતની નબલાઇને હું કદી મારાપર ફાવવા દઇ શકી નથી, કે જ્યારે આજે તો હું તમને તમારી એ પેરવીમાં અટકાવીજ નહીં શકી એ મારી અજાયબી ને નાઉમેદી છે."

મી૦ પૉલ સીમન્સ ખુશીનું હસ્યો.

"હવે કાલે રવિવાર છે," તેણે વાત વીસરાવી કહ્યું; "કાલે આપણે સાંહાંજે ઠંડે પ્રહર ફરવા નિકળી પડશું, ને હું તમને શેહેરની સહરદ તક ફેરવી લાવશ. હું મારી ગાડીમાંજ આવશ."

આ વળી નવી લાલચ હતી! લાલચપર લાલચ આ કોઇ જવાંન બધી કુનેહભરી કારસાજીથી આ નિર્દોશ ભોલીભાળી કને રજુ કરયો જતો હતો! શું તે કોઇ ત્યારે ધોકાબાજજ હતો? શું તે કોઇ ઉંડાં પાણીમાં રમત રમતો હતો, અને સમો સાચવીને કંઇ દાવ લેવા માંગતો હતો? આપણે આગળ જોઇશું.

નીનાએ પોતાનાં ઘરના ઉંબરની બાહેર જઇને—એમ કહીએ જે—કશુંજ જોયું ન હતું તો તે સહરાગત કરેલી લેખાશે નહીં; અને, તેથી, શેહેરનો રોણુ ફેરવી લાવવાની મી૦ સીમન્સની આ ઉદાર માંગણીથી તે ઘણો મોહ પાંમી. ફકત "સેંટ્રલ પાર્ક" સિવાય તેણે શેહેરનાં કોઇ બી

રમણ્ય ચોગાંણો કે જોવાજોગ જગ્યાઓ તરફ અત્યાર તક કદી એ પગલારાં લીધાંજ ન હતાં. તે માટેની તેને હીંમત, ગુંજાસ કે સગવડ કદી અત્યાર તક થઇ શકી ન હતી.

એમ છતાં તેણીએ વળી વિચાર કરયો. ઓ ખુદા, રખે તે કાંઈ ખોટુંજ કરતી હોય? રખે એમ જતાં આવતાં તે કોઇ ખરાબીના ખરાબા ઉપરજ અંતે અફલાઇ મરવાની હોય?

"હું આવશ," તેણીએ અંતે એક ટુંક વિચાર કરી લઇને તરત નક્કી ઠરાવપર આવી જતાં કહયું; "હું બુરૂં કંઇ જોતી નથી ને હું ફરવા આવશ."

"તમે કેટલે વાગે ત્યારે તૈયાર થઇ શકશો? દુકાંણુ કયારે બંધ કરશો?"

"હું આતવારે તો ૧૧ા વાગતામાંજ પરવારી જાઉંછ," નીનાએ જવાબ કરયો; "સૌથી સરસ વકરો આખાં અઠવાડયાંમાં મારો આતવાર-નોજ છે, ને એ અરધા દાહડામાં હું આખા દાહડાની નોકરીથી બેહેતર લાભ મેલવી શકુંછ."

"ત્યારે હું બેને શુમારે આવશ," સીમન્સે હજી એક કદમ આગળ વધતાં કહયું; "આપણે સાથે કેથે લંચ લેઇશું, ને એ રીતે બપોરનું જમી લઇને જરા નમતો પ્રહર થતાં લાંબે છેટે ફરવા નિકળી જઇશું."—અને એ રીતે અરસપરસ ગોઠવણો બધી નક્કી કરી તેઓ તરતજ એક સાદી શેકહેન્ડ સાથે વળી છુટાં પડયાં.

નીના ત્યાર પછી પોતાના ગરીબ મજલાનાં એકાંતમાં પાછી ફરી, અને પૉલે તે રાત્રે અપાવેલી પેલી મોંઘીદાટ શૉલ ("ઑપેરા-ક્લોક") પોતાની પીઠ પરથી ઉતારી નાખતાં તે પોતાની હાલની ને આવતી હાલતનો ગંભીરાઇથી ઘોર કરવા પડી. તેનાં દીલમાં ખુશી ને ગમી, ઉમીદ અને ભય એ બધું એકઠું રાજ ચલાવી રહયું હતું. તેને પૉલનાં વર્તણુમાં ઘડીભર બધું પ્રમાણીક ને સારૂં લાગતું, તો બીજીજ પલે વળી ડર ખાઇ જવાય એવું બધું ભયભીત ને ગલીચ દેખાતું!

તેણીએ સંભાલથી પેલો નવો પોશાક પણ દીલપરથી ઉતારયો, ને પછી તે સફા ઘડી વાલી ઉંચો મેલ્યો, જ્યારબાદ એક સાદો "નાઇટ

ગાઉન"માં ઢંકાયલી તે ગરીબ છોકરી પોતાની ખાટલીની એક કીનારીપર બેઠેલી ઘણા ગંભીર અને ઘણા ઉંડા ઘોરમાં ઉતરી ગઇ. તેના છેલ્લી બે રાતના અનુભવો ખરેખર ઘણા ન્યારા થયા હતા. અત્યારતક તો બધું સીધું સીધું ને સારૂં સારૂજ હતું, પણ એનો ફેજ અને અંજામ આયંદા શું થવો હશે? તે કોઇ દેખીતો પૈસામાં પોખાતો મોટો શ્રીમંત વેપારી હતો. તે સુંદર, સાહલેસ ને જવાંન હતો—બાગેજ વરસ ૩૦ ની ઉમરનો હોય;—અને એવો એક શું નીના જેવી એક મુફલીસ ન્યુસ પેપર ગર્લને કદી બી પ્રમાણીક ઑફરથી પરણીને પોતાની ધણ્યાંણી કરી શકે? તે હજી તો તેણીની આગલી પાછલી બી કશીજ જાણતો ન હતો. તે કુલવાન માબાપનું ફરજંદ હતી અને તેનો બપાવો કરોડોનો માલીક હતો એ વટીક તેણીએ તો અત્યાર તક તેને જાહીર કરવાને કોઇ જરૂર પીછાંણી ન હતી; પણ હવે વખતે દિવસની સાંહાંજની સ્હેલગ્ાહ દરમ્યાંન એ બધો ખુલાસો કરી દઇને તે જવાંનની પોતાની તેણીને માટેની ખરી ખોટી લાગણીનું પારખું લઇ લેવા તેણીએ દીલેરી સાથે તે રાત્રે મુસ્તકીમ કસ્દ કરયો.

તે સરેસ્તા મુજબ તે પછી બંદગી કરીનેજ સુતી. તે બંદગીમાં નીતી અને નીતીની જાળવણી જોગો જરૂરી હીંમત હંમેશ માંગી લેતી તેમજ આજે બી માંગ્યું, અને, ખરેખર, ખુદા એવી શુદ્ધતા વચ્ચેજ જીવતી પાકજાદ સુંદરીઓનું સર્વદા રક્ષણ કરજો!

---

## પ્રકરણ ૩૨ મું.

બીજે દિવસે રવીવાર હતો.

નીના જોકે આગલી રાત્રે ઘણું મોડેથી સુવા જઇ શકી હતી, તોપણ તે દાહડે બડી બામદાદે પોતાના ધંધાને લગતી ફીકરો સાથે તે ખંતથી જાગી ઉઠી. એ દિવસ, તેણીએ મી૦ પૉલને આગલી રાત્રે સમજાવ્યું હતું તેમ, તેના વકરામાં આખાં અઠવાડયામાં સૌથી બળવાન પુરવાર થતો હતો, અને તેથી હજી તો જ્યારે એ આસાએસને દિવસે ઘણુંખરૂં લોક પોતાનાં ગરમ હુંફાલાં બિછાણાંઓમાં આસાએસ કરતાં હશે ત્યારે તે બાળા પોતાની દુકાંણુ સાફસુફ કરતી ને નવાં આવેલાં તાજાં તે દાહડેનાં પેપરો ગોઠવતી કામે વળગી ગઇ હતી.

પેલો પોરયો ડીક તેને ઠીક મદદ કરતો હતો, અને આવતી ઘરાકી-ની ઉમીદમાં એ રીતે તેઓ બંને ચોંપથી તૈયારીઓ કરવા પડી ગયાં હતાં. હજી રસ્તા ઉપર તો નવરૂં નીછટ હતું. ગ્રામના ખટારા ઘણા ઘણા વારે ઘણુંકરીને ઘણાખરા તો ખાલીજ દોડતા; દુધના ઘડાનાં ગાડાંઓ ચોમેર ત્વરાથી દમકતાં દેખાતાં; છેલ્લી અરધી રાતના ઉંઘણસી પેહેરેદારો અવાચી ખાતાં ધીમે ધીમે ઘર તરફનું હેરયું લેતા નજરે આવતા હતા, અને થોડાંકો "સનડે સુટ"માં સજ્જ થયલાં હાથમાં બાઇ-બલો લઇને સહવારને પ્રહરની બંદગી સારૂ, દેવળ તરફનો પાંઉપેઆદાં રસ્તો માંપતાં જણાતાં હતાં—તે સિવાય તે હંમેશના ભરચક રસ્તા ઉપર આજે બીજી ધમાલ કશીજ નજરે આવતી ન હતી.

નીનાંનું ધ્યાંન એ બધું જોતાં ને સરેસ્તાનું કામકાજ કરતાં, એમ છતાં, બાતેનમાં આગલી પાછલી 'ડીસકસ' કરતુ રોકાયલું રહેતું હતું. તે પોતાની અજબ જેવી હાલત ને સરજતનોજ હમણાં બી ખ્યાલ કરતી જતી હતી. ગઈ રાત્રે "ઑપેરા—હાઉસ" માં મોટાં બડેખાંઓની સંઘમાં ને તેવાજ પોશાકમાં સજ્જ થયલી મોજમાં માહાલતી તે બેઠી હતી, ને જ્યાં ગરીબોનો સંચરજ નહીં એવાં હેલનાં મોટાંમાંમોટાં પોંહોચખાનાંમાં તે જમવા વટીક જઇ શકી હતી, કે જહારે વળી હાલ પેની બે પેનીનાં પેપરો વેચવાના એક ન્હાના ફુટકલ્યા ધંધાને લગતા નફાના ધસડબોરામાં તે પાછી રોકાયલી હતી !!

પણ એ તેના ચિત્ર વિચિત્ર વિચારો સાથે તે એ મુજબ લાંબો વખત તક એકલી પડવા પાંમી નહીં. જરાજ વારે એક કોનસ્ટેબલ દુકાંણમાં આવ્યો, જે પોતાની ટોપીને માનથી આંગલી મારી અદબથી ખબર આપતાં બોલ્યો, "તમો જાણ્યું કે, મીસ, અમારા વડા બીચારા કેપટન વીલીસને સારૂં ?"

"ઓ નહીં, શું ?" નીનાએ ફાલ ખાઇ પુછ્યું.

"બિચારાને ઘણો ભયભીત અકરમાત થયોછ."

"અરરર ! કેમ ? કયારે ?"

"ગઇ સ્હાંજે; તેવણ એખલાજ બે હરામખોરોની પુઠે દેથા પડયા હતા, ને તે બદમાશો એક મોટાં ઉંચાં ઘરનાં બે મજલાનાં છાપરાં પરથી ન્હાસવા ગયા," તે ભલા ખબર આપનારે હકીકત કહી; "હવે કેપટન

એટલાંથી હઠી જાય કે ખાંડયા જાય એમ ક્યાં હતું ? તેઓ તુરત પુઠે પડ્યા, ને તેવામાં એક મંગરયાંમાંથી પગ છટક્યો ને નીચે ધાહોમ બિચારા તુટી પડયા !"

"ઓ ખુદા, કેવું ખરાબ ! પણ કંઇ જોખમ છે ખરો કે ?" પોતાનું ભલું કરનાર તે બાપ જેવા નેકબખ્ત પોલીસઑફીસરને માંથેની ભયની એ ભયભીત વાત સાંભળતાં નીનાએ ખરાં દીલથી એકદમ ફીકરમંદ થતાં પુછ્યું.

"જોખમ હતો ખરો, પણ હવે હાલ નથી," તે કોનસ્ટેબલે ધીરજ આપી; "હાલમાં ઑસ્પીટલમાં છે, પણ હવે ડાકટરો ઉમીદ કરે છે કે બચશે. ખભું તદન ઉતરી ગયું છે ને પગ ખરાબ રીતે ભાગી ગયો છે તે સિવાય બીજી કોઇ જોખમ પુરવાર કરનારી નિશાંણીઓ હાલમાં હવે રહી નથી."

"સારે રાત્રે કેસ ખરાબ હતો ?"

"હા, ખોખાર ઘણી થઇ હતી તેથી ફીકર રાખવાનું કારણ હતું," તે કોનસ્ટેબલે કહ્યું. "એટલું સારૂં થયું જે એવણ નીચેનાં ચોગાણ પર પોતેજ અફલાઈ ગયા નહીં. એક બદમાસનો પગ તે મંગરયાં આગલજ એવણના હાથમાં આવી ગયલો હોવાથી તે એવણે પકડી લીધેલો તેટલાં તે મંગરયાંમાંથી તે પેહલાં નિચે તુટી પડયો, ને તેના આંચકા સમેત તેની ઉપર પછીથી એવણ પડયા, એટલે એટલો બી બચાવ થયો !"

"ને પેલો ?"

"તેની તો પડતાં સાથે માથાંની ખોપરી ફાટી ગયલી છે, ને બચવાની મુતલગ આસાજ નથી," પેલાએ કહયું; "પણ તેનાં મરવાનો કોઇને ગમ બી નથી. ઘણોજ ત્રાસ વરતાવી રહેલો કરપીણ હતો. તે બી હાલ તો ઑસ્પીટલને લગતાં કેદખાનાંમાં ચોકી પેહેરા હેઠળ મરવા પડેલો છે, પણ આએ બીચારા જલ્દી સાજા થાય, ને નવું કંઈ વચમાંથી નહીં ધારેલું નિકળી નહીં આવે તો સારૂં.

"ખુદા મદદ કરે !" નીનાએ દીલસોજીથી લગભગ રડી દેતાં કહયું; "ઓ, હું ક્યારે તેવણને મલી શકસ ? હું થોડાંક તાજાં ફુલ લઇને તેવણને જલદીથી મલવા જવા માંગુંછ."

"હાલ કોઇને બી ડાક્ટર મલવા જવા દેતા નથી," તે કોનસ્ટેબલે સમજાવ્યું; "તેવણનાં બૈરી છોકરાંને વટીક નહીં. હજી તો પુરા હોસમાં બી નથી. જરા બી મલી શકે એમ થશે તો હું દોડતો આવી તમોને ખબર આપશ."

"ઘણીજ મેહેરબાંની," નીનાએ ઘણાં હેસાંન સાથે જવાબ કરયો. "એવણ મારે માથે મને એક બાપ જેવા છે. બબે બરતબા તો બિચારાએ તસ્દી લઇ મારા બપાવાને મારે વાસ્તે કાકલુદીથી લખ્યું—જોકે તેવણે તો તેનો કદી કશોજ જવાબ વટીક કરયો નહીં!"

"તે જવાબ નહીં આવ્યો તેજ તમારી વાતની સચ્ચાઇની પુરવારી છે, મીસ; અમે તો બધા એમજ સમજ્યેછ," તે ભલા સુલેહના હીમાયતીએ કહ્યું; "જો તમે ગપ મારી હતે તો કાગળ મલતાં સાથેજ તમને ઠગારાં તરીકે જાહેર કરી તે ડોસાજી ખરી બાતમી લખી વાલતે, પણ આ તો બધું જે છે તે તમારાં ભલાંમાંજ છે. હવે બુરૂં શું છે? ન તમને કોઇનો હોકો કે ન ધોકો; ન કોઇની નોકરી કે તાબેદારી; તમો પોતેજ પોતાનાં માલીક ને મુખ્ત્યાર! સારૂં કેની?"

"એ બધાં સારાં વાણું મારા મુરબ્બી જેવા એ કેપ્ટન સાહેબનીજ બરકતથી છે," નીનાએ ખરાં દીલનાં હેત ને જોસથી પાછું કહ્યું.

"ને ખુદા તેવણને તમારી રૂડી દુઆથી વ્હેલ્લું સારૂં કરશે," પેલાએ કહ્યું; "એ સવેલાનો બચાવ થયો તે એ ભલાઇનાં પુનથી ને તમારી ભલી દુઆની બરકતથીજ થયો હાંએ એમ કાંએ નહીં?—ને લે ચાલો, હવે હું જતે; ગુડ મૉર્નીંગ."—અને તે ગયો.

જેનાં મુળ મીઠાં ને પાધરાં તેનાં ડાલપાખરાં બી તેવાંજ થાય છે. જેનાં માબાપ ભલાં તેનાં બચ્ચાં બી તેવાંજ. જેનાં વડીલો લાયક અને સાચ્ચાં તેના તાબેદારો ને હાથ નીચેનાં બી તેવાંજ થઇ શકે—અને એ બધી વાતની સચ્ચાઇની ગુવાહી ભલા કેપટન વીલીસમાં કદમોકદમ જોઇ લેવાતી હતી!

મગર તે આતવારની નીનાની ધારેલી મોજમાં એ બુરા બનાવના નહીં ધારેલા માઠા સમાચાર આવી જવાથી ઘણો ખતરો પડયો. ખરેખર તો તેણીનો ઉમંગજ બધો નાશ પામી ગયો. તે તો પુર ખાત્રીની વકીમાં હતી કે બપોરે સીમન્સ તેની બગી લઇ તેને લઇ જવા આવશે તે આગ-

મચ તો એ ભલો કેપટન, સ્વીવાર હોવાથી, ખચ્ચીતકરીને તેની મીલાકાતે આવી જશે, ને બધી તેણીની હકીકત સાંભળી લઇ તે ઘરમબાપ તેને ખચ્ચીતજ ખરે રસ્તે પ્રેરશે; અને કેટલી દીલગીરી કે એ બધી ગણત્રીઓ એક લ્હેજામાં ઉંધી વલી ગઇ !

તેણીએ જાણે સંચાથી કામ લેતી હોય તેમજ તે દિવસે, તેથી, પોતાનો વકરો અરધાં બેધ્યાંનપણાં વચ્ચે કરી લીધો, કે જ્યારે સરેસ્તા મુજબ એક વાગતા સુધીમાં તો તે પોતાની વકી મુજબ બધું વેચી સાટીને પરવારી બી ગઇ.

તે પછી તે ઉપર ગઇ, અને એ ટાંકણાને અનુસરતો એક સુઘડ ડ્રેસ કરી તૈયાર થઇ. તે શીમન્સને કબુલ થઇ ચુકી હતી, એટલે પોતાની કેપ-ટન વીલીસની માટેની ગમે એવી ખરાં દીલની દીલગીરી ને ગમખારી છતાં હવે જવા અથવા તૈયાર થવા વના ચાલે એમ કયાં હતું ?

તે ટકોરાબંધ આવ્યો. બરાબર આગમચથી કહી રાખેલાજ વખતે એક શુદ્ધ કાલા દેખાવલા તેજી ઘોડાની એક બગી નીનાની દુકાંણ આગળ આવી ઉભી. પૉલ પોતેજ તે હાંકી લાવ્યો હતો, ને પછવાડેના બાકસમાં એક ઘરકી ટાટ સઇસ છોકરો બેઠેલો હતો !

નીના એક ઘડીમાં તેની સાથે થઇ, ને તેઓ પછીથી હૉફ્માનનાં જાણીતાં હોટેલમાં લંચ લેવા હંકારી ગયાં, કે જ્યારે નીનાએ જોઇ લીધું કે ખરેખર તે બગીની સુંદરતામાં એક બી મના ન હતી. એટલું તો ઝલ-ઝલ થતું બધું એવું તો નવું ને છેલ્લામાંછેલ્લી ફૅશનનું હતું—એટલું તો સુઘડ કે તે 'ટર્ન-આઉટ' જોતાં સાથે જોનારની આંખ ખુશીમાં ખેંચાઇ રહે; અને એ જોતાં નીનાનું જીગર ખુશીના ઉછાલા મારવા લાગ્યું.

મી૰ પૉલ બધો વખત સખ્ત ગ્રહસ્થપણાંના વિવેક ને અદબથીજ વરત્યો, ને જમીને સંધ્યાકાલનો નમતો પ્રહર થતાં સાથે તેઓ સારાં શેહે-રની સેહેલઘાહની તે ધારી મેલેલી એક દીલખુશ લટાર માટે હાંકી ગયાં. તેઓ "ફીફ્થ એવન્યુ" ના મોહલ્લામાં થઇને "સેંટ્રલ પાર્ક" માં ઉતરયાં, ને તે વિશાળ બગીચાની શોભા જોતાં "રીવર સાઇડ ડ્રાઇવ" પર આગળ વધ્યાં, કે જ્યાંની કુદરતની દીલખુશ સુંદરતાઓ જોતાં નીનાનો જીવ ખુશીમાં બધો બાગ બાગ થઇ ગયો. ત્યાંનો કુદરતનો લીલો કુંજર ગાલીચો અને લીલાં પાંદડાંઓથી ભરપુર ભરાયલાં ઝાડપાન સાથનાં ફુલોના પમરાત

ને બેહકાત ઉપરથી થઇને આવતી પવનની એક દીલખુશ લ્હેરકી દરેક આદમીના દેમાગને જાંણે ખુશીમાં તર કરી મેલતી હતી. તે તરી થઇ બગીમાં બેઠી. જાંણે તે બેહેકબેહેકાતનો બધો મીઠો પમરાત અને રસ ખુલ્લાં નસ્કોરાંઓ વડે અધીરી પડી તે સામટો પી જવા માંગતી હોય તેમ મલક મલક આસપાસ જોતી ને ખુશીમાં સઘળું વખાણુતી તે મી૰ પૉલ સીમન્સની લગોલગ—અરધી ગોદમાં—બેઠી હતી !

તેની આંખો ખુશીમાં ઝલકી રહી હતી, અને કેપટન વીલીસને લગતો પોતાનો ખેદ વટીક કેટલીક હદ સુધી તે હાલમાં વીસારી ને જીતી શકી હતી. તે આજે તો બગીમાં મી૰ સીમન્સને બધી પોતાની વીટક વાત કહી દેવાની હતી, પણ તે આસપાસની બધી રમણ્ય ખુદરત જોવાની તેની ખુશાલી વચ્ચે તે આગલી રાતનો તેનો મુસ્તકીમ ઠરાવ વટીક હાલ તો પાણી ભરવા ગયો હતો ! હાલ તો તે ખુશાલ સઘળું જોતી ને વખાણુતીજ બેઠી હતી. તેના સુંદર રોખસારો તાજગીબખ્શ હવા અને દીલની ખુશાલીની ઉશ્કેરણીના બાએસથી બધા ગોલાબી ગોલાબી થઇ ગયા હતા, અને તેની નૌજવાન છાતી એ ખુશીના આવેશમાં ચઢ ઉતર ઉંચકાતી રહેલી પ્રગટ નજરે આવતી હતી. ટુંકમાં, ખરીજ ખુબ-સુરતી ને ખુશાલીનું તે એક જોવા ગમે એવુંજ મનોહર ને તનદરોસ્તી-ભરયું ચિત્ર હતું !

તે રબરટાયર બગી તેને જોતરેલા તેજી કાલા મરોડદાર ચાલના ઘોડા સાથે પવન વેગે રાહ માપતી જતી હતી. ઘોડો તેજ હતો તેવોજ તેનો હાંકનાર મી૰ પૉલ પોતે ખરી સમજદારીથી તેને હાંકી જાણુનાર હતો, ને તેઓ કલાકના ૧૪ મૈલની ઝડપથી યાહોમ જતાં હતાં !

એ પછી નીનાએ જોયું કે તેઓ અચણુચ એક કોઇ એકાંત જેવા રસ્તાની વલાંણુમાં ઉતરયાં, ને તે તરફ પુગતાં સાથે પૉલે લગામ ખેંચીને પોતાના ઘોડાને રોકયો, અને તેની ચાલ એકદમ ધીમી કરી નાંખી.

# પ્રકરણ ૩૩ મું.

"આપરે રીફ્ઘ એવન્યુમાંની ગીરદી મુકયા પછીના એક કલાકમાં ચૌદ માઇલ નિકળી આયાંછ," પૉલે ગાડી ધીમી કરીને પોતાનું સુંદર સોનાનું ઘડયાલ એક ઉતાવલી નજરથી ખીસામાંથી ખેંચી કાઢીને જોઇ લેતાં કહ્યું—અને પછી નીના ભણી તેનું ધ્યાંન ખેંચાતાં વધારયું, "ઓહો, તમારા ગાલપર તો બધા ગોલાબજ ઝલકી રહ્યાછ !"—અને તે હસ્યો. "વળી ગુલાબ બી તે કેવા કે આપણે જે આસપાસની વાડીઓમાં જોતાં આયાં તે તો જાંણે આએ ગાલોના ગુલેગુલાબ આગલ પાણીજ ભરે !"—અને એમ કેહેતાં તેણે ઝટ વાંકો વળી તે ગુલાબી રૂખસારો ઉપર ઘણું હેતનો એક પાછો બોસો લીધો.

નીનાએ વાંધો કરયો નહીં. તે વાંધો કરી શકીજ નહીં. આખર પણ તે એક અબળા હતી, અને "ઓરત" તો બેશક મોહબત અને માયાનુંજ એક મંદીર કેહેવાય છે. તેણીએ ફકત ચમકીને પાછળ ફરી જોયું. રખે પેલા સઇસ છોકરાએ મી૦ પૉલની એ હીલચાલ જોઇ લીધી હોય તે ખ્યાલથી તે પેહેલી હરોલમાં બીહીધી, મગર જોઇને પુરતી ધીરજ પાંમી કે "ડ્રાઇવ" કશી બી ગીરદી વનાનોજ હોવાથી તે પોરયો તો બૉકસનાં હેઠાંણમાં પોતે હાલમાં નિરાંત કરીને બેસી ગયો હતો, ને તેથી તેઓને જરા એ જોઇ શકે એમ ન હતું.

તે બ્હાલો જવાંન દેખીતો ઘણો મોહ પામેલો જણાતો હતો. એ દીલખુશ ડ્રાઇવનાં પરીણામમાં આસપાસનાં ફુલોના બેહેકાત અને તરો-તાજગીભરી હવાના બાએસની તનમનની ખુશાલીભરેલી ઉશ્કેરણીઓને લીધે મનોહર નીના એટલી હદ સુધી દીલકસ દેખાતી હતી, તેના ગાલો પર એટલો બધો ગુલાબી રતાસ દોડી આવ્યો હતો, ને તેની આંખોમાં એટલી હદ સુધીની ખુશાલી નાચતી કુદતી નજરે આવતી હતી કે જાંણે તે માહબુબનાં જીગરનાં છેક ઉંડાણમાં તે ડોકયું કરી તેની લાગણીઓ વાંચી લેવા માંગતો હોય તેમ છક થઇ પૉલે તેના તે માહાબોખ્તાર સરખા ચેહરા સમું જોયા કરયું. તેં જાણે મીઠાસ, મોહબત, ખુશાલી, પવિત્રાઇ અને તનમનની શુદ્ધતાને જવાબ કરતી ઓશાકતુંજ એક જોવા જોગ દીલજીત ચીત્ર હતું !

તે પૉલની બાજુમાં—જાંણે તેની અરધી ગોદમાં તે બગીમાં

દબાઇને બેઠેલી હતી, અને પૉલે લીધેલી ચુમી પછી પોતાની ઓશક અને ખુશાલી તે છુપાવા માંગતી હોય તેમ ચેહરો તેનાથી ફેરવીને સામી પારે જોતી તે અરધી હસતી—અરધી ગંભીર બેઠી હતી. તે પોતે પોતાની લાગણીઓ સમજવા કે પોતાને સમજાવા કેવળ અશક્ત થઇ પડી હતી. તેણીને લાગ્યું કે ઠીએટરમાં કે ઑપેરામાં પૉલ તેની બાજુમાં બેઠેલો તેના ઉપર આટલી અસર કરી શકયો ન હતો—તે વખતે તો તે એ જવાંન પર કશું ખાસ કરીને ધ્યાન આપવા જેટલી બી લલચાઇ ન હતી, પણ આજે તે પોતેજ જાંણે પોતાનાં ડાહપણ ને પોતાની લાગણીઓ પરનો કાબુ ખોહી બેઠી હતી!

તે કેમે કરતાં આંખવીચામણું કરી શકી નહીં કે એ માયાળુ જવાંનના સુભાગ્ય સહવાસમાં તે એક જુદીજ ને નવીજ દુન્યા જોઇ વળી હતી, અને ત્યારે તેણીની મરજી ઉપરાંત તેનું દીલ તેની તરફ અતી ઘણું ખરાં દીલનાં હેત અને હેસાનમાં ખેંચાતું રહે તેમજ પૉલ અત્યાર તક વર્ત્યો હતો. તેણે પેહલાંથી તેને જરા એ બીહીત્રસાવી કે બેસબર બનાવી ન હતી. તેણે તેને ઢંગેધારે રેહવા દઇ ઘણી કાબેલ્યત અને કુનેહથી કામ લીધું હતું—અને, પરીણામમાં, તે મુકાબ્લોજ ન મળી શકે એવી આ એક પરીસુરત સુંદરીને અરધી ઉપરાંત અત્યારમાંજ જીતી શકયો હતો!

એ રીતે બીજો અરધોક માઇલ એ ધીમી ચાલે જવા પછી પૉલે રેકાબ ખેંચી ગાડી એકદમ ઉભી અને થંબ કીધી.

"આપણે અહીં ઉતરશું," તેણે કહયું. "આએ ટેકડીને મથાળે એક ઘણું નામીચું હોટેલ છે, જે તેની આસપાસની સીનરીને લીધે ઘણું વખણાયછ. આપણે તેના બગીચામાં જઇને થોડુંક રીફ્રેશમેંટ લઇએ, કે જે દરમ્યાનમાં મારા થાકેલા "બૉબી" ને બી જરા દમ ખાવાની આશાએશ મળશે."

નીનાને, એમ કહેતાં, તેણે ઉતરીને હાથ આપ્યો, ને તે છોકરી એક હરણીની ચપળતા ને સાબુત કદમ સાથે તેના હાથ પર ટેકો લઈ તરત એક કુદકે બગીમાંથી બાહેર આવી.

"મને બી હવે જરા ચાલવા ગમેછ," તેણીએ હસીને કહયું:

"બગીમાં બધા પગ જાણે સીવઇ ગયા!"—અને પછી પૉલની બગલમાં હાથ આપી તે તેના જોડે ટેકડી ચઢીને ઉપર ગઇ.

તે હૉટલ ખરેખરજ ઘણું ખુશકારક હતું. તે ઘણું ઉંચાણમાં આવેલું હોવાથી બાજુમાંની વિશાળ નદી અને દુરનાં શેહેરનો દેખાવ આંખે ચીતરી આવે એવી રીસમે રજુ કરતું રહયું હતું. તેનો બગીચો બી તેવોજ નાદર હતો, ને વરંદા પણ અતી ઘણો કુશાદે હતો.

તેઓએ બગીચાની કોરાંણે મુકેલી એક એકાંત જેવી ટેબલ કે જ્યાંથી વળી માઇલો સુધીનો હદસન તરફનો રસ્તો—"રાહીન ઓવ અમેરીકા"—ને નામે ઓલખાતો જોઇ શકાતો હતો તેજ પસંદ કરીને ત્યાંજ પોતાની જગ્યાઓ લીધી. ત્યાં તે પછી પૉલે કૉફી, કેકસ, આઇસ્ક્રીમ વિગેરે વરદી આપી મંગાવી લીધું, અને ત્યાર કેડે તેઓ નિરાંત કરી ત્યાં તે રીફ્રેશમેંટ લેતાં ને વાતચીત કરતા બેઠાં.

## પ્રકરણ ૩૪ મું.

"આહ, કેવો દીલપઝીર દેખાવ!" નીનાએ ખરાં જીગરની ખુશાલીથી પુકારયું; "ઓ, હું એ બધું જોવા પામવા વારતે કેટલી બધી ભાગ્યેશાલી ને કેવી તમારી આભારી છઉં!"

નમતા સુર્યનાં કીરણો વચ્ચે નીચાંણમાંની તે રાહીન નદીનાં પાણી આંખ ખુશીમાં ખેંચાઈ રહે એવી રીસમે ચળકતાં માઇલોના માઇલો સુધી જોઇ શકાતાં હતાં. બધે લીલોતરી અને ફુલપાનનો સહવાસ ચોગરદમ નજરે આવતો હતો. તેઓ બેઠાં હતાં તે ઉંચાંણમાંનો બગીચોજ મગજ ખુશીમાં તદન તર કરી નાખે એમ એક બેહેકબેહેકાતથી ભરપુર હતો.

"મારી આટલી મોટી ઉંમર થઇ," ગરીબ નીનાએ જારી રાખ્યું, "પણ મેં અત્યાર સુધી આવી ખુશનુમા જગ્યા કોઇ જોઇતી કે જાણીતી નહીં. અહીં રેહેવાનું કેટલું બધું નસીબદાર કેહેવાય! સહવારે બડી બામદાદે ઉઠીને આએ ઉચા વરંદાપરથીં ખુદરતનો એ નાદર નકસ નજરે જોવાનું ખરેખર કેટલું બધું ખુશકારક થઇ પડતું હોશે!"

પૉલ ખુશીથી હસ્યો.

"તમોને એટલું બધું અહીં ખુશ લાગેછ ને ગમેછ તેથી હું અતી

ઘણો ખુશી થયો," તે ભલા જવાંને કહ્યું. "ખરેખર તો કંઇ એટલું બધું છક થવા જેવું નથીજ, કેમકે દુન્યામાં એથી હજારો ઘણી બેહતર ખુદરતની ખુબસુરતીઓ તો થામેથામ ને થારેથાર જોવાની મળી આવેછ, પણ તમારો સ્વભાવજ એવો ઉલટમંદ છે કે તેને એમ મારી મદદથી સચેત કરી શકવા માટે હું ઓર બી પોતાને નસીબદાર જાણુંછ."

"તમોને એ મારી ઉલટ જોઇને અજાયબી લાગે એ બનવાજોગ છે, મી૦ પૉલ," નીનાએ કાંઇક દીલગીરીથી જવાબ કરયો. "અત્યાર તક મેં એટલી બધી નિર્ધનતા, મુફલસી ને કંગાલ્યત વચ્ચે ગલીચી ને ગંધારામાંજ મારી જીંદગી ગુજર કરેલી છે કે આવું કંઇ જોતાં હું કદાપી વધારે વેહેલી ઉસ્કેરાઇ આવતી હોવશ એમાં સંદેહ નથી. ઓ, ખરૂં માનજો કે આએ નવી જીંદગીનો એકજ સફો આએ કીસમનાં ડોકયાંથી જોઇ લેવા પછી મને જો તે મારી આગળી કંગાળ જીંદગીમાં પાછી હડસેલી દેવામાં આવે તો હું ગમે એટલી ધીરજવંતી ને સંતોષી છેઉં તોબી હવે મને લાગેછ કે તે જાતની મારી અસલ જીંદગીમાં તો હું હવે એક દાહાડો બી જીવી શકું નહીં!"

"પણ હવે તે જીંદગીમાં તમને પાછું જવું પડેજ શું કામ?" મી૦ પૉલ સીમન્સે વધતી હીંમતથી થોડોક જાહેર થતાં અને પોતાને જાહેર કરતાં કહ્યું. "બાડી આંખે જરા જોઇ લેવો કે પેલા ઉંચા વરંડાપર ઉભેલા ત્રણ જણાઓ એવા છક થઇને શું જુએછ! નહીં કે આએ આંખે ઉડીને વળગે એવા ખુબસુરત તાજા ગુલાબોનો ગુલબાગ; નહીં કે આએ આસપાસની લીલોતરીભરી ખલક; નહીં કે નિચાંણમાંની નદીની ખુબસુરતી? તેઓ તો તમારો જોતાં છક થયા વના રેહેવાયજ નહીં એવો મનમોહન મુખડોજ ટીકયા કરેછ, ને તે પુરવાર કરેછ કેની કે ખુદાની આએ બધી ખલકથી બી જયાદા જોવા લાયક તો પુનમના ચાંદ જેવો તમારો પોતાનો ચેહેરોજ છે?"

નીના ઓશકથી એકદમ લાલ થઇ.

"તમે એવી ઘેલી ગાંડી વાત મારી આગળ કરી કરી મારૂં માથું ફેરવી નાંખશો ને મને તકોબરીભરી કરી મેલશો," તેણીએ હસીને તેના હાથપર નરમાસથી પોતાનો હાથ મારી નરમ ઠપકાની ઢપે કહ્યું. "હું સુંદર હોઉં કે નહીં હોઉં પણ માહરે ને મારે ભુલી જવું જોઇતું નથી

કે હું એક ગરીબ મુફલીસ છોકરી તમારી દીલને ફક્ત એકાદ કલાકની નિર્દોષ મજાહ મારવા ઉતરી પડેલી છેઉં. રાત થશે તે આગમચ તો મને મારાં ગરીબ ઘેરનાં એકાંત ખુંણામાં પાછું ફરવાનું છે, ને સહવાર થતાં ન્યુસપેપર વેચવાનું મારૂં ગરીબ કામ પાછું જારી કરવાનું છે!"

"ને તમો ચાહો તો તેની બી હવે કશી જરૂર નથી," પૉલે હજી હીંમત કરી પુરતો જાહેર થતાં કહ્યું; "મોહબત, આએ જાતની મોજ મજાહ અને પૈસા વિગેરે જે ચાહો તે તમારી ખીદમતમાં હવે મોજુદ છે. ફકત તમારી દીલખુશ રજાનીજ ખોટી છે. નીના ડીઅર, જો મારી બાણી!"

અને નીનાએ ચમકીને જોયું. તેના અવાજમાં ઉશ્કેરણી અને તેના ચેહેરામાં સચ્ચાઇ વંચાતી હતી! તે ખરાં દીલના જોશ સાથ સઘળું ખરૂંજ કેહતો ને કેહવા માંગતો હોય એમ જણાતું હતું!

"હું હવે વધારે વાર મારી લાગણીઓ તાહરાથી છુપાવી નથીજ શકતો, નીની વ્હાલી," તેણે જુસ્સા સાથે એકરાર કરયો. "મેં તો તુંને જોઇ ને જોઇ તારી મુકાબ્લો નહીં મલી શકે એવી ખુબસુરતીથી હું છક થયલો છેઉં, ને તુંને ચાહતાં શીખ્યોછ. કેહે મને ત્યારે, તું મને કબુલ કરશે?"

નીના ચુપ રહી. તેની નજર નમી પડી. તે શો જવાબ કરે?

"હું કાંઇ ઘણો પૈસાદાર નથી," પૉલે જારી રાખ્યું; "કોઇ મોટો કરોડપતી નથીજ, પણ જે છે તે આએ મારી વ્હાલીને સદા અમન ચમનમાં મગન રાખવા માટે ઘણું બીસ્યાર ને જોઇએ તે કરતાં ઘણું વધારે પુરતું છે."

ઓ સુભાગ્ય! એથી બેહેતર નસીબદારી બીજી શી થઇ શકે? આ લખ્ખોપતી જવાંન તેને ચાહતો હતો—તેને, તે મુફલીસને! ને તેના કરોડપતી બપાવાની કશી વાત જાંણતો ન હતો, એટલે તે ભવિશના મોટા વારસાની ઉમીદના સ્વપ્નાથી લલચાયો કે ખેંચાયો હતો એમ પણ ન હતું. તેનાજ પાસે ખુદાનું આપેલું પુરતું હતું, ને એના આઇતા દલ્લાની તેને કશી તુંબા ન હતી. અને તે—આ દુન્યાનો ફરેશ્તો આદમી તેના જેવી ગરીબના હાથની ઉમીદવારી જો રજુ કરતો હતો તો તે તેનાં પોતાનાં

પોતાવત માટે નહીં તો બીજાં શાંને કાજે હોય ? અરે, તેણીને લાગ્યું કે, એવા પ્રમાણીક ને ખરા દીલસોઝ પ્યાર પર લખ્ખો આફ્રીન હોજો !

તે જવાબ કરી શકી નહીં. બોલો તે જે બોલવા ચાહતી હતી તે તેનાં ગલાંમાં ખુંટી બેઠા ! તેનો અવાજ રૂંધાઈ ગયો, તે નિચેથી ઉચું વટીક જોઇ શકી નહીં, અને તેની ઉંચી ડોક, ગુલાબી ગાલ—બલ્કે માથાંનાં તાલક સુધી તે એશકથી જોવાજોગ હદ સુધી તમામ લાલ લાલ થઇ ગઇ.

પૉલે પોતાની દાવાદારી રજુ કરતાં દીલની ઉસ્કેરણી વચ્ચે તેણીનો હાથ પોતાના હાથમાં ઘણી એસ્તવારી સાથે પકડી લીધેલો હતો, અને તેણીએ તે છતાં હાલમાં તે છોડાવી લેવાની જરા બી કોશેશ કરી નહીં, કે જ્યારે નીચે નમી પડેલી આંખ્યો ને સરેસ્તા કરતાં વધતાં જોશમાં ઉંચકાતી ને નમતી તેની છાતી ચુગલીખોર રવેસે તેણીના વહાલા પ્યારનોજ એક મુંગો અને બેબોલો જવાબ કહી સંભળાવતી હતી !

તે ખુશીનો એક છાકટ કરી મેલનારો ખ્વાબ હતો—એવો કે જો તે મોટાં હૉટેલમાં અવારનવાર આદમીઓ ફરતાં હરતાં નજરે આવતાં હતાં તેમના અદબનો ડર નહીં થતે તો પૉલ એક ઘડીની વચમાં તે માહાણુ-બને પોતાની પનાહ આપતી સીનેફરાખ ગોદમાં ખેંચી લઇ તેને ચુમીઓના એક વરસાદથી આજેજ કરી મેલતે ! હાલ તો તે ફક્ત છાકટ ખુશી સાથે તે ચંદ્રસમ ચેહેરાપર પ્યારથી જોઇ રહ્યો, અને પોતાના હાથમાં પકડેલા તે નરમ નાજુક પ્યારા હાથ સાથ પ્યારથી રમ્યા કીધો.

"તમોને હું મારી જીંદગીનો હેવાલ કેહી સંભળાવા માગું છ, પૉલ," અંતે નીનાએ પોતાની લાગણીઓપર કાબુ મેળવી લઇને ધીમા સ્વરે કહયું. "તમે હજી મારા જન્મને લગતી એક જાંણવા જોગ હકીકત કશીજ જાંણુતા નથી."

"ને તે કેહતાં જો તને જરા બી દીલગીરી કે દુઃખ થતું હોય તો તે જાંણવાની મને જરા એ દરકાર બી નથી, વ્હાલી," પૉલ સીમન્સે હેતથી જવાબ કરયો. "હું આએ મીઠી આંખોમાં આંસુ જોઇને ખમી શકવાનો નથી. એવી દુખની વાતોને આપણી દુરથીજ સલાંમ. આપણે હાલ તો પ્યારની મીઠી મીઠી વાતોમાંજ મઝાહ મેલવશું."

"પણ માહરે તે વાત કેહવીજ જોઇશે."

"જો તાહરી મરજીજ છે તો હા," પૉલ તરત એકમત થયો. "એટલુંજ, ડારલીંગ, કે દુખની વાત હોય તો વગર અગને લાંબુ કરતી ના. હવે તાહરાં દુખના બધા સીહા દિવસો તારી જીંદગીમાંથી ભુલઇ ને ભુસઇ ગયલા જાંણુજે. એ એક ગઇગુજરીનો નાપસંદ સ્વપ્નો માત્ર સમજી લેજે. હાલના સુખી હૉંગામને દુખની તે યાદોથી દર્દમંદ બનાવા કોઇજ જરૂર નથી. એમ તો મારી જીંદગીનાં તડકાંમાંથી બી ઘણીક વાદલીઓ પસાર થઇ ગેઇછ ખરી, પણ મેં તે નાપસંદ ગઇગુજરીની યાદ સંતોષથી વીસારી આપીછ."

"અને તોબી મારી વાત તો તમારે એક વખતે મન કહણુ કરીને બધી અવલથી આખર તક સાંભળી લેવીજ પડશે," નીનાએ ઓજરખ્વાહીથી માંગી લીધું. "કમકમતા ના, વાહલા પૉલ, પણ આએ ન્યુસપેપરનું કામ લીધા આગમચ મને ખાવાનું વટીક ભીખ માંગીને એક વખત તો મેલવવું પડયું હતું !"

અને ત્યાર પછી સાચી નીનાએ તે પોતાની બધી વીટક વાત સવિસ્તાર તોબી બન્યું એટલું ટુંકમાં તે શ્રીમંત નાણાવટીને કહી સંભળાવી, જે તેણે ઘણાંજ એકાગ્ર ચીતથી સાંભળી. તે વચ્ચે વચ્ચે "અરે—અરે !" ને "ચટ—ચટ !" નાં હુંકારા આપતો, અને ઘણેક ઠેકાણે નીનાને ઘણી ધીરજ આપવા જેવુંજ કહી સંભળાવતો. ટુંકમાં, તે બધું ખરાં દીલની કાળજીથી, હેતથી ને ધ્યાંનથીજ સાંભળતો હતો એમ જોઇ લેવાનું જરા એ મુશ્કેલ થયું નહીં.

"દીસ્તુંજ છે કે તારો બપાવો તારી મરનાર માયને ઘણો ચાહતો હોશે," પૉલે એ સઘળી વાત સાંભળી લીધા કેડે કહયું, "પણ હું જે સમજી નથી શકતો તે એ કે જેને તે એ ફીસમે ચાહતો હતોજ તેનાંજ બચ્ચાં પર તેણે આટલો આજાબ કેમ ગુજરવા દીધો હોશે? તેમ કરવા તેની છાતીજ કેમ ચાલી હોશે ? તાહરી પરની આટલી બધી હાયવેલાની વાત કેપટન વીલીસ જેવા સતાધીકારીએ સતાચાર ફીસમે તેને લખી વાળવા છતાં એ ધસેલા હાંખરાનું એક રૂવું બી પસીન્યું નથી તે સાંભળીને મારી તો જાંણે અજાયબીજ ભાગતી નથી !"

"ખુદા એવણને માંફ કરે !" નીનાએ આંસુઓ વચ્ચેથી કહયું. "મેં કેવી કાકલુદી ને મીનતજારીઓનાં બધાં ઉપરાસાપરી કાગલો લખ્યાં

કે હવે મારી ખરચી તતંજ ખુટી ગેઇછ, મને નોકરી બી કંઠે કશી રીતની મળતી નથી. ને તેથી મારા પર જરૂર દયા કરો. કેપટન વીલીસે મને નીરાધાર થંડીમાં થથરતી ને મરવા સુતેલી એક જાહેર બગીચામાં પકડી કાઢી તે બી તેવણે બિચારાએ પોતે બધું લખ્યું, ને તોબી એવણને જરા બી દયા કે શરમ આવીજ નહીં હોશે?"

"એ એક ઘણુાજ કરપીણુ કસમ ને દલીદ્ર કીનાની કેફયત છે," પૉલે ગુસ્સાથી કહ્યું. "બાપ ને બેટો બંને એકજ અબળાને ચાહતાં શીખે એ ઘણુંજ કફોડું છે, મગર તેનાં પરીણામ છેક આએ હદ સુધી પોહોંચે એ તો એક ખરા ગજબનીજ વાત થઇ!"

"એ એક ખુદાને ઘેરનો શ્રાપ હોવોજ્જોઇએ," નીનાએ ગમખારીથી કહ્યું. 'બાપ ને દીકરો એકજ છોકરીને ચાહવાના ઝગડામાં ઉતરે એ પેહલી નજરે હસવા જેવું ને રમુજી છે, પણ મારા કેસમાં તો તેથી જે સત્યાનાસી વલી ગેઇ તેની જાણે હદજ નથી!"

"હવે આપરે એ બધી વાટ દાતી દહશું," પૉલે પાછો સેટપર આવી જતાં કહ્યું. "દેખઇતું છે કે એ ડોસાજી તરફથી હવે તો ત્યારે તાહરે એક પાન-પાવલાની બી ઉમીદ કરવાની ને રાખવાની નથી. ને ખુદાની બક્ષેશથી હવે તે વાતની તુંને કદી ગરજ કે તુંબા બી રેહવાની નથી. હવે હું તારી બાજુમાં છેઉ. અત્યાર સુધી દુખની દુન્યા સાથની તાહરી લડત તું બિચારી એકલે હાથે લડીછ, અને આવી ફત્તેહમંદીથી લડીછ. તાહરા જેવી સખત નાચારીમાં તાહરી કાસમે નીતીમાં એસ્તવાર, સાચી ને સાબુતકદમ રહેવાવાલી છોકરીઓ કોઇજ થતી હોશે. હું જોઉછ, વાહલી, કે તું લાખ નેકમાં એક છે, ને તેથી આએ તારી બધી વીટક વાત સાંભળવા પછી તાહરે માટેનાં મારાં માન ને ચાહામાં લખ્ખો મરતબા વધારે વધારો થઇ પડયો છે. આપણે હવે બેઉ સુખીજ થઉં, નીની. હજી આપણે બેઉ જવાંન છઇએ, બેઉના ટેસ્ટ લગભગ એકમલતા છે, બેઉના સ્વભાવ એક છે તો પછી દીલ એક થતાં વાર થયો નથી તેમાં અજાયબી કોઇ નથી. કેમ, ખરૂં કેની?"

"ચપી જાઓ!" નીનાએ શરમાઇને વાત ઉડાવતાં કહ્યું. "જુઓ સાંબેથી લેડી સાઇકલીસ્ટોનું એક ગંજાવર ટોલું આએ બાજુ આવેછ. ઓ, બાપરે, કેટલી!"—અને ઉલટમંદ ઉબી થઇને તે ઉંચાણને લગતા કટેરાપર

ટીંગાઇ તે રૂપસુંદરી નિચાણમાં દુરથી એકેકપર ગબડી આવતી તે જવાંન બાનુ સાઇકલીસ્ટોની ઉલટમંદ ટોળીને જોવા લાગી.

તેઓ બધીઓ એ હોટેલ તરફજ ધસડાઇ આવતી હતી, અને જરા વારમાં તો એ ગરબડયાં ટોળાંથી તે એકાંત હૉટેલ બધું ગાજી વાજી રહયું. તેઓની વાતચીતનો ને મોટે સાહદે હસવાનો અવાજ તેઓ કેવી આસુદી કસરતની મોજ ભોગવતાં આટલે લાંબે છેટે નિકળી આવ્યાં હતાં તેની જાણે પુરવારી પુકારતો હતો.

બધાંના ચેહેરા તે તરોતાજગીભરી હવાથી લાલ લાલ થયલા હતા. તેમાં બધીઓ જવાંન હતી, પણ તરેહવાર ચઢઉતર ઉંમરની અને ખુબસુરત હતી. તેઓ ધસડાઇ આવતા વંટોલ્યાની અદાથી તે ઢળ બાઇક પર ઉતરી આવતી હતી ત્યારે તેમને દુરથી જોવાનું ઘણું દીલપઝીર દેખાતું હતું. તેમનાં રંગબેરંગી બ્લાઉઝ અને હવામાં નાચતાં સ્કર્ટ, અને વળી ઘણીકનાં માથાંના છુટા બાલ વિગેરે ઘણું જોવાજોગ દેખાતું હતું.

---

## પ્રકરણ ૩૫ મું.

"કેવું મજાહનું લાગેછ!" પૉલે ખુશીથી કહ્યું. "એક ખુબસુરત અબલાને બધી ગ્રેસ સાથ બાઇકપર ગબડી જતી જોવાનું બાજે વખત કેટલું ખુશકારક થઇ પડેછ!"

"એક ખુબસુરત અબળાને બધી ગ્રેસ સાથે બાઇકપર બેસવાનું તેને પોતાને વાસ્તે વધતું ખુશકારક પુરવાર થતું હોશે," નીનાએ હસીને કહ્યું.

"હું કાલ ને કાલ તુંને એક બાઇક અપાવશ," પૉલે દીલસોઝ હેતથી જવાબ કરયો. "હું પોતે એક અચ્છો સાઇકલીસ્ટ છેઉં, ને તુંને શીખવવાનું મને કશુંજ મુશ્કેલ થવાનું નથી. પછી આપણે સાથે લાંબી લાંબી સૈહેલઘાહે નિકળશું તો ઘણી ગમતં પડશે.—મગર એ બધી વાત હાલ જવા દે. મને તેં તાહરો ખુલ્લા બોલોના એકરાર સાથે જવાબ આપ્યો નથી, નીની ડીઅર? મેં તુંને કહયું કે હું તુંને ચાહુંછ. તારી કંપની મારી જીંદગીને લગતી સાહનુમા રોશની પુરવાર થશે. તાહરે ખાતર જો મને સગાંવાહલાં ને આખી દુન્યા વટીક ત્યાગ કરવા પડે તો તે હું હજારો

ખુશીથી કરશ. ટુંકમાં, નીની, હું તાહરા વગર જીવી શકવાનો નથી—અને ત્યારે તેના જવાબમાં, વાહલી, તાહરો પોતાનો કંઇ જવાબ ?"

"હું મારો જવાબ કેમ આપું ને શું આપું ?" નીનાએ ઓશકથી કહ્યું. "આપણી અરસપરસ ઓલખપીછાંણ થવાને પુરા ચાર દાહાડા બી થયા નથી, અને ચારજ દાહડાના અરસામાં આપણે પ્યારની ને પરણવા અદરાવાની વાત કરવા પડયે તે શું બેહુંદું નથી ? હું તમારાં હેસાંનોને બે-કદર કે બેદરકાર નથી—તમારી આટલી બધી મેહેરબાંની કંઇ કમ છે ? મગર મારે હાલ એકદમ હા નહીંજ કેહેવી જોઇએ. હું માંગી લેઉંછ કે હજી એક મહીનો વધારે તમે મારા સંબંધમાંની તમારી પોતાની લાગણી તપાસો. તેટલાં આપણે આએજ મુજબ અવારનવાર મલતાંભેટતાં રેહીશું, ને હું મારી દુકાંણ ચાલુજ રાખશ ને સમાલ્યા કરશ; ને પછી એક મહીના બાદ બી તમારી લાગણી મારે વાસ્તે એવી ને એવીજ રહે તો—તો હું તાબે છઉં."

પણ એ એકાએક શું થયું ? શું નીનાનાં એમ માંગી લેવાથી પૉલ સીમન્સને કાંઈ માઠું લાગ્યું હશે ? તે ઘણો ઉશ્કેરાયલો દેખાયો ! તે એકદમ ઉઠીને ઉભો થયો, ને નીનાને એકલી છોડી વિચારવંત અદાથી ઉપર નીચે તે બાજુએ ફેરા ફરવા લાગ્યો. એ શું થયું ?

નીના ઝબકી ઉઠી, ને તે હવામાં ટીકતો એકલો વિચારવંત ઉભો હતો ત્યાં ગઇ.

તેણીએ નરમાસથી તેનાં ખભાંપર હાથ મેલ્યો, ને ધીમેથી પુછ્યું, "તમને મેં કંઇ ગુસ્સે કીધા, પૉલ ? તમારી દરખાસ્તના જવાબમાં સમજાવીને મેં જે કહયું તેથી કંઇ તમને માઠું લાગ્યુંછ વારૂં ?"—અને કાકલુદીથી વધારયું, "મને તમારાં હેસાંનોને જુઠી જાંણવાની ભુલ કરતા ના. હું આપણાં બેઉનાં ભલાંમાંજ એ માંગી લેઉંછ. ત્રણ દાહાડામાં આપણે પરણી જવા એકમત થઇએ તે જાતની ગેરકાયદે ઉતાવલમાં શાનપત નથી, ને આપણે બેઉ અરસપરસ સાચાંજ છઇએ તો પછી થોડી વધતી ધીરજ રાખવાથી બીગડવાનું કશુંજ નથી."

આ કાકલુદીથી તરત ધારેલી અસર થઇ. તેના ચેહેરા ઉપરની ગંભીરતા બદલે ઉદાસી એકદમ ઉડી ગઇ, અને આસપાસ કોઇ નહીં હતું તે એક ઉતાવલી નજરથી જોઇ લઇ તે વહાલા જવાંને તે રૂપસુંદરીને હેતથી પોતાનાં પાસાંમાં ખેંચી તરત એક મીઠી ચુમી કરી લીધી.

"તાહારાં ડાહપણુ ને તારી નીતીને ધન છે, નીની," તેણે જુસ્સાથી કહયું. "જા, મારે કબુલ છે. હું તો ખાસકરીને યોગ્યના જેવી એક બી જરૂર જોતો નથી, કેમજે અત્યારમાંજ આપણે અરસપરસ એકમેકને પુરતાં ઓલખી ચુકયાંછ, પણ એમ ઢીલ કરવાથીજ જો તારાં પ્રમાણીક જીગરને તસલ્લી મળી શકતી હોય તો જા, ડારલીંગ, મારે એ બી માન્ય છે. જાણે સરજતેજ આપુને એકમેકને વાસ્તે નીર્માણ કરી અજબ જેવી રીતે ને તદન નહીં ધારેલી રવેસે એકઠાં મેલવ્યાંછ. તેં મારા રસ્તામાં મોહબતની મીઠાસભરી નુરાંણી પાંથરી આપીછ, ને તું વ્હાલી પોતે ગમે એવી મીઠી, ભલી ને સદગુણી છે મગર તું બી આખર પણ એક અબળા છે, ને એ જાતના પાક ને પ્રમાણીક પ્યારથી બાકાત તું કદી રેહવાની નહીંજ હતી. તું બી કબુલ કરેછ કેની, ડીઅર, કે તાહરી જીંદગીના સુનકાર અને અંધારા રસ્તામાં મેં મારી શામીલગીરી આપીને તાહરે વાસ્તે તે વધતો ઓછો તેજસ્વિ ને ખુશનુદ કરયોછ?"

"તેમાં શું શક છે, પૉલ ડીઅર?" નીનાએ હેતથી ને હેસાંનથી કહયું; "કેવી મારી એકલી એકાંત જીંદગીમાંથી મને બાહેર લાવી એક નવીજ દુન્યાના કેવા કેવા તમે કીંમતી અનુભવો મને મેળવી આપ્યાછ! હું જે બીહુંછ તે એજ કે મારી સાથની દોસ્તી જુની થતાં મારા જેવી એક નાવારેસ મુફલીસ પછવાડે એટલો બધો પૈસો ખરચવા વાસ્તે તમો વાહલા દીલગીર થશો ને પસ્તાવો કરશો, અને કદાપી-કદાપી મારા જેવી એકની કુંપનાથી કાયર થઇ ખરતા થઇ જશો!"

"કદી બી નહીં!" મી૰ સીમન્સે ગરમ જુસ્સા સાથે જવાબ કરયો. "એ તારી બધી ફીકરો બેવજુદ ને ખ્યાલી છે. મારૂં માન ને મારી થા. હવે પછી એક સદા સુધી માટે હું તાહરો-તું મ્હારીજ છે."

"એક મહીનો, વ્હાલા, એકજ મહીનો વધારે," નીનાએ પાછું દાનાઇ સાથે માંગી લીધું;—અને ઓ, તે સુખની પલો! તેની અરધી ગોદમાં દબાયલી તે મોટા વીશાળ બગીચાનાં એકાંતમાં તે એકલી ઉભેલી હતી ત્યારે તેનો આત્મા ખુશીના એક ખાબમાં સરઅસર ગરક ગયો હતો. તે ચુંમીઓની થોડીક આપ લે તે માહબુબના પવિત્ર આત્માની શુદ્ધતા ને અશોઇને વટીક બની શકે તો ઓર બી જ્યાદા પાકીજગીજ પુરી પાડતી તેને પોતાને લાગતી હતી!

"મારે એ લગન માટે ત્યારે હવે મારા બપાવાની મંજુરયાત મંગાવવી પડશે," નીનાએ કહયું; "તેવણે મારો કશીજ સ્વિકાર આજ તક કરયો નથી એ ખરૂં, પણ તેવણનાં હકદાર બચ્ચાં તરીકે મારે એ મારી જીંદગીના મોટા બનાવથી, મારી ફરજ છે તેમ, તેવણને વાકેફગાર કરવાજ જોઇશે.—પછી ભલે જોઇએ તો તે કાગળ બી તેવણ કચરાની ટોપલીનેજ સપુર્દ કરે ! તમને લાગેછ કેની, વાહલા, કે તેવણને ખબર આપવાની મારી ફરજ છે ?"

પણ વળી એ સાંભળતાં પેલીજ ચીન્તાતુર વાદળી તે સોહામણા જવાનના મનોહર મુખડા ઉપર પાછી ધસી આવી ! તે વળી પાછો જરા જર્દ ને જંખવાણો થયલો દેખાયો, અને કાંઇક ખોખરે સાહાદે બોલ્યો, "હું તો એમ કરવાની એક બી જરૂર જોતો નથી, નીની મારી ડારલીંગ. એવા એક સંગદીલ ડોકરાની ત્હારે હવે તું બા કરવી ને રાખવીજ શું કરવા જોઇએ ! તે તો એમજ સમજશે કે વળી એ રસ્તે તું તેને થોડુંક ચીરવા ને નીચવવા ચાહતી હોશે."

"તે બી બરાબર છે," થોડાક વધતા વિચાર પછી નીનાએ એકમત થતાં જવાબ કરયો; "ત્યારે હું કેપટન વીલીસનીજ રજા લેવશ. તેવણ બી મારા ઘણા મેહેરબાન ને એક ખરા મુરબી જેવાજ છે.'—અને જરા થોભીને—" ઓ ખુદા, જુઓની, પૉલ મારા જેવી અભાગની કોઇ બી બીજી હોશે ? કોઈ એક બી અંગત સગુંવાહલુંજ નહીં, કે જેની મારી જીંદગીના એ મોટામાંમોટા બનાવ વખતે બી હું રજામંદી કે સલ્લાહ શોધી શકું ?"

"એમાં કોઇની બી સલ્લાહની હવે કશી જરૂરજ નથી," પૉલે ભાર નાંખી જવાબ કરયો; "હવે હું સદા ત્હારી સાથમાં છેઉ, મારી નીની, અને મારો પ્યાર છે તો તું દુન્યામાં કોઇને વાસ્તે કે કશાંને વાસ્તે કશી રીતે હવે મોહતાજ રેહનાર નથી."

તે માહાળુએ અખંડ હેત ને હેસાંન સાથે આએ મુલ નહીં થઇ શકે એવા સધ્યારા થકી તે વ્હાલા જવાંનની આંખોમાં જોયું, કે જ્યારે ખુદાને બાર ખરી શુકરગુજારીની એક ટુંક બંદગી તેનાં જીગરનાં ઉંડાંણમાંથી આ નહીં ધારેલી નવાજીશ માટે તે પોતાના હોઠદવારા મોકલ્યા વના રહી શકી નહીં.

તેઓ મોડી રાત સુધી તે હૉટેલના ઉંચા વરંડાના એકાંતમાં રહી ગયાં. તેઓ ત્યાંજ જમ્યાં. નીનાને એ જગ્યા એટલી બધી ખુશકારક લાગી કે ત્યાંથી ઉઠવા જાણે તે સુંદરીને મન થયું નહીં, અને તે સુંદરતાની દીલખુશ કુંપનીમાં પૉલ સીમન્સને એટલી મજાહ મલતી રેહતી હતી કે તેણે ત્યાંથી જવાને કશીજ ઉતાવલ કરી નહીં. પરીણામમાં, તેથી, તેઓ બંને ત્યાંજ જમ્યાં, ને છેક નવ વાગતે ખાઇ જમીને તૃપ્ત બનેલાં ઘર પાછાં ફરવા નિકળ્યાં.

ચંદ્રમા એ વખતે આકાશમાં પુર બાહાર સાથે પ્રકાશતો હતો, ને તે ધોલા દીસ સમ ચંદરણીમાં તે બગીમાં ઘર પાછું ફરવાનું તે બંને માટે ખરેખર તેટલુંજ ખુશકારક હતું. હવે નીના ગોયા એક પાક સમજુતથી શ્રીમંત બેંકર મી૰ પૉલ સીમન્સની અદરાયલી અને હકદાર ધણ્યાંણી હતી. તેઓ અરસપરસ એકમત થઇને પોતપોતાનાં ભવિશનાં સાથી તરીકે એકબીજાંને કબુલ રાખી અને કબુલ કરી ચુકયાં હતાં, અને તેથી તેમની તે રાતની બધી વાતચીત, અલબતાં, એક ચલકતાં ભવિષને લગતીજ હતી.

પૉલ બીજેજ દિવસથી નીનાને દુકાંણુ કાઢી નાંખવાનું કેહેતો હતો, ને નીના તે બાબે જરા આનાકાની કરયા કરતી હતી. "એ મારો સ્વતંત્ર ધંધો એટલી ઉતાવલમાં તમો બંધ ના કરાવો, પૉલ ડીઅર," તે માંગી લેતી હતી; "લગન પછી એ બધું થઈ રેહશે?"

"પણ હવે લગનમાં બી ઢીલ થવીજ નથી તે તો આપણે નક્કી કરી ચુકયાં કેની, નીની?" પૉલ તરત ગલે પડયો. "આપણે થોડી લગન પર ધામધુમ કરવાનાં છઇએ કે તેડાં ઇજન કરવાનાં છઇએ જે તેની વાત? આપણે "સીવીલ મૅરેજ" કરી લઇશું. કોઈ બી અધીકારી આગલ જઇ આપણે વરબૈયર થવાની સરટીફીકેટ મેલવી લેઈશું."

"મને તે ગમતું નથી, વ્હાલા," નીનાએ એ સાંભળી તરત વાંધો કરયો. "હું કંઇ એ વાતમાં ઘણું સમજતી નથી, પણ હું એટલું તો જાણુંછ કે દેવલમાં પાદરીઓ હસ્તક જરૂરી ક્રિયાઓ વગરનાં થયલાં એ જાતનાં લગન જોઇએ એટલાં હકદાર લેખાતાં નથી. પાછલે દાહાડે એવાં લગનથી પરણેલી ઘણીક બિચારી નિરદોશ અબળાઓ ફસી પડેલી મેં સાંભળેલું છે. તેનાં કે તેનાં બચ્ચાંના હક તે પરણનાર ધણીનાં

સગાંવાહલાં કદી બી સ્વિકારતાં નથી, ને આયંદા કોર્ટ દરબારની દેવડીએ તે બધું ફેસતા ફજેતવાડા જેવુંજ થઇ પડે છે."

"પણ મારાં તો કોઈ સગાંવાહલાંજ નથી કે જે પાછલે દાહડે તારા હકો માટે વાંધો કરે કે લડત ચલાવે?" પૉલે સમજાવ્યું. "વળી હું મારૂં વીલ એવી મજબુતીથી ને સંપુર્ણ રવેસે કરી જવશ કે એવી કોઇ બી ફકર તહારે રાખવાની જરૂરજ રેહશે નહીં!"

"તોબી મને તો સરખી ઢપનાં લગનજ ગમશે," નીનાએ હસીને માંગી લીધું. "પાદરી આપણા હાથ મેલવી આપણને સદાનાં એક કરે તેના જેવું બીજું કંઈજ નહીં. તમે કંઇ તેને લગતા ખરચને વાસ્તે તો વાંધો કરતા નથીની?"

"હું તાહરા સંબંધના કોઇ બી ખરચની કદી વાંધો કરૂં નહીં," પૉલે કહયું, "પણ એ ખરચ તો મારાં મતથી ફોકટ ફેંકી આપવાનો છે; મગર તહારી મરજીજ છે તો જા, મારે કબુલ છે. તું કહે તો ચર્ચ ઑફ ઇગ્લાંડની ક્રીયાવીધી મુજબ લગન કરવા હું તાર કરીને ઠેઠ લંડન વેરથી ખાસ કોઇ ઇંગ્રેજ બીશપને ક્રીયાકામ કરવા તેડાવી મંગાઉં? એવું તો આએ અમેરીકમાં કોઇ લગન અત્યાર સુધી થયુંજ ન હશે, કે જેની ક્રીયા માટે ખરચ ખાતો કોઇ ઇંગ્રેજી બીશપને છેક ઇંગ્લાંડથી ખાસ પકડાવી મંગાવવામાં આવ્યો હોય?"

"તેનો ઘણો ખરચ થતો હોશે?"

"વળી ખરચ નહીં થાય, વ્હાલી? મગર તહારી રાજી ને મરજી આગળ મને ખરચનો કોઇ મુજાકોજ નથી," પૉલે પાછો જવાબ કરયો.

"નહીં, ત્યારે તેટલી હદ સુધી જવા જરૂર નથી," નીનાએ મત આપ્યું; "મને કંઇ બી દેખાદેખીની લોકોને બતાવાની ધામધુમ કરવાની નથી—મને ભપકાનું કંઇજ જોઇતું નથી; મને તો ફકત ખરી ક્રીયાનાં કાયદાસરનાં લગન થાય તેજ જોઇએછ ને તેજ ગમેછ."

પૉલે એ સાંભળતાં નીનાની કાંઈક અજાયબી વચ્ચે એક નીસાસો ખેંચ્યો, ને વગર અગતે ઘુમાવીને તે તેજી અસ્પને એક ચાબુક ફટકાવ્યો, કે જેનાં પરીણામમાં તે અસીલ જાનવર ગુસ્સો કરી તે બગી લઇ ચારે પગે ન્હાસવા પડયું!

# પ્રકરણ ૩૬ મું.

"તાહરા એ બાબેના વિચારો ઘણા વિચીત્ર છે, નીની," તે જવાંને થોડેક વારે થોડાક અણુગમાથી પાછું કહ્યું. "એ ક્રિયાઓમાં કેટલુંક નબોજુ છે. પરણુતી કન્યાઓને આપવામાં આવતા કસમોમાં ને બોલાવામાં આવતાં વાક્યોમાં એવું કેટલુંક વાહીયાત છે કે જે—"

"શું—ધણીની જીંદગી સુધીની વફાદારી ને તાબેદારી કરવાનું એ લોક બોલાવેછ તે?" નીનાએ અજાયબીમાં પુછયું.

"હા; તેની જરૂર શું છે?" પૉલે તકરાર ઉઠાવી; "એક સુધરેલા વિચારના જવાંન તરીકે હું એ જાતના કસમની વિરૂધ છેઉં. તહારે એ જે કરવાનું છે તે તહારાં દીલનું છે—નહીં કે કસમની ફરજનું? બે જીવ પ્યારમાં એક થાએ તેમને એવા ફાર્સીકલ કસમોનાં ઢોંગની કોઇ જરૂરજ નથી."

"હું કાંઇ એ કસમોની હીમાયત કરતી નથી, વ્હાલા, ને તેમ એ કસમોમાં એટલું ગેરકાયદે હું કંઇ પોતે જોતી બી નથીજ," નીનાએ સમજાવ્યું; "પણ હું ઈંગ્લાંડની વતની છેઉં, ને મારી નેશનની રૂઢી મુજબનાંજ મારાં લગન થાય તે મારા જીગરના સંતોષ વાસ્તે હું ઘણું જરૂરનું સમજું છું."

"મારે મંજુર છે," પૉલે વળી નાખ્તીથી કહયું. "હું તુંને મારી મરજીને શરણ થવા ફરજ પાડવા મુતલગ ચાહાતો નથી. મારા વિચારો ઘણા સુધરેલા ને આગળ વધેલા છે ખરા, પણ જે મને મારી જીંદગીની જોત જેવી પ્યારી છે તેને રાજી રાખવા હું એ વાતના મારા વસવસાને વશ કરી લેવશ, ને કાલેજ તહારી મરજી મુજબની ક્રિયાકામ સાથનાં આપણાં લગન થઇ જાય તેની ગોઠવણ કરશ."

"કાલેજ!"

"હા, કાંએ નહીં? ભલાં કામમાં ઢીલ કેવી!" પૉલે વળી તકરાર ચલાવી. "હારૂં આએ કંગાલ કામ મેલાવી દઈ તને મારા પૈસાટકા ને મારી જીંદગીની મુખ્ત્યાર બનાવા હું અતીઘણો ખંતી ને ઉતાવળો છેઉં. તારા આએ પ્યારા હાથ એ જાતની મજુરી ને ખડતલપણાં વાસ્તે સરજાયલાજ નથી, અને તેથી આવતી કાલેજ એવા એકની તું પુજ્ય પરણેતર

થશે કે જે ત્હારી બાકીની જીંદગી ત્હારા અસલ જનમની મોટાઇનાંજ બધાં અમનચમનભરયાં સુખમાં જાય એવી ગોઠવણુ કરવા પોતાનો બધો જાન પટકી નાંખશે."—અને ભલી સુંદર નિર્દોષ નીનાએ હેતનાં આએ બધાં પ્રમાણીક જોશ ને જુસ્સાદાર સધ્યારાનો કેવાં હેસાંન સાથે વળતો જવાબ કરયો તે બધું અત્રે વીગત સાથે વિસ્તારીને કહ્યા વના ચાલશે. લગન એક મહીનો તક મુલતવી રાખવાનું તેનું ડાહપણ વડીક આ દીલસોજ સમજાવતની પ્રબલ અસરમાં દુબી ગયું!

* * * * * *

તે રાત્રે નીના નિરાંતની ઉંઘે ઉંઘાંઇ નહીં. તેની જીંદગીમાં મોટાંમાંમોટી ઉથળપાથળ કરનારા દિવસની એ આગળી રાત હતી, ને પરણુતી છોકરીઓ એ રાત્રે નિરાંતથી. સુખે સુઇ શકતીજ નથી એ તો જગજાહેર બીના છે.

તે વળતે દિવસે સકાળે ઉઠી. તેને તેનું કામ બંધ કરવાનું હતું. તેજ મકસદની પૉલે ગોઠવણુ અને ફરમાસ કરી હતી. તેણીએ દુકાંણુ બધી મોકુફ કરી પરવારી જવાનું હતું, અને એક અઠવાડયું ચાલે એટલાં નવાં કપડાં વસાવી લેવાનાં હતાં, કેમજે સાંજે એક ઇંગ્રેજ પાદરી હસ્તક લગન થવાનાં હતાં, ને તેજ રાત્રે ફીલેડેલફીયા તરફ "હનીમુન" ગુજારવા તે નવું પરણેલું જોડું ઉપડી જવાનું હતું.

તે જે પાસેની દારૂની દુકાંણુવાળાનાં પેટાંમાં પોતાની દુકાંણુ રાખતી હતી તેને જઇ મળી, ને ગાસો પરના રતાસ સાથે પોતે પરણી જતી હતી તેથી હવે દુકાંણુ ભાડે નહીં રાખી શકવાનું કહી આંગપર એક ભાડું આપવા માંગ્યું, પણ તે ધરવાળાએ તે લેવા સાફ ના કહી. તે એ ભલી ને ખરી નીતીમાન છોકરીના અચબુચ થયલા ભાગ્યોદયથી ઓર પોતે એટલો ખુશાલીમાં આવી ગયો કે તરત ચંપીનની બાટલીઓનાં તેણે માથાં ભાગ્યાં, ને પોતાના આદમીઓને બોલાવી તે ફીણુથી ઉભાતો શરાબ નોશ કરતાં તે બધાઓએ નીનાને સુખ અને આબાદી ચાહી લીધાં, કે જે પછી નીના પોતાની ઉતાવળી ખરીદીઓ માટે હર્ષીત જીગરે બાહેર પડી.

ત્યાર કેડે સાંહાંજે તે તૈયાર થઈ પોતાના ભવિશના ભરથારની વાટ જોતી બારણુંમાં ઉભી. તેનો તમામ પોશાક પગથી માથાં સુધીનો તદન નવો હતો. પૉલની ખાસ ખાહેશ મુજબ તે ડીસંત ચેહેરાથી તૈયાર થઈ

હતી. ભપકાભરેલું કે ટેસ્ટનું ખુંન કરેલું તેમાં કશુંજ ન હતું. તે પરણુવા જતી હતી એમ લોક જાંણી કે માની લીએ તેવો બી તે પોશાક ન હતો. પૉલની ખાસ ખાહેસને માન આપી તેણે એ બાબે કશીજ ઘોંઘાટ થવા દીધો ન હતો, અને તે છતાં તેણીએ જે સાદો સણુગાર સજ્યો હતો તેમાં પણ તે શુક્રના સેતારા સમાન દીપતી અને શોભતી હતી. તેણીનો અસબાબ બધો એક મોટી ટ્રંકમાં સમાવેલો પૉલના આદમીઓ આવીને ફીલેડેલફીઆ ખાતે રવાના કરવા રેલપર ચઢાવી ચુક્યાં હતાં.

સાંહાંજે સાડા પાંચને શુમારે પૉલ એક જોડીની બંધ લેન્ડોમાં આવ્યો. તે એક કુદકે ગાડીમાંથી બાહેર આવ્યો, નીનાને અંદર કુદી જવા હાથ આપ્યો, ને પછી પોતે બેઠો એટલે કોચમૅનને કહી મેલ્યું હશે તેમ તે ગાડી તાબરતોબ ત્યાંથી ઉપડી ગઇ.

ગાડી બંધ હતી, ને તેનાં એકાંતમાં પૉલે નીનાને ચુમીઓના એક વરસાદથી વધાવી લીધી—એવી રવેસે કે તેની સોહામણી ટોપી ભચડાઇ ગઇ, અને ડ્રેસ ચુંથઇ પીખઇ ગયો; અને અરધું હસીને અને અરધી ગંભીર બનીને નીનાને તે વાહાલા જવાંનને તેનાં એ ઉલ્લટમંદ ઘેલાંગાંડાં વચ્ચે ફરજ્યાત રોકવો પડયો. "મને પાદરી સાંમે એવા ચુંથાયલા પીખાયલા ડ્રેસ સાથે તમે ઉભી કેમ કરી શકશો તેનો બી કંઈ ખ્યાલ છે કે નહીં, વાહલા?" તેણીએ નરમ ઠપકાથી કહ્યું.

"તું મારી ગાડીની વાટ જોતી બારણામાં ઉભેલી હતી ત્યારે કંઇ એટલી બધી તો સુંદર દેખાતી હતી!" પૉલે દેખીતી મગરૂરીથી કહયું. "મારી મોહરદાર તરીકે તારો માલીક થવા સારૂ હું ખરેખર કેટલો નસીબદાર! હું વગર શકે ખુદાની એ ઇનાયત માટે મગરૂર થઈ શકું!"

"અને ત્યારે એ અજબ જેવું નથી, વાહલા," નીનાએ નરમાસથી કહ્યું, "કે તમો તે છતાં મને છુપાછુપ પરણોછ, ને જાંણે ન્હાસભાગનાં કે કંઇ ચોરી છુપીનાંજ થતાં હોય તેમ આપણાં લગન કરવાનું તમને ગમ્યુંછ! હું તો તમારી મરજીને તાબે થઈછ, પણ તમે એક બી તમારા દોસ્તને નોતરયો નહીં કે કશીજ ધામધુમ થવા દીધી નહીં તે ખરેખર મને ઘણું અજબ કરેછ."

"મને એ જાતનો "ફ્સ" મુતલગ ગમતોજ નથી," પૉલે લગાર તીખાસ સાથે કહયું. "એ તેડાંઆણાંના હંબગને તાબે થવું

પડવાથી આપણા વખતની કેટલી બરબાદી થાએ ને આપણી મોજ કેટલી બગડે ! આએ તો દસ મીનીટમાં ધણી ધણીઆણી થઇ આપણે આપણાં એકાંતનાં સુખમાં એકલા પડવાં પાધરાં સ્ટેશનપર હંકારી જઇ શકશું. હું મારી એક એવી અતી ખુબસુરત મોહરદારને માટે મગરૂર છેઉં, મગર હેમકો જાણે કંઇ જોવા જોગ જનાવર હોય તેમ ડોકાં તાંણી તાંણીને મારી તરતની પરણેલી પરણેતરને ડોળા ખોબી ખોબીને જોયા કરે તે ખ્યાલ હું ખમી શકતો નથી."

હયાં પા એક કલાકના ડ્રાઇવ પછી ગાડી એક મોટી બીલડીંગ આગળ ઉભી રહી, અને નીના તે જોઇને અજબ થઇ !

"આએ કંઈ દેવળ નથી?" તેણીએ અજાયબીમાં પુછયું.

"હા, એ પાદરી જયાં રેહેછ ત્યાં પોતાના ચેમબર્સમાંજ ક્રિયા કરશે," પૉલે જવાબ કરયો. "એણે અહીંજ બધું તૈયાર રાખેલું છે, ને દેવળમાં જવાની આપણી કડાકુટ બચાવેલી છે."

અને નીનાને અજબ થવા કે વાંધો કરવાને વખત મળી શકે તે પેહલાં તો તેણે હાથ આપી તેણીને ગાડીમાંથી ઉતારી, અને પછી એક લીફ્ટમાં લઇ ગયો, કે જે તે ઘરના છેક દસમે મજલે જઇને ઉભી.

ત્યાં તે પાદરીનો "ઓરડો" હતો. તે સુંદર રીતે સણગારેલો ને ખુશકારક હતો.

તે પાદરી, નીનાએ જોયું કે, વરસ ત્રીસેકની ઉમરનો એક ગબરૂ જવાંન હતો. તે ભપકામાં તૈયાર થયલો હતો. તેનો પાદરીનો લેબાસ કયાં? તે તો "ઇવનીંગ ડ્રેસ"માં હતો!

"માફ કરજો," તેણે પૉલને અને નીનાને હસીને શેકહેંડ કરતાં કહયું; "મને હમણાંજ એક પારટીમાં જવું છે ને વખત થઈ ગયલો હોવાથી મારે આએ ડ્રેસમાં તમો કને રજુ થવા ફરજ થઇ પડીછ."

"મને તમે ગમે તે ડ્રેસ પેહેરો તેની પરવા નથી," પૉલે જવાબ કરયો. "હું ફક્ત ક્રિયાનાં ખરાંપણાંમાંજ માનવાવાલો છેઉં. કોઇ સાક્ષી બી તૈયાર છે કે?"

"હા, મારી સાથ પારટીમાં આવવા એક દોસ્ત આવેલો છે તે

સાક્ષી તરીકે ચાલશે," પાદરી સાહેબે જવાબ કરયો; "હવે ત્યારે કામ ચલાવશું ?"

"બેશક; જેમ વેહેલું તેમ બેહેતર," પૉલે ઉતાવલ કરી.

એ ઉપરથી પેલાએ પાસેના રૂમમાંથી પોતાના "સાક્ષી" દોસ્તને બોલાવી લીધો, પૉલ અને નીનાને એક ટેબલ આગળ ઉભાં કરયાં, પોતે પાદરીની એક કાળાહ જરા ઓઢી લીધી; ને પછી ચોપડી ઉઘાડીને લગનની "સરવીસ"ને લગતા કલાંમો એવી તો ઉતાવળી ફેસમે બબડી બડબડી જવા માંડ્યા કે એ લગનની પવિત્ર ક્રિયાની મોનેબરી ને બુલંદીની ગંભીરતા અથવા અગત કરતાં ઇવનીંગ પારટીમાં મજાહ મારવા દોડી જવાનું તે ધર્માધ્યક્ષને વિશેષ પ્રિય હોવું જોઇએ એમ મોટા અણગમા સાથે સુંદર નીના તરતજ અનુમાન કરી શકી !

અને ફકત પાંજ કલાકમાં ક્રીયા તમામ બી થઇ. તે પછી બુજ્રોર્ગીની બધી અદા સાથે તે જવાંન પાદરીએ નીનાને ચુમી કરી, પૉલ સાથ શેક-હેન્ડ કરી, ને પૉલે આ ટુંક ખીદમતના બદલામાં નોટનું એક મોટું બંડલ જે તેના હાથમાં મેલી દીધું તે ગજવાંમાં થેસરી દઇ તેઓ બેઉને અનંત સુખ ઇચ્છતાં તેણે ઉતાવળે ત્યાંથી રૂખસદ કરી દીધાં !

---

## પ્રકરણ ૩૭ મું.

તેઓ પરણીને તેજ રાત્રે ફીલાડેલફીયા ઍક્ષપ્રેસમાં હનીમુન કરવા સારૂ ઉપડી ગયાં. તે નીનાનો પહેલોજ અનુભવ હતો. તે જીંદગીમાં પેહેલીજ વાર એક ટ્રેનમાં બેસવા પામી હતી, અને તે સૅલુનની ગાડીની સગવડો અને આરાસ્તા ભપકો વિગેરે જોઇને તે છોકરી છક થઇ ગઇ. એવું તેણી આ આગમચ કદી કલ્પી વટીક શકી ન હતી. તેણે ટ્રેનો ધસારાબંધ આવતી જતી પોતાની આગળથી પાસ થતી ઘણીક વાર જોઇ હતી ખરી, પણ તે ટ્રેનોમાં એવા મેહલ જેવા આરાસ્તા ઓરડાઓ થઇ શકે, અને ઘરનીજ દરેક સગવડો તેમાં હોઇ. શકે એવી રીતની શ્રીમંતોની ખીદમતગુજારી માટે જરૂરી સામગ્રીઓ મોજુદ અને તૈયાર હોય એ તેણીનો કેવળ નવીન અનુભવ હતો.

એ એક મોજ હતી, અને એ મોજમાં લગન અને તેની ક્રિયાઓને લગતો જે ચોડાપણો પેહેલી હરોલનો પેલો વસવસો તેણીનાં દીલમાં બરપા

થયો હતો તે જલદીજ ડુબી ગયો. તે લાંબી ઉતારૂઓથી ચીકાર ભરેલી ટ્રેન તેમને લઇને જાણે પવનની પાંખ પર ઉડી જતી હતી, અને ખાડી-ખીણ—સરોવર—પાહાડ—નદી—નાલાં—જંગલ—ઝાડ એ બધું વિજળીને વેગે વટાવતી આગળ વધતી હતી તે જોવાનું હદ વનાનું ખુશકારક અને સુખકારક હતું.

"પૉલ ડીયર," તેણીએ એક બચ્ચાંનીજ નિરદોષતા ને ખુશાલીથી કહ્યું, "આએ મારી નવી જીંદગી અને બધી મોજમજાહો હું ખ્યાલમાં લેઉંછ ત્યારે હું જાણે તમારાં હેસાંનોમાં ડુબી જતી હોઉંની એવીજ મને જોરાવર લાગણીઓ થતી રહેછ."

તેણીનો ભરથાર ઘણુજ મીઠાસથી હસ્યો.

"મારી મોજ એજ છે," તેણે હસીને કહ્યું; "તુંને હું ખુશી અને સુખી જોઉંછ, અને તું જીંદગીમાં જે નવું નવું જોએછ તેથી તુંને હું હરખાતી અને રાજી થતી જોઉંછ તેથી જાણે મારો આત્મા ઠરી જાએછ. હજી તો તુંને ઘણું નવું નવું બતાવાનો મારો લોભ છે, અને તે બધું જોતાં ત્હારી આંખો અજાયબીમાં ઉઘડી જશે અને ખુશીમાં ઝળકી રેહશે તે જોવાને વાસ્તે હું તલપી રહેલો છેઉં."

તે હનીમુન સુખનો એક સ્વપનો હતો. તેઓ ફીલાડેલફીયાથી ઉપડેલાં વૉશીંગટન ગયાં, અને ત્યાં પણ એક મોટાં મેહલ જેવાં હૉટેલમાં ઉતારો લીધો, કે જેનો ઢેલાવદાર અને વિસ્તીર્ણ બગીચો પૉટોમૅક નદીના કિનારાપર ઉતરતો હતો. ટુંકમાં, પૈસા જે સઘળી ખરચાલુ મોજ મેલવી આપી શકે તે બધી પૉલ જેવા એક અતી શ્રિમંત ભરથારના સહવાસમાં નીનાને નસીબ થતી રહી હતી. પૉલ પૈસાને પૈસો જાણતો ન હતો. તે નીનાનાં સુખ અને મોજ માટે પાપરી પેરે બેઅખત્યાર પૈસો વેરયો જતો હતો.

તેઓ એ રાજધાની શેહરમાં ઘણું ફરયાં, ને ત્યાં તે વરઐયરે ઘણું નવું નવું જોયું. તેઓ મોજ અને મોહબતના દરયામાંજ જાણે જીવતાં હતાં. પૉલે નીનાને એક બાઇસીકલ પણ અપાવી હતી, અને એટલા ઉમંગથી અને એટલું વહેલું તેપર સ્વાર થવાનું તે શીખી ગઇ હતી કે સહવારને પ્રહર તે સોહામણાં વરઐયરનાં દીલકસ જોડાંને લાંબી સેહલથાહે નિકળી પડેલાં જોવાનું બી તેટલુંજ સુખકારક પુરવાર થતું હતું!

ત્યાંથી તેઓ ચીકાગો ગયાં, અને ત્યાં બી તેટલાજ બપકા અને ઠાઠમાઠથી રહ્યાં. પૉલની પાસે નમલાં સમલાંની તો જાંણે વાતજ નહિ હતી. અવલ અને આલા દરજ્જા વગરની તે એક બી હીલચાલ કરતો ન હતો. તે સૌથી આગેવાન અને પેહેલાં નંબરનાંજ હોટેલોમાં ઉતરતો, સૌથી સરસમાંસરસ ઓરડાઓ મોંઘામાંમોંઘાં દામે રીઝર્વ કરતો, નાટકશાળાઓમાં સૌથી આગેવાન બેઠકોજ રખાવતો, ખાણીપીણીમાં બી સૌથી પેહલું નંબરજ સાચવતો, ફરવાહરવાની ગાડીઓ બી જે આવતી તે પણ કોઇને ભાડેની ગાડી હોવાનો ખ્યાલ વટીક નહિ થઇ શકે એવી સોહામણી અને આલા દરજ્જાનીજ હોય તેની કાલજી કરતો, અને પોતાની મોહરદારને જે ભેટસોગાદો અપાવતો તેમાં બી તે તેટલોજ ઉદાર અને ખરચાલુ થઇ શકતો. જાંણે નીનાને પોતાના પૈસા અને ખરચોથી તે આંજીજ નાંખવા માંગતો હોય એવીજ બધી તે શ્રિમંત જવાંનની હીકમત અને હકીકત હતી.

એ રીતે બે મહિના ગબડી ગયા. અખંડ સુખના બે લાંબા મહિનાઓ, કે જે દરમ્યાન પોતાના ખાવંદ માટેનો નીનાનો ચાહ અને વિશ્વાસ વધીને બેવડો અને પાક્કો થયો. તેને તે હેતવંતા ભરથારમાં એક એબ નજરે આવી શકી નહિ. બીજા હાથપર નીના વાસ્તેની લોકોની ફીદાગીરી પણ તેટલીજ જોરાવર થઇ પડી હતી. તે નમુનેદાર નાજનીનને જે કોઇ જોતું તે ચાહતું ને વખાણતું. તેણીનામાં કાંઇ હતુંજ એવું દીલકસ ને ખેંચાણકારક કે મોહબત સિવાય કોઇ તેના તરફ બીજી કોઇ આંખ્યોએ જોઇ શકેજ નહિ. તે ચતુર અને ચળકાતવાલી તેજસ્વિ કાલી આંખ્યો, ગોરા ગોરા ગાલો, અને કોઇને બી બોસા માટે તલપાપડ તલબગાર કરી મેલે એવા તે પ્યારા મીઠા હોઠો, એ બધું તેની આસપાસ તેને વખાણનારાં અને ચાહનારાં દોસ્તોની એક ફોજ તે જ્યાં બી જતી ત્યાં એક લહજામાં ઉભું કરી શકતું. મરદો તેને જોઇને મલકાઇને હસતા, અને ઓરતો તેની સોડ સાંધવા સારૂ તેની તહરેવાર ખુશામદ કરતી.

એ દરમ્યાન પૉલને એક અગતનો તાર આવવાથી કોઇ તેનાં નાણાંવતી કામકાજ સારૂ એકદમ બોસતન જવું પડયું, અને તે વખતે નીનાને અચણુચ એકલી પડવાનો નહિ ધારેલો પ્રસંગ થયો. એ વખતે એકલી પડેલી નીનાએ લોકોનું ધ્યાંન ત્યાં ઘણુંજ ખેચ્યું. તે આખાં હોટેલમાંના સૌથી સરસમાંસરસ ઓરડાઓ રોકી બેઠેલી જવાંન ખુબસુરત

શ્રીમંત માહણુએ ત્યાં ઘણી ચકચાર કરી મેલી. તે કોણ હતી અને ક્યાંથી આવી તે લોકો જાણતાં ન હતાં; એમ છતાં તેણીની સોડ સાંધવા ને તેણીની સાથે દેસ્તી કરવા તે હૉટેલનાં બીજા પરોણાંઓએ અનેક તરાંહના પછાડા મારયા, પણ નીનાએ કોઇને કશુંજ મચક આપ્યું નહિ.

એ તેણીએ તેના ભરથારના હુકમ અને તાકીદને માન આપીને કરયું હતું. તેની મોહરદાર તેની ગેરહાજરીમાં બીજાઓને મલતી ભેટતી થાય અથવા પરાયાંઓ સાથે ભેલાતી રહે એ પૉલ સીમન્સને મુતલગ ગમ્યું નહિ, અને પરીણામમાં જે દસ દિવસ તેણીનો ખાવંદ ગેરહાજર રહ્યો તે અરસામાં નીના ઘણી ગુરપંજર પડી ગઇ.

એક સહવારે તે એ મુજબ ગુરપંજર પડેલી અને લગભગ એકલી રેહતાં કંટાલેલી દરયા કિનારે વિચારવંત અદાથી એકલી ફરતી હતી તેટલાં પોતાથી થોડેક દુર તેણે એક કોઇ આસામીને સ્હેલ કરતો ફરતો પીઠેથી જોયો, કે જેનું કદ અને ચાલ હાલ તેના વ્હાલા દોસ્ત અને ભલું કરનાર ખેરખ્વાહ કેપટન વીલીસનીજ તેને યાદ કરાવા પડયું ! તે ઉલટમંદ, તે ઉપરથી, પોતાની ગંભીરતા અને દરજ્જો વટીક એકાદ પલ ભુલી જઇને તેની પુઠે દોડી, અને તેની લગોલગ જતાં ઘણાં હેત સાથે તેની પીઠપર હાથ મેલીને તેણે તેને આગળ વધતો એકદમ રોકા નાંખ્યો.

---

## પ્રકરણ ૩૮ મું.

"ઓ કેપટન વીલીસ !" તેણીએ ઉલટમંદ પોકારયું.

કેપટન વીલીસે એ એખલાસભરયાં બોલાવણાંથી અજાયબીમાં તેની તરફ ડોલા ફાડી જોયું. નીનાના ઠઠેરાથી તેનામાં એટલો બધો ફેરફાર થઇ ગયો હતો કે દેખઇતી રીતે તે તેને ઓળખી શકયો ન હતો.

"ઓ, તમે શું મને ઓળખી શકતા નથી ?" નીનાએ મોટે સાદે હસી પડીને કહ્યું; "શું સારાં માઠાં કપડાં વટીક લોકોનાં સ્વરૂપમાં એટલી હદ સુધીનો ફેરફાર કરી શકેછ કે ન્યુયોર્કની પોલીસનો નામાંકીત વડો મને ઓળખી બી નહિ શકે ?"

"હા—કોણ, નીના ?" તે ઑફીસરે ખુશાલીથી કહ્યું; "બરાબર છે. તારે વાસ્તે ખબર મેલવતાં મને મારાં માણસોએ કહ્યું હતું કે તું

પરણી ગએલી છે."—અને તે ધારી ધારીને તેને પગથી માથાં સુધી જોવા લાગ્યો, અને પછી પુછયું, "તું સુખી તો છે, નીના ડીઅર ?"

"ઘણીજ સુખી, કેપટન," નીનાએ હેસાંનમંદ લાગણીઓથી કહયું. "ખોદા તેની નવાજેશોથી જાંણે મારી આગલી હાડમારીઓનો બદલો વાલી આપવા ચાહનો હોય તેમ હાલમાં તો હું ઘણી અને પુરતી સુખી છેઉં."

"હારો બપાવો કંઇ સમજયોછ, વારૂં ?" તે પોલીસ ઑફીસરે લગાર શંકાશીલ પુછયું. "તેના પૈસા કંઇ હારે હાથે આવી ચુકયાછ ? હું પુછુંછ એટલા વાસ્તે કે હારો પોશાક અને ઠઠેરો હાલ હદ વગરનો છે, અને વળી હવે મને ધ્યાંન આવેચ તે મુજબ ગેઇ કાલે મેં તુને એક ફાંકડી જોડીની વિકટોરીયામાં સ્હેલ કરતી બી જોઇ હતી."

"નહિ, બપાવાજી તરફનો મને કશોજ જવાબ મલ્યો નથી, અને હવે મલવાની મને વકી બી નથી." નીનાએ જવાબ કરયો; "મારામાં થએલો ફેરફાર બધો મારા વ્હાલા ભરથારનેજ આભારી છે. તેવણ ઘણા ભલા, મેહરબાન અને ઉદાર છે."

"ત્યારે તેં તો એક સદ્દર શિકાર મારી લીધો ?" તે કેપટને હસીને કહયું; "પણ તેમ વળી તેણે બી કંઇ નબલો સબલો તડાકો માર્યો નથી. કોઇ મી૦ પૉલ સીમન્સ નામનો આદમી છે તેજ હારો વર છેની ?"

"હા કેપટન," નીનાએ શરમથી લાલચોલ થયલે મુખડે કહયું.

"અહિં તેં અચ્છો તરખાત મચાવ્યોછ," તે કેપટને કહયું. "જાહાં તાહાં લોકો હારી ને હારી ખુબસુરતીનીજ વાતો કરેછ, અને તે વાત જ્યારે મારે કાને આવી ત્યારે મને સ્વપ્ને બી ખ્યાલ નહિ થયો કે તે તું હોશે."

"એ બી જમાનાના અજબ રંગઢંગ છે," નીનાએ હસીને કહયું; "હું જે આજે છેઉં તેજ છ મહિના આગમચ બી હતી, અને ત્યારે તે છતાં તે વખતે હું ઠેકેઠેકે મરાતી હતી—એટલે સુધી કે લોકો મને ખેરાત ખાતે ખાવાનું અથવા ભીખ આપતાં બી કમકમતાં અને સુગાતાં હતાં !"

"અને આજે ?"

"આજે લોકો મારાં કદમપરથી બી મરવા માંગેછ !" નીનાએ તે

હીણભાગ્ય આગલી યાદના નિસાસાથી કહયું. "આજે લોકો મારી દોસ્તીની આરજુ કરેછ, અને હું નથી ચાહતી તોબી લોક મને ચાહતું આવેછ! મને એમ છતાં એ વાતનું હવે કશું ઓસ્યાલું કે ગરજ નથી. હું મારા ધણીનાં રાજમાં ને ધણીના પ્યારમાં એટલી પુરતી સુખી છેઉ કે મને બીજા કોઇના ચાહની કશીજ પરવાહ રેહી નથી; મગર તમે તો મારા બાપ જેવા મેહરબાન અને મુરબ્બી છેઓ. તમોને મલવા તો હું કેવી તલપતીતી ને તરફડતીતી તે મારા ખોદાને ખબર છે, વાસ્તે હવે હાલ તો ચાલો મારાં હૉટેલ તુલક મારી સાથે. આપરે ત્યાં સાથે નાસ્તો કરશું. મને તમોને ઘણી વાતો કેહવાની ને પુછવાની છે."

તે કેપટને એ હેતભરયાં ઇજનના જવાબમાં એકે બોલે હા કહ્યું, અને હાથમાં હાથ મેળવીને તેઓ બંને તે પછી નીના જ્યાં રેહતી હતી તે હૉટલ તરફ ચાલ્યાં.

તેઓ એમ કરતાં આખે રસ્તે દીલખુશ વાતચીત ને તાહેલાં કરતાં ચાલતાં હતાં. તે કૅપટનની અદામાંજ કાંઈ એવું મુરબ્બીગીરીભરેલું, એવું મોહબતવંતું, દેખાઇતું એટલું પ્રમાણીક હતું કે નીના તેના આચારવિચારમાં શક લાવે તો તે પોતે પોતાનેજ અપમાન કરતી કહી શકાય. તે પોતે પુરતી સ્વચ્છ અને નિતીમાન હતી, અને તેથી એતબાર ક્યાં, કોણનો અને કેટલો કરવો તેની તેને પુરતી આવડ અને સમજ હતી.

તે કેપટને એ વખતે રસ્તે જતાં બધું તેને ચીપીચીપીને પુછયું, અને નીનાને લાગ્યું કે તે તેનાં ભલાંમાં હતો એટલે તેને એ બધી કાલજી કરવાનો અને એ રીતે બધું પુછી લેવાનો હક હતો. તેણીએ, એટલામાટે, કશી બી આનાકાની વગર તેને સઘળી વાત વિગતે કહી, અને લગન કેવી રીતે તથા ક્યાં અને કોણને હસ્તક થયાં હતાં તે પણ કહી દીધું, કે જ્યારે પોતાની ઉલટમંદ ખુશાલી વચ્ચે તે ભોળી બાળા જોઇ શકી નહિ કે એ છેલ્લી હકીકત સાંભળતાં કેપટન વીલીસનો ચેહરો કાંઇક એકદમ ગંભીર બનેલો દેખાયો.

"એવણે એક નવી યૉટ લીધેલી છે," નીનાએ તે કેપટનનાં મોઢાં પર ધસી આવેલી તે ગંભીરતા જોયા અથવા સમજ્યા વગર ખુશાલ તબીએતથી કહ્યું, "અને આએ વખત એવણ પાછા આવશે પછી અમો થોડુંક સુધી તે યૉટપરજ રહેવા જવાનાં છઇએ. કેહ જે ઘણીજ સરસ બોટ

છે, અને તેમાં સપ્ટેંબર સુધી દરયામાં રહેવાનું ઘણુંજ ખુશકારક લાગશે, નહીં ?"

"ત્હારા વર ક્યારે અત્રે પાછા ફરનાર છે ?"

"હું ધારૂંછ કે કાલે સાંહજ સુધીમાં પાછા અત્રે આવી જવા જોઇએ," નીનાએ જવાબ કર્યો.

"ત્યારે તો ઘણું સારૂં," તે કેપટને હસીને કહ્યું; "બેશક, પાસે પુષ્કલ પૈસા અને વળી પુરતી ફુરસદ એવો એક ખાવંદ પામવાને વાસ્તે તું નસીબદાર તો ખરી, નીના !"

"એ બધી તમારીજ દયાની બરકત છે, કેપટન," નીનાએ હેસાંનથી કહ્યું. "તમોએ જો મને કટોકટ વખતે હાથ ને ઓથ નહિ આપ્યાં હોતે તો એ આજના સારા દાહાડાઓ જોવા હું કદી જીવવા પાંમતે નહિ."

"એનો ધંધો શું છે—એ તારા વરનો ?" કેપટને પુછ્યું.

"હવે કામકાજ પર ઝાઝું ધ્યાન આપતા નથી," નીનાએ સમજાવ્યું. "બોસ્તન અને ચીકાગોની એક મોટી બૅંકીંગ અને સ્ટૉક બ્રોકીંગ પેહડીના એવણ વડા ભાગ્યા છે, પણ હવે તો ઘણુંકરીને ન્યુયૉર્કમાંજ રેહેછ, ને કામકાજમાં ઝાઝી ઉલટ લેતા નથી."

"ને એ ત્હારાં લગન થયલાં હોવાની વાત ત્હારો બપાવો જાણેછ કે ?"

"નહિ; હું તેવણ પર લખવાની તો હતી, પણ મી૦ સીમન્સે મને ના કહ્યું," નીનાએ જવાબ કર્યો. "તેવણે કહ્યું કે હવે તેવણ સાથે કોઈ બી જાતનો વેહવાર રાખવાની જરૂર રહી નથી."

"ખરેખરજ નહિ," તે કૅપટન એ સાંભળતાં તરત એકમત થયો, "મગર એમ છતાં બી ત્હારા જન્મની પુરવારીને લગતાં પેલાં કાગળયાંઓની ઘણી સંભાળ લેજે. આપણે જે દીપોઝીટ કંપનીમાં મુકી આવ્યાંતાં ત્યાંથી તું તે પાછાં લેઇ તો નથી આવીની ?"

"બીલકુલ નહિ; મને તો તેની યાદ બી નહિ રેહેલી ! તે વાતની તો મને લગન પછી યાદ થઇજ નથી," નીનાએ સાદાઇથી જવાબ કરયો.

"ત્યારે તે તાંહાંજ રેહવા દેજે," કેપટન વીલીસે દીલસોઝ સલ્લાહ આપી; "ત્યાં ચોરાઇ લુટાઇ જવાના કે બળી જળી જવાના ભયથી તે

બચેલાં ને સલામત રેહશે. કોઇ બી દાહડે તે ઓચરયાં કદાપી કામનાંજ થઈ પડે."

અને એ રીતે તરેહવાર વાતચીત કરતાં અત્રે તેઓ હોટેલમાં આવી પુગ્યાં, અને વરંડાપરનાં એક ઠંડાં છાંયાવાલાં ખુંણાંમાં—જ્યાંથી બાગ અને દરયાનો દેખાવ અચ્છી ફીસમે જોઇ શકાતો હતો ત્યાં—મુકેલી એક ટેબલ ઉપર નાસ્તો કાહડવાનો નીનાએ તરત હુકમ આપ્યો.

"પેલી એક હીણભાગ્ય મધરાત્રે ગરમ ગરમ ચાએનું એક કપ પાઇને મને ઠંડીથી અકડી જતી બાગમાં તમે દયાથી બચાવી લીધી હતી તે તમોને યાદ છે, કેપટન ?" નીનાએ ચાએનું કપ સીપ કરતાં આસ-પાસના વેટરો નહિ સાંભળી શકે તેમ ધીમે અવાજે યાદ આપી પુછયું.

ખરેખર, એ એક અકસર ધ્યાન પુગાડવા અને મનન કરવા જોગજ મુકાબ્લો હતો. એ સરજતનો એક અજાયબ ખેલ હતો. તે રાત્રે ચાનાં એક કપ માટે પણ કમબખ્ત નીના મોહતાજ હતી. અને આજે ! આજે એક સૌથી શ્રીમંત અને આગેવાંન હૉટેલમાં તેજ પોતાના ભલું કરનારની એક અતી ખરચાલુ તોરની મેહમાનદારી કરવાને ખોદાએ તેને પોતાને પાછી સમર્થ બનાવી હતી !

"ખરેખર, એ સરજતનો ઘણો અજમજેવો ખેલ છે," તે કેપટને હસીને જવાબમાં કહયું. "તે વખતે મને એવો સ્વપને બી ખ્યાલ નહિ થઇ શકયો કે આવાં એક નામાંકીત હોટેલમાં હું ત્હારો મેહમાન થઇને ત્હારે ખરચે એટલા ટુંક અરસામાં નાસ્તો કરવા આવશ ! હવે તો તું ત્યારે ખોદાની દયાથી એટલી બધી સુખી છે, અને હું ઉમેદ કરૂંછ કે તુંને મારી સલ્લાહ કે મદદની જરૂર પડવાની નથી; પણ ખુદા ન કરે ને કોઇ બી દાહાડે તુંને કોઇ બી જાતની મુસ્કીલમાં મારી મદદની જો કંઇ જરૂર પડે તો તે ત્હારે વાસ્તે સદા મોજુદ છે એ હજી બી ખાત્રી રાખજે."

"ઠેંક યુ. એ તમારી હીંમત અને કુમક મારે માથે સદા કાયમ હોજો !" નીનાએ ખરાં દીલની શુકરગુજારીથી કહયું. "આએ મારાં લગનના સંબંધમાં બી હું તમારી સલ્લાહ લેવાને ઘણી તલપાપડ અને આતુર હતી, પણ તમારી પાસે આવી શકાય એમ નહિ હતું એટલેજ નાચાર થઇ હતી. હવે તો એમ છતાં મારે માથે મારા ખાવંદનો સાહયો છે એટલે ખોદા કરશે તો તમોને તસ્દી આપવાને કોઇ કારણ રેહશે નહિ.

તમે તેને રૂબરૂ મલશો ને જોશો ત્યારે જાણશો કે એવો એક નમુનેદાર ભરથાર મેલવવા માટે હું ખરેખર કેવી નસીબદાર કહેવાઉં !"

અને તે કેપટને નીનાની એ "નસીબદારી" ના જવાબમાં જ્યાદા કશું કહ્યું નહિ. તે વિચારવંત અહીંથી દુર દરયા ઉપર નિગાહ રાખી ખામોશ બેસી રહયો. દેખીતી રીતે તેને આ ઉતાવળનાં લગનમાં કાંઇ બધુંજ પાંસરૂં હોય એમ દેખાતું ન હતું. તેને કાંઈ બી વધતોઓછો દગો હોવાનો ખટકો થનોજ રહયો. તેણે, એમ છતાં, નીનાને વગર કારણે બેચેન કે નાસબર નહિ બનાવવાના નેક હેતુથી પોતાના તે વિચારોને પેશ પડતું તેણીને કશું કહ્યું નહિ, અને ખામોશી અખ્ત્યાર કરી તુરત વેળા તો તે જમાનેખાધેલ પોલીસ અમલદાર ચુપજ રહયો.



## પ્રકરણ ૩૬ મું.

બીજે દહાડે બપોર પેહલાં પૉલ સીમન્સની કીંમતી સ્ટીમ—બૉટે આવીને તે હૉટેલની સાંમેનાજ દરયા કિનારા પર લંગર નાંખ્યું, અને તે પછીના અરધા કલાકમાં હાથમાં હાથ અને હોઠસે હોઠ મેળવીને તે બે પરણેલાં પ્યારાં—પૉલ અને નીના—ને બેઠેલાં જોવાનુ ખરેજ ઘણું સુખ-કારક હતું. જાણે હજી તેઓ પરણવાનાં હોય એટલો બધો પ્યાર તેઓ વચ્ચે ઉભાતો દેખાતો હતો !

"મેં ત્હારા જેવો મનમોહન બીજી કોઇ જોઇ નથી, નીની ડીયર," તે વ્હાલા જવાંને પોતાની પ્રીયાને હેતથી આલીંગન કરીને ગોદમાં દાબી રાખતાં મગરૂરીથી કહયું.

"તે તો ઘણું બુરૂં છે," નીનાએ હસીને જવાબ કરયો, "કેમકે મને બીહીક લાગેછે કે મારા કરતાં કોઇ જ્યાદા ખુબસુરત જો તમારા જોવામાં હવે પછી આવશે તો એજ માફક ત્યારે તો તે તમારૂં દીલ મારી તરફથી ખેંચી લેઇ શકશે !"

"ત્હારી ભુલ છે, વ્હાલી," પૉલે સધ્યારો આપ્યો; "તું આકાશની હુરીને શરમાવે એવી બીજી કોઇ બી ખુબસુરતી પેદા પડી હાએ એમ માનવુજ મારાં મનથી ભુલભરેલું છે."

"ખોદા કરે ને તમારૂં એ અનુમાન સદા મારે સારૂ એજ રીતે

સચવાયલું રેહે !" નીનાએ દુઆ કરી—અને પછી જરા વારે વધારયું, "હવે ફરીથી તમે બોસ્તન કામેકાજે જશો તો હું તો તમારી સાથેજ આવવાની છઉં. એમ મારેથી કંઇ પંદર દાહાડા એકલી એકાંતમાં અત્રે ઝુરપંજર રેહવાય નહિ."

"તુંને બોસ્તનમાં ગમવાનું નથી," પૉલે ઉતાવલો જવાબ કરયો. "મને પોતાનેજ ત્યાં ગમતું નથી. હું ફક્ત જરૂરી કામ જેટલુંજ ત્યાં રેહુંછ ને થોભુંછ. આપણે સપ્ટેંબર સુધી તો હવે પૉટમાંજ રેહીશું, અને સપ્ટેંબર પછી ન્યુયૉર્કમાં જઇને ઠર પડશું. મેં ન્યુયૉર્કમાં તે માટે એક ઘણુંજ મનોહર સીચ્યુએશનનો બંગલો વેચતો લીધો છે, અને તે હાલમાં છેલ્લાંમાંછેલ્લી ઢપનાં ફરનીચર સાથે ખાસ આરાસ્તા કરવામાં આવે છે."

"ખોદાની કેવી મોટી મેહેર !" નીનાએ મોટા સંતોષનો ઉદ્દગાર કર્યો. "આપણે ન્યુપોર્ટ બી થઇનેજ જઇશું કે ?"

પૉલ સીમન્સનો ચેહરો એ સાંભળતાં એકદમ ઝંખવાણો અને ગંભીર થયો.

"નહિ," તેણે કાંઇક તીખાસથી કહ્યું. "ન્યુપોર્ટ મને મુતલગ ગમતું નથી, અને ત્યાં બી બોસ્તનની પખે જવાની આપણુને જરૂર નથી."—અને આ તે ખરેખર કંઇ એવા તો તીખાસથી અને દેખીતી કરાજીથી બોલ્યો કે નીના વધતી ઓછી હમતીજ ગઇ. તે એમ તરયાપાવ હંમેશ ફેકતો ન હતો. જાણે બોસ્તન અને ન્યુપૉર્ટથી તે બીહીતો હોએ અથવા તેને તે તરફ કાંઇ ગભીર નુકસાન પોંહચ્યું હોએ એવોજ મામલો નજરે આવતો હતો !

એ શું હતું ? શું તેની ઉપર પણ કાંઇ લીલીસુકી ગુજરી હશે ! ત્યારે શું તેણે પોતે પણ નીનાની પેઠે કાંઇ ખમ્યું હશે ? કદાચ તે તરફની કોઇ છોકરીના પ્યારમાં પડયો હોએ, અને તેણીએ તેનો તુચ્છકાર કર્યો હોએ ! અને એ બધા વિચારો વિજળીના વેગે સુંદર નીનાનાં મનમાંથી પસાર થતાં તે જરાબી અદેખી થઇ નહી. જો કાંઇ બી હોએ તો દયા અને દીલસોજીથી તેનું દીલ ભરાઇ ગયું. તેની બાજુમાં બેસીને તેણીએ, તેથી, તેના તે હૈયાંના હારનાં ગલાંનાં પોતાના નાજુક હાથ નાખ્યા, અને વગર માંગવેની મીઠી ચુમીઓ સાથે તેણે તેને ધીરજ મનાવતાં કહ્યું,

"વ્હાલા પૉલ, તમે તમારા જીવને કશીજ રંજ થવા ના દેઓ. જ્યાં તમે જવાને ખુશી નહી હોવો ત્યાં મને જવાને કશીજ મોજ નથી. જેમાં તમે સુખી તેમાંજ હું પોતે બી સુખી એ સત કરીને જાણજો. બોસ્તન અને ન્યુપોર્ટનાં નામપર એટલાવાસ્તે આપણે—તમારી તે તરફ જવાની ખુશીજ નથી તો—મોટું જેવું મીડુંજ મુકશું."

પૉલ એ સાંભળતાં પાછો ખુશીથી હસ્યો અને તે વાત તે વર બૈયર વચ્ચે દેખીતી રીતે જલ્દી પાછી વીસરાઇ બી ગઇ—જોકે ખરેખર તો નીનાના ખ્યાલો પાછા અને પાછા પછીથી બી કલાકો તક પૉલના એ અજબ જેવા અણુગમા તરફ ઘણી અજાયબી વચ્ચે દોડતા રહ્યા.

બીજે દહાડે પૉલ નીનાને લેઇને તેની નવી યૉટ (કે જેનું નામ "ટાઇની" હતું તે) ઉપર રેહવા ગયો. નીના એટલા દરમ્યાનમાં મોટાઇને લગતા દરેક બપકાથી પુરતી માહીતગાર થઇ ચુકી હતી, અને તોપણ તે ન્હાની યાટ "ટાઇની" માં તેણીએ ઘણુંક એવું અને નવું જેયું કે જેનો ઠાઠમાઠ અને વૈભવ જેતાં તે અક્કલથી હેરત થયા વિના રહી શકી નહિ. તે એક તરતો મેહલ હતો, અને સુંદરતાની જે બારીકીઓ સાથે તે બાંધવા અને આરાસ્તા કરવામાં આવ્યો હતો તે તેના માલેકની દોલત અને હદ વગરના ઉંચા ટેસ્ટની બેતકરાર ગુવાહી પુકારતું હતું. નીનાને તે માંહેલી મુસાફરી ને સેહલગાહ ઘણી ખુશકારક લાગી. તે કલાકો તક ડુટકપર બેસીને ઉછલતા દરયાની હીલચાલો તપાસતાં જરા બી થાકતી કે કંટાળતી નહિ.

એ રીતે એક સાંહજે તે પોતાના વર સાથે વાત કરતી ડુટકપર બેઠેલી હતી તેટલાં તે ઠંડી લેહકીમાં વાત કરતાં કરતાં મી૰ સીમન્સની આંખ લાગી ગઇ, અને ત્યારે નીનાને પુરતું નહિ સોહવાવાને લીધે તે નિચે કેબીનમાં ગેઇ. તે ત્યાંથી એકાદ વાંચવા સારૂ ચોપડી લઇ આવવાની ઉમેદ કરતી ગઇ હતી, અને "બુકસ"ની ચીઠીટ મારેલી એક મોટી ટ્રૂંક આગલ વાંકી વળીને તે કોઇ ચોપડી જેવા જોગી ત્રેવડ કરવા લાગી.

તેમાં અનેક તરાંહની ચોપડીઓ હતી. વારતા, મુસાફરી, તવારીખ, કવિતા જે જોઇએ તે મજકુર બૉકસમાં મોજુદ હતું, અને તે મોટો બૉકસ તે એ મુજબ તળે ઉપર કરતી હતી તેવામાં જુનાંપુરાનાં થોડાંક

ન્યુસપેપરોનું દોરીએ બાંધેલું એક બંડલ તરફેથી મળેલું તેનું ધ્યાંન ખેંચી રહ્યું કે જે તેણીએ તાજુબીમાં બાહેર ખેંચી કાઢ્યું.

ખાસ કરીને તે શું હતું તે જોવાની કાંઇ તેણીની મતલબ નહિ હતી; પણ એવાં પુરાણાં પેપરો એવી સંભાળથી બાંધીને પોતે ઉંચાં શું કામ મેલી છાંડયાં હશે તે જરાક તેને પેહેલી હરોલમાં જાણવાજોગ અને નવાઇ જેવું લાગ્યું.

તેણીએ ધ્યાંનમાં ને ધ્યાંનમાં તે દોરી છોડી નાંખી, અને જે ઉપરનુંજ પેપર જોયું તે એક વરસ પુરાંણું હતું; અને ત્યારે બાજુમાંની એક નિચી ખુરસીમાં બેસીને તેણીએ જે પેહલુંજ પેપર ખોલ્યું તે બારેલી એક બાબદનાં મોટા હરફનાં જુદાં જુદાં મથાલાંજ તેને ચોંકાવા ને ધ્રુજાવા બસ હતાં ? તે મથાળાં આ મુજબ હતાંઃ—

## છુટા છેડાની ફરયાદી.

### જડજ ડોનાવેનના એક પરણેલા જવાંન બાટના સખતમાં સખત ટીકા.

## સમજદાર જુરીનો ચુકાદો.

### પૉલ સીમન્સને હડહુત સાથે તલાક આપવા કહેવામાં આવેલી ના.

## તે ફરીથી પરણવાને છુટો નથી.

ઓ ખોદા, એ શું હતું ? નીનાએ ત્રણ વખત પાછાં અને પાછાં તે મોટા પડેરા જેવા હરફે છાપેલાં જુદાં જુદાં મથાળાંઓ વાંચી લીધાં— મથાળાં કે જે અંદરની હકીકત વાંચ્યા વગરજ એક ભયંકાર બાવાર્થ રજુ કરતાં રહયાં હતાં !!

તેણીએ તે લંબાણુ હેવાલ, તે પછીથી, ગુસ્સામાં જમાવેલાં નેણુ સાથે વિગતવારે વાંચી લીધો. તેના હાથ પગ તે વાંચતાં થરથર ધ્રુજતા હતા, અને તેના દીલકસ ચેહરમાંથી લોહીનું ટીપેટીપું ઉડી ગયું હતું. તે સઘળો લંબાણુ હેવાલ આ મુજબ હતોઃ—

"ન્યુપોર્ટની વડી અદાલતમાં ગઈ કાલે જડજ ડોનાવેન અને ખાસ જુરી સાંમે પેલા જાણીતા લક્ષાપતી બેંકર અને બ્રોકર મી૦ પૉલ સીમન્સનો છુટા છેડાને

લગતો મુકરદમો આખો દાહાડો ચાલ્યો હતો, અને મી૦ સીમન્સે પોતાની પરણેતરથી સદાનો છુટો થવા ને તલાક મેળવવા જે ધિક્કાર ભરેલી દલીલો રજુ કરી હતી તેનો જડજે અને જુરીએ એક અવાજે મોટો તુચ્છકાર કર્યો હતો.

"અરજદાર દેખાવલો અને જવાંન છે. તલાક મેળવવાની તેની અરજીના પુરાવામાં તે ફક્ત તેની પરણેતર કડક સ્વભાવની, તામસી અને તુફાણી હોવાનુંજ કહી શકે છે. તે ધર્મધ્યાંનમાં વધારે કરીને મરી રહેલી હોવાથી તેનું ઘર—તે ફરયાદ કરે છે કે—મોજશોખનું સાધણ હોવાને બદલે ગંભીર દેવળ જેવું થઇ પડે છે. તે તેના વરનું માનવા કરતાં પાદરીઓનું વધારે માને છે, અને તેની સખ્ત મના છતાં પાદરીઓ ઉપરાસાપરી તેનાં ઘેરમાં આવતા જતા રહે છે. દર સવારે તેના નાસ્તા પર ધ્યાન આપવાને વાસ્તે એક પરણેતરની ફરજ મુજબ ઘેરમાં મોજુદ અને હાજર રેહવાને બદલે તે અબળા કલાકો બેહાંસલ દેવળોમાં ગુજારે છે. એટલામાટે તેનાં ઘરમાં રોજના ટંટ્યા ફેસાદ બરપા થએલા રહે છે, અને શાક્ષીઓ રજુ કરવામાં આવ્યા કે એકમેકથી કંટાળેલાં તે વરબૈયર છેલ્લાં એક બે વરસથી તદન અલાહેદાં અને છુટાં વટીક રહયાં હતાં.

"જવાબદાર ઘણી સુંદર દેખાવની અને ગ્રહસ્થપણાંના દરેક અદબોઅદાની એક જવાંન બાંનુ છે. તે મજકુર સઘળા આરોપનો ઘણા ધિક્કાર સાથે ઇનકાર કરે છે. તેનું કહેવું એમ છે કે મી૦ સીમન્સ તેને પરણ્યા પછી તેનાથી શરમભરેલી ઉતાવળથી ધરાઇ અને કંટાળી ગયો, અને છયોક બીજી બૈરી કરી શકવાની ઉમેદને ખાતર આ એક નજીસ દાદ ચાહતો તે કોર્ટમાં આવ્યો હતો. તે પહેલાં તેને ઘણો ચાહતો હતો અથવા ચાહવાના ઢોંગ કરતો હતો. તે પહેલાં તેણીથી પુશકળ સંતોષ પાંમેલો દેખાતો હતો, અને તેઓ પહેલી હરોલમાં અરસપરસ પુરવાં સુખ અને સંપમાં રેહલાં હતાં. તેણીએ વળી સલાવાર દસ્તાવેજો રજુ કરયા કે એ પાછળથી થયલાં અલગપણાંમાં તેણીના કશોજ કસુર કે સામેલગીરી ન હતાં. જડજે તેણીને પુછ્યું કે તે પોતે તલાક મેળવવાને ખુશી થાએ કે નહિ? અને જવાબમાં તેણીએ કહયું કે ખુદાના ઇનસાફમાં તે પોતે ઘણું માનનારાલી છે, એટલે પરણેલાં વરબૈયર તલાકથી જુદાં થાય તેમાં તે ઘણો ગુનાહ જાણતી હતી; અને તેણીએ અરજ કરી કે અરજદારનો દાવો ખરચ સિકકે રદ કરવામાં આવે.

"જડજે એ પછી જુરીને ચાર્જ આપ્યો, અને તેમાં તે નામદારે કરેલા ટીકા અરજદારના સંબધમાં ઘણા સખત હતા. તેણે જણાવ્યું કે "આ કોઇ જવાંન્યો બીલકુલ ઢંગહડા વગરનો આસામી પુરવાર થાય છે. તે આવી એક નેક, પાકદામન અને ભલી બોહરદારથી કંટાળેલો કોઇ બીજીની આરજુમાં

તલાક લેવા નિકળી પડયો છે, અને એવા એકની અરજી માન્ય કરવી એના જેવું કરપીણુ કામ બીજું કંઈ નહિ થઇ પડે. તેમનાં ઘરમાં દેખીતી રીતે કુસંપ હતો ખરો, પણ તે કુસંપનું બી એ ઓછી બુધીનો આદમી પોતેજ હતો. જેમ એક મધમાખ એક ફુલપરથી બીજાં ફુલપર મધની આરજુમાં ભમતી ફરે તેમ આએ કોઈ બેતાલે આદમી વગર કારણે એક મોહરદારથી કંટાલેલો હવે બીજીની ઉમેદમાં આએ કમકમાટ પેદા કરનારી અરજી લેઈ આવેલો છે. એવા એક કેસમાં, તેથી, સખત દંડો બેસાડવાની ઘણી જરૂર છે, અને તમો જુરીના સદગૃહસ્થો તમારા એકમતી અભિપ્રાયથી મને ઉમેદ છે કે અરજદાર સરખા મતલબીઓની ખાતરી કરી આપશો કે આએ રાજની અદાલતો એવા ખોટા દાવાઓ અને બુરી મકસદના મતલબીઓની આરજુને કદી ઉત્તેજન આપવાની નથી.,

"જુરીએ ત્યાર બાદ મત કરવા સારૂ રીટાયર થવાને પણ ના કહી. તેણે ત્યાં ને ત્યાં બેસીને ફક્ત અરધી મિનીટમાં પોતપોતા વચ્ચે મત કરી લીધું, અને પછીથી ફોરમેને (જુરીના વડાએ)તે બધાઓનો એકમતી અભિપ્રાય રજુ કર્યો કે 'અરજદાર પોતાનો દાવો પુરવાર કરવાને કેવળ નિષ્ફળ નિવડયો હતો, અને એક એવી પવિત્ર પતીવ્રતા અને ભલી મોહરદાર સાંમે એવો એક નજીસ દાવો લાવવા માટે તેણે એક ઘણુંજ ઠપકાને પાત્ર કામ કરયું હતું.'

"એ પછી જડજે ચુકાદો આપ્યો કે અરજદારની અરજી બંને બાજુના ખરચ સિકકે કાઢી નાખવામાં આવે છે; અને પછી પૉલ સીમન્સ તરફ જોઇને વધારયું, 'અરજદાર, એક ઘણી ભલી બૈરીનું કાટલું કાઢવાની તાહરી હીચકારી કોશેશમાં તું ઘણી યોગ્ય રવસે પાછો પડયો છે. હું દીલગીર છઉં કે એ બાઇ પોતે છુટા છેડા માંગતી નથી. જો એ બાઇ પોતે તેવું એક હુકમ-નામું માંગતે તો ત્હારા જેવા એક નાલાયક ભરથારથી તેને છુટી કરવા હું એક ઘણી ભારે રકમનો દંડ ત્હારે માંથે નાંખીને જરૂર તેને છુટી કરી આપતે; પણ તે છુટી થવા ચાહતી નથી, ને તેને તેમ કરવાની ફરજ પાડવાનો મને હક નથી. એટલાવાસ્તે તું ને ત્હારી મરજી હોય કે નહિ હોએ તોબી તમો બંને જીવો જાગો ત્યાં વુલક તેનો ભરથાર થઇને રહેવુંજ પડશે, અને બંને બોરડુનો ખરચ એક સજા તરીકે તહારેજ માંથે નાંખવામાં આવે છે.'"

# પ્રકરણ ૪૦ મું.

એક અરધો કલાક તુલક નીના ઉપલો દેહસ્તનાક રીપોર્ટ વાંચ્યા કેડે તે પેપર પોતાના ખોલામાં વેરવીખેર પડતું રાખીને ચુપચાપ અને હાલ્યા ચાલ્યા વગર એક સંગેરમરનાં પુતલાંની કીસમે સ્થિર બસી રહી. તેની આંખમાંથી આંસુ ટપકયાં નહી. તે ચીસ પાડીને રડી પણ શકી નહી. આંસુઓનો આખો દરયાવજ જાણે તેની આંખમાંથી એકદમ સુકાઇ ગયો હતો!

તેના હાથ પગ ધ્રુજતા બંધ થઇ ગયા હતા. હવે તો સાંમા તેના સાંધેસાંધા અકડી ગયા હતા. તેના ચેહરાપરનું નુર અને તેજ, લોહી અને રતાસ, એ સઘળાં તેને એકી વારે એક સંપથી છોડી ચાલતાં થયાં હતાં!

ગરીબ બાપડી તે! ત્યારે અંતે એજ થયું? શું તેનાં લગન સરયામ દગાબાજીજ પુરવાર થયાં? ઓ, તે કે જે શુદ્ધતાનું સ્વરૂપ હતું, નીતી અને પાકીજગીનોજ એક આયનો હતો તે શું એટલી હદ સુધી અધર્મી થઇ પડી કે એક પરણેતરના પાક હકના જુઠા એતબારમાં તેણીએ પોતાનું સર્વસ્વ ગુમાવ્યું? તે કાંએ એટલી આંધળી—બેહરી—સુની થઇ ગઇ? તે કાંએ એટલી ઉતાવળી—અવિચારી—હેમક બની હતી! તે કાંય એ બુરા માણુસની મતલબને, કશી બી આગળી પાછલી તલાસ કર્યા વગર, શરણ અને તાબે થઇ? કાંય—ઓ કાંય?

તે પોતાને પરણેલી માનતી હતી, પણ અફસોસ કે તે હવે જોઇ શકતી હતી તે મુજબ તે એક રા— —થી કોઇ કીસમે બેહતર નહી હતી. તેને પોતાનાં લગન થયાં ને થયાં તેને લગતા બંધા કારોબાર બાબે મજબુત વહેમ પડયો હતો, ને આયંદા તે વહેમ ખરો પડયો હતો! દગો—અવલથી આખર તક બધો દગોજ હતો! તે લુચ્ચા આદમીએ તેને માયાથી અને પૈસાથી આંજી નાખી. તેણે છેક તારીફલાયક તરકીબ અને કુનેહથી કામ લઇ તે કોમળાંગી મધુરીને માહત કરી; પણ સબર, જીવ! એમ કાંય નહી હોય કે આએ બધાં તેનાં અનુમાનો હજી બી કેવળ ભુલભરેલાંજ હોય? એમ કાંય નહી હોય કે પૉલ જે કીસમે દોજખી આએ રીપોર્ટપરથી દેખાતો અને સમજાતો હતો તેવો મુતલગ બી નહિજ હોય? એમ કાંય નહી હોય કે જે તલાક તેને ન્યુપોર્ટની કોર્ટમાં નહિ મળ્યા હતા તે બાહેર કેડે બીજી કોર્ટમાં મેળવીને તે ફરીથી પરણવાને ખરેખર છુટોજ થઇ શકયો હોય! એમ કાંય

નહિ હોય કે મજકુર ચુકાદો થવા પછીથીનાં છેલ્લાં એક બે વરસમાં તે અબળા મરણ પણ પામી હોય, અને તેથી બી તે ફરીથી પરણવાને ખરેખર છુટો થઇ શકયો હોય ? એમ કાંય નહિ હોય કે એ લગન જેને તે ઠગાઇ સમજતી હતી તે બધું ખરેખર હકદાર, પવિત્ર અને વાજબીજ હોય ? આવો એક દેખીતો નેક, ભલો અને સાચો માણુસ—આવો હેતવંતો, દીલસોજ અને દયાળુ આસામી—એટલી હદ સુધી કઠોર અને પાપી થઇ શકે કે એક જીવતી બઇરીપર બીજી કરવાનો ધારાની આંખમાં ઘણો ગંભીર ગણાતો ગુનાહ વટીક કરે એ શું બનવા જોગ અને માનવા જોગ હતું ? ટુકમાં, જેમ જેમ નીનાએ એ બાબે વધારે વિચાર કીધો તેમ તેમ તેના વધતી ને વધતી ખાતરી થતી ગઇ કે તેણીની બધી ફીકરો બેવજુદ હોવીજ જોઇએ, અને તે ખરેખરી હકદાર પરણેલીજ હોવી જોઇએ !

અને કદાપી એમ હોય તે છતાં બી—તેણીને વળી લાગ્યું કે—તેણીએ નારાજ અને નાઉમેદ થવાનું શું થોડું હતું ? શું તેણીએ જે ચુકાદો વાંચ્યો હતો તે પૉલની ચાલચલણપર કાંઈ ન્હાની સુની રોશણી ફેંકતો હતો ? તેણીએ તો પૉલ સીમન્સને એક કુમારીકાનું સર્વસ્વ હજારો હેતથી આરોપ્યું અને અર્પણ કરી દીધું હતું, અને તોપણ તેના પ્યારમાં મુસ્તકીમપણું અને એસ્તવારી હાલ જે દેખાતાં હતાં તે આખેર તક સચવાયલાં રહેશે તેની જામીનગીરી શી હતી ? કોઇજ નહિ ! તે પોતાની પેહલી પરણેતરને એજ કીસમે અવલ ચાહનો જાહેર થયો હતો, અને પછીથી જરા વારમાં તેનાથી કાયર થઇને કંટાળેલો તેનાથી છુટો થવાની પેરવી કરવા પડયો હતો; અને તેજ ફેજ તેનો નહી થાએ તેની પુરવારી શી હતી ! કોઇજ નહિ !

તે અંતે એક ઠરાવપર આવી અટકી. તેણીને લાગ્યું કે ખરી હકીકત શી હતી તે તેણીએ જાણવુંજ જોઇએ. તેણીએ બધું ખનંનરૂં કરી લેવુંજ જોઇએ. ખરંનરૂં થાય નહિ ત્યાં વેર તેના જીવને ધીરજ રહે અથવા તે નિરાંત માને એ બનવુંજ માહલ હતું.

તે હીંમત સાથે, તેથી, પૉલ પાસે તે પેપર લઇને ખુલાસો પુછવા જવા તૈયાર થઇ. પેહલાં તો તેને એમ પણ મન થયું કે તે તેની જોડ તો કશુંજ જાણતી નહી હોય તેમ હાલ તુરત વરતે, અને પછીથી ખાનગીમાં ભલા કેપ્ટન વીલીસને મળીને તેની મારફતે સઘળી બાહરો-

બાહર તેહકીક કરાવી લીએ. તે બાહોશ માણસને એ જરૂરી બાતમીઓ મળતાં પૉલ કેટલી હદ સુધીનો ઠગારો હતો તે જાણવાનું ને નક્કી કરી વલવાનું કશીએ રીતે માહલ થઇ પડે એમ હતુંજ નહિ; પણ પોતાની હાંસી થવાની ફીકરથી સ્વભાવિક લજ્જા વચ્ચે તે કેપટન વીલીસ આગળ તાબરનોબ જતાં ખંચાઇ, અને બીજા કોઇ ત્રાહીતને એમ વચ્ચે નાંખવા કરતાં પોતાનાં ખાવંદ સાથે એ નહી ધારેલા બરપા થયલા ઝઘડાનો ફેસલો તેને રૂબરૂ મલીને પોતેજ કરી લેવાનો તે પાકજાદ પરણેતરે હીંમત સાથે કસ્દ કરયો.

એટલામાટે પેલી ચોપડીઓની ત્રંકમાં બધું વેરવાર પડતું મેલીને પેલાં એક ચુગલીખોર પેપર સાથે તે ગુસ્સાભરેલી અદાઓ વચ્ચે એકદમ પોતાનો ખાવંદ જ્યાં તુટકપર ઉંઘતો હતો ત્યાં તેને શોધતી પાછી ફરી.

તે ત્યાં હજી પવનની ઠંડી લેહકીની એક દીલખુશ લેહરમાં નિરાંતથી નિદ્રાવશ ઉંઘતો હતો, અને ત્યારે ખરી ખોટી એકદમ જાણવા માટે તલબગાર બનેલી નીનાએ તે જાગે ત્યાં સુધી ધીરજથી થોભવાને બદલે, અધીરતાની એક અસહય તાપ સાથે તપતાં, તે કશા બી ખોફ અને ખતર વના ઉંઘતા જવાંનને ખભાંમાંથી હીલવ્યો અને એકદમ જગાડયો.

---

## પ્રકરણ ૪૧ મું.

"પૉલ, મને આનો એકદમ ખુલાસો જોઇએછ," તેણીએ દુઃખથી ધાડા થઇ પડેલા પોતાના અવાજમાં બન્યો એટલો મીઠાસ ને નરમાશ આમેજ કરવાની એક વ્યર્થ કોશેશ કરતાં કહ્યું—અને એમ કરતાં પેલા પડેદા જેવા હરફનાં જુદાં જુદાં મથાળાંવાળી આર્ટીકલ તરત ધ્યાન ખેંચી શકે તેવી કીસમે તેણીએ તે પેપર તે બીહીધેલા જવાનનાં હાથમાં મેલ્યું. "તમે તમારાં આગલાં લગનની વાત કોઇ બી દાહાડે મારી આગળ આએ આગમચ કીધીજ નથી તેનું કારણ શું?"

પૉલનો ચેહેરો એ તકાજો રજુ થતાં સાથે મોહત જેવો ફીકકો બની ગયો, અને ત્યારે તે જોતાં તે બાળાનું નાઉમેદીમાં જખમાયલું જીગર એકદમ જાસ્તી નાસબર બન્યું!

"તુંને એ પેપર કયાંથી મળ્યું?" પૉલે ઘુખરાયલાં છાંણા જેવો ચેહરો કરીને તોપણ બીલકુલ બેપરવાહીથી પુછતો હોય તેમ પુછયું

"તમારી ચોપડીઓની ટ્રંકમાંથી," નીનાએ પ્રમાણીક જવાબ કર્યો. "મને કંઇ વાંચવાનું જોઇતુંતું. તમે સુઇ ગયા તેથી મને સોહવાયું નહિ, અને હું વાંચવાનું શોધોધતીતી ત્યારે મને આએ પેપર અનાયસે હાથ લાગી ગયું. કહો મને—શું એ બાઇ ગુજરી ગીએલી છે?"

"ગુજરી ગીએલી છે? હા, હા, ગુજરી ગીએલી છે," પૉલે ઉતાવળથી જવાબ કર્યો.

"ત્યારે કોઇ દાહાડે એને વિશે મારી આગળ તમે આએ આગમચ કંઇ વાતજ નહિ કીધી તેનું શું કારણ?"

પણ એ અરસામાં પૉલ સીમન્સ પોતાના ગભરાતમાંથી પુરતો ફારેગ થઇ ચુકયો, અને પોતાનાં મગજનું સમતોલપણું પાછું પુરતું હાથ કરી શકયો હતો.

"જે કમબખતે એ પેપરો એ ટ્રંકમાં મેલ્યાં તે જો હમણાં મારા હાથમાં આવે તો તેની ગળચીજ ધરીને બાચડી મેલું," પૉલે ખરાં દીલના કીના ને કપટથી બબાલ્યું;—અને પછી તરત પાછો ખુશ ચહેરો કરી નાખતાં તેણે વધાર્યું, "ત્હારે એમાં બીહીવા જેવું કશુંજ નથી, ડારલીંગ. મારી એ કમનસીબ ગઇગુજરીને લગતાં દુઃખથી તું મારી વ્હાલીનાં હેતવંતાં દીલને વગર અગતે દર્દમંદ બનાવા મને ગમ્યું નહિ એજ ખરી વાત છે. તેથીજ મેં એ વાત ત્હારેથી આજ તક છુપાવી. ખરી વાત એટલીજ છે, જીગર, કે મારી છેક બચગીથી મને મારાં હેમક માયબાપે એક નાપસંદ લગનની ધુસરીમાં જકડી મેલ્યો હતો. અમે કદી બી એકમત થતાં હતાં નહિ, અને અમારાં લગન એક કંગાલ નાસીપાસી ને બીલકુલ હસી મશ્કેરીજ પુરવાર થયાં હતાં. એટલાવાસ્તે અમારાં અરસપરસનાં બેઉનાં સુખને વાસ્તે મેં એ લગનથી રીહાઇ મેળવવાની તજવીજ કીધી, કે જેમાં તેં જોયું હોશે તેમ હું ફાવ્યો નહિ."

"પણ તમે ફાવ્યા તે કેમ? તમારી ફરયાદમાં વજુદજ શું બદલ્યું હતું જે?"

"એટલુંજ કે તે ધર્મધ્યાનમાં મરી રહેલી હતી, અને મારાં સુખની મુતલગ કાળજી કરતી હતી નહિ," પૉલે ફજેત જેવા ચેહરાએ કહ્યું. "ખરેખર તો અમે એકમેકને મુતલગ ચાહતાં હતાંજ નહિ—બલકે ખુલ્લાં દીલથી ધીક્કારતાં હતાં, અને તેવાં બે પરણેલાં વર બઇયર તરીકે રહે એ શું

ઠગાઇ ને ગુનાહને ઉત્તેજન આપવા જેવું નથી? મેં પૈસો, એટલાવાસ્તે, ઘણો વેરયો—મારા લાભનું "વરડીક્ટ" મેળવવા મેં બાર હજાર ડૉલર તો ફક્ત જુરીના ગ્રહસ્થો વચ્ચેજ વેંહચી આપવા કાઢયા, પણ તે કમીનાઓએ એક ભલું કામ કરવા બદલ મેં આપવા કાઢેલાં તે ઇનામને લાંચ તરીકે તુચ્છકારી કાઢયું, અને પરીણામ અંતે આએ મુજબનું થયું!"

"અને તે ગુજરી ક્યારે?"

"એ બધું થવા પછી થોડેજ મહીને," પૉલે ઉતાવળથી કહ્યું. "પણ જવા દે એ બધી દુઃખ પેદા કરનારી વાત, વ્હાલી. આપણે અરસપરસનાં આપણાં પોતાનાં સુખમાં પુરતાં સુખી છીએ, અને તેમાં એ દુઃખ પેદા કરનારી યાદોથી નાહક કશો ખતરો પેદા પડવા દેવો સજાવાર નથી."

"પણ મારો વહેમ ને દીલગીરી મીટતાં નથી, પૉલ," નીનાએ એમ છતાં ઘણી ઉદાસીથી કહ્યું. "તમોએ એ વાત આજ તક મારેથી એ રીતે છુપાવવી નહિ જોઇતીતી."

"તું એ જાણવા પાંમી એજ પુરતી કમનસીબી છે," પૉલે કાંઇક ખીજવાટથી કહયું; "ડાંહયાં માણસો એક સુખી જીંદગીમાં દુઃખી ગઇગુજરીઓની યાદથી કચરો નાંખવા કદી રાજી થતાંજ નથી."

પણ નીનાનાં મનનું, એમ છતાં, જોઇએ એટલું સમાધાન થઇ શાયુંજ નહિ. તે અત્યાર સુધી પોતાના ભરથારની ઇઝીચૅરની બેરદુમાં ઉભેલી હતી તે હવે ધમ દઇને પાસેની ખુરસીમાં બેસી ગઇ, અને પોતાનાં જીગરનાં છેક ઉંડાણમાંથી એક ઉંડી હાય ખેંચીને દુર દરયાવ ઉપર દુઃખી દેમાગ સાથે ખ્યાલી આંખોએ ટીકવા પડી. તેનું દીલ તમામ દર્દમંદ બની ગયું હતું. તે શકીલી બની ગઇ હતી. પૉલે દેખીતી રીતે આ વાત અત્યારતક તેનાથી ઘણી સંભાળ સાથે છુપાવી હતી, અને ત્યારે શું તે કોઇ લુચ્ચો કે ધોકાબાજ નહિ હતો?

તે આખો દાહાડો પૉલ સીમન્સને એ મોહરદારને પાછી ઉલટમંદ બનાવવા ઘણી મહેનત થઇ પડી. તેણે રાત તક તેને ઘણું મનાવી ન ઘણી સમજાવી, અને રાત્રે દુરના કિનારાઓ ઉપરની રોશનો જોતી તે જ્યારે એકલી ઉભેલી હતી ત્યારે તેણીને અચમુચ ખ્યાલ થયો કે ગમે તે છતાં તે તેની તરફ અત્યાર સુધી ઘણો મહેરબાન અને લાયકીભરયો નિવડયો

હતો, તો એમ કાંય નહિ હોય કે તેની આગળી ઓરત બાબેની તેની ફરયાદમાં કાંઇક વજુદ બી પણ હોય? વળી તે ગુજરી ગયલી હતી, તો હવે તે ઘોળાયલાં દુધ પર રડવામાં હાંસલ શી હતી? હવે તેઓનાં હાલનાં સુખમાં બીજી બાવજ શી હતી?

"તમે મને ચાહોછો તે ફીસમે તે બીચારીને કદી ચાહતીજ નહિ, પૉલ!" એમ છતાં તેણીએ પોતાનાં મનનું પુરતું સમાધાન કરી લેવા હજી એક છેલ્લો સવાલ પાછો પુછયો.

"કોઇ દાહાડે બી નહિ ને મુતલગજ નહીં," પૉલે ભાર નાંખીને કહ્યું. "મેં તુને ચાહીછ તે ફીસમે મારી આખી જીંદગીમાં બીજી કોઇ બી ઓરતને ચાહી નથી, અને હવે પછી કદી ચાહી શકવાનો બી નથી."

"ત્યારે હું સંતોશ પામી," ભલી તેવીજ ભોલીભાલી નીનાએ પુરતી ધીરજ પામતાં કહ્યું—અને તેનાં શોકાતુર કમળવદન ઉપર જોવાને સુખ થાય એવું ખુશીનું હસ્તું એક વાર પાછું પ્રગટી નિકળતું નજરે આવ્યું.

---

## પ્રકરણ ૪૨ મું.

એક અડવાડયું વહી ગયું, અને તે દરમ્યાન પૉલ સીમન્સ સુંદરની યૉટ "ટાઇની" એ હવે જઇને "લોંગ બ્રાંચ"ના કોરટા પર લંગર નાંખ્યું હતું. તે (પૉલ) તે સહવારે સકાલેથી કિનારે ઉતરી ગયો હતો, અને પોતાનાં કાગળો વિગેરે લઇને ટ્રેનમાં બેસીને ન્યુયૉર્ક નિકળી ગયો હતો. તે ન્યુયૉર્ક પોતાના પૈસાટકાને લગતું જરૂરજોગું કામ આટોપી લઇને બીજે દાહાડે બપોરે યૉટપર પાછું ફરવાનું પોતાની પ્રિય પરણેતરને પ્રૉમીસ કરી ગયો હતો.

નીનાએ તે તક તુરત હાથ કીધી. તેણીએ તેજ દાહડે કેપટન વીલીસને એક ચીઠી લખીને પોતાની સાથે યાટ ઉપર તે રાત્રે જમવાનું ઇજન મોકલી આપ્યું.

તે રાત ઘણી ગરમ હતી. નીના અને કેપટન વીલીસ ડુટક પરજ જમ્યાં હતાં, અને જમ્યા પછીથી કેપટને એકાંતમાં ખુરસીઓ ખેંચતાં કહ્યું, "અને હવે, નીના ડીઅર, માહરે ત્હારી સાથે કાંઇ આજ રાત્રે ઘણી જરૂરની ખાનગી વાત કરવી છે."

નીના અજબ થઇ. એવું તે એ કેપ્ટનને શું કહેવાનું હશે ! તેણીએ સરેસ્તાના ખુશ સ્વભાવથી પેટભરીને ખાઇ લીધું ત્યાં વેર તે દાનાઇથી ચેઅયો હતો, અને હવે એકાએક અને એકદમ તે હસતા ચેહરાના ને ખુશાલ તબીએતના પોલીસઑફીસરનો ચેહરો કાંઇક ગંભીર થઇ ગયેલો નજરે આવતો હતો !

"કંઇ મારા બપાવાજીને લગતું ?" નીનાએ શંકાશીલ પુછ્યું; "કંઇ તેવણનું કાગળ બાગળ આવેલું છે !"

"કશુંજ નહિ," તે ઓફીસરે જવાબ કર્યો "મારે તો એક બીજી અને જુદીજ બાબદ પર ત્હારી સાથે વાત કરવાની છે."

"ત્યારે તે કોણ વિશે તે અરધું તો હું સમજી બી ગેઇ !" નીનાએ હવે અતી ઘણી ફીકી પડતાં ફીકકું હસીને કહ્યું. "છેલ્લા ત્રણ ચાર દાહાડાથી કંઇ માઠું થવાનો મને ખટકોજ થયાજ કરેછ ! ગયાં અઠવાડયાંમાં મને એક એવો મજબુત ફટકો પડી ચુકેલો, પણ પછીથીના બે ચાર કલાકમાં મારાં મનનું જરા સમાધાન થયું હતું. એમ છતાં જલદીજ પાછા મારા વ્હેમો મને સંતાપવા લાગ્યા, અને તે વ્હેમોને મજબુતી મલે એવું કંઇ ને કંઇ કારણ મને મળતું રેહચ. હવે, તેથી, મારીપર જે નવું ગુજરે તે ખમવાને વાસ્તે હું જાંણે તૈયાર થઇ રહેલી છેઉં. એવું તે શું છે !"

"હું તુંને જાણીબુજીને કશું બી દુઃખ કદી થવા નહિ દેઉં એ તો તુંને ખાતરી હોવી જોઇએ, નીના," કેપટન વીલીસે હેતથી કહ્યું. "હું ચોક્કસ દુખભરેલી બાતમીઓ મેળવી શકયો છું તેની ફક્ત તુંને અત્યારે માહીતી આપવાની મારી ફરજ માનુંછ. તેથી વધારે કશું નથી. હું તુંને ઠપકો આપવા માંગતો નથી અથવા સલ્લાહ આપવા બી ચાહતો નથી."

"ઓ તમારી સલ્લાહની તો મને ઘણીજ જરૂર પડશે," નીનાએ લગભગ દુઃખ પાંમી રડી દેતાં કહયું.

"જરૂર પડશે તો હું હજારો ખુશીથી તે તને આપશ" તે ભલા પોલીસ ઓફીસરે હાંમત આપી; "મને ફક્ત ને હાલ તુંતો એટલુંજ ચેતાવી રાખવું છે કે પૉલ સીમન્સ તુંને પ્રમાણીકપણે પરણ્યો નથી. એની એક આગલી પરણેતર હૈયાત છે. તમારાં લગન થયાં ત્યારે તે બોસ્તનમાં હતી,

અને હાલમાં ન્યુપોર્ટમાં છે. એણે ગયે વરસ તેનાથી છુટાછેડા મેળવવાનાં બી ઘણાં ફાંફાં મારયાં હતાં, પણ ફાવ્યો નહિ હતો."

"તે તો હું જાણુંછ," નીનાએ ઉંડી ગમખ્વારીથી કહ્યું. "ગયાં અઠવાડગેજ મેં એ બધું જાણ્યુંતુ, પણ મને તો એવણે કહયું કે તે અબળા ગુજરી ગયેલી છે."

"વરસોથી એ જણાયલો એક ઠગ અને જુઠો છે, અને તેથી તુંને એમ વાહી પતાવી લેવાને એના જેવા એક લુચ્ચા આદમીને મુશ્કેલ થવું નહિજ જોઇએ," કેપ્ટન વીલીસે લગાર તીખાસથી કહયું. "ત્હારાં કમનસીબે તે આગલી બૈરી હજી હાલમાં હયાત છે, અને તદન સારી પેઠે છે; અને તે જીવતી છે તાહાં સુધી તું કશીજ રીતે એની હકદાર ગણાવાની નથી."

"ઓ ખુદા, ત્યારે આએ મારી કેવી બુરી હાલત!" નીનાએ રડી દઇને કહયું; અને તે ભલા અમલદારનું દયાળુ દીલ પ્રમાણીક દીલસોજીમાં અતીઘણું દુઃખાયું. તેણે જોયું કે તે નાજનીન પુરતી દુઃખી અને અતીઘણી ગુસ્સે હતી. તેની આંખોમાંથી આ શરમભરેલી ઠગાબાજી વાસ્તે હાલમાં ગુસ્સાનાજ ચમકારાઓ વિજળીની ફીસમે પ્રગટ પડતા રહેલા જણાતા હતા!

હવે એ ગરીબ બિચારીનું શું થશે? તેણીની તે બાએની ફરયાદનો અવાજ તેના કાનમાં વાગ્યાજ કરતો હતો. તે પોતાની હીંચ ખાવાની ખુરસીમાં અઢેલાઇ પડયો હતો, અને સાંમે બેઠેલી દમામદાર પોશાકમાં સજ્જ થએલી તે ફીકી અને દુઃખી ખુબસુરતી તરફ દયાળુ હાવભાવથી તે ટીકયા કરતો હતો. તેણીનો પોશાક સાદો તોબી ઘણાજ સરસ ટેસ્ટનો, મોંઘી કીંમતનો, ખરચાળુ અને શોભીતો હતો.

ખુદાએ ખુબસુરતીનો તેની ઉપર વરસાદજ જાણે વરસાવી દીધો હતો. તેનાં બદનના દરેક અંગભાગની અને અંગભાગની દરેક હીલચાલમાં ઘણીજ સપુર્ણ ખુબસુરતીનો અભ્યાસ થનો રહેતો હતો. જાણે તે શ્રીમંતપણાંને વાસ્તેજ સરજાઇ હતી, અને એમ છતાં તે તેજ છોકરી હતી કે જે એક સુકાં પાંઉના ટુકડા માટે મોહતાજ એક જાહેર બાગનાં ચોગાણુમાં ઠંડીથી થથરતી ને ભુખે મરતી તેને તેની ફરજ બજાવતાં એક મોડી રાત્રે મલી આવી હતી!

"જો તલાક મલી ગયા હતે તો બરજાહનમ," તે પોલીસ ઓ-

ફીસરે અરધું મનસે—અરધું મોટે ગુસ્સાથી બબડ્યું. "એવા કેસમાં તલાક આપવાનુ ના પાડવામાં આવે એ મારાં મત મુજબ ઘણું કઠણુ છે. વરઐયર જો એકમતજ નહિ થઇ શકે અને સાથે રેહીજ નહિ શકે તો તેઓને જોડેલાં રાખવામાં લાભ શું છે?"

"પણ હાલ તો હજી ત્યારે તે આગલી બૈરીજ એની હકદાર કહેવાય કેની?" નીનાએ ડચકાંઓથી દબાતા સાદે પુછ્યું.

"જરા બી શક વગર."

"પણ હું? શું હું નહિ?"

"બેશક નહિજ," તે કેપટને દીલગીરીથી જવાબ કરયો. "ખરી રીતે તો તુંને પરણીને પૉલે ધારાની નજરમાં એક ઘણો ગંભીર અપરાધ કીધેલો છે—સિવાય કે એ ક્રિયા જે કરાવી લીધી તેમાં બી તુંને એણે ઠગીજ હોએ, અને તમામ જુઠી અને ઢોંગભરી ક્રિયા કરાવી હોય! તેમ જો હોય તો તુંને ઠગીને ત્હારો નાશ કરવા વાસ્તે બેશક તું એને ધારાથી સજા કરાવી શકે."

"મારે એને એવી કઇ સજા કરાવાની દરકારેજ નથી, કેપટન," નીનાએ તુચ્છકારથી કહયું. "એમ કરવાથી મારી એ હીણપસ્તી ને નામોશીને નહીં ઘટતી જાહેરાત મલે, અને તેમાં મને લાભ શું!"—વળી થોડોક વિચાર કરીને વધાર્યું—"મને તો લાગેછ, કેપટન, કે લગનની ક્રિયામાં બી બધા ઢોંગ અને દગોજ હોશે. લગન કરનાર કોઇ પૈસા બદલ પોતાને વેચી શકે એવો ઢોંગી ઠગારો હોવોજ જોઇએ."

"એ લગન કાંહાં થયાં હતાં?"

"હું તો તે ઘેર કે રસ્તાનું નામ વરીક જાણુતી નથી," નીનાએ ગમખ્બારીથી કહ્યું. "અવલમાં તો પૉલ એ લગનની ક્રિયા વરીક કરાવાની વિરૂદ્ધમાં હતો, પણ ઇગ્લાંડનાં દેવળની રૂધી મુજબની બધી ક્રિયા કરાવી લેવાને મેં તેને ફરજ પાડી. એ બેશક ઘણી ઠગાઇભરેલી રીતે મારી સાથે વરત્યોછ, પણ હું તો એટલું તો જોઇ અને કેહી શકુંછ, કેપટન, કે એનો મારી પર ચાહ ખરેખર ઘણો હતો અને છે."

"તે હોય, પણ એણે સચ્ચાઇથીજ ત્હારી સાથે વરતવુંજ જોઇતું હતું," કેપટને ગુસ્સાથી કહ્યું.

"ખચ્ચીતજ," નીના એકમત થઇ. "તેમ થતે તો મારી ઇજ્જતનો નાશ થતો બચતે, મારી ઇજ્જતની પાએમાલી સાથે જે જે મેં અત્યાર સુધીમાં નવું જોયું, હજારોના ખરચે જે જે મોજ કીધી ને અનુભવો મેળવ્યા તે બધું મારે મન તો હવે અકારૂં ઝેર છે."

"ખેર, એ નામોશીની વાત હવે જાહેર નહિ થવી જોઇએ," તે કેપ્ટને કહ્યું.

"એ જાહેર નહી થાય તેથી તે નામોશી મારે વાસ્તે ઓછી છે એમ તો તમે નહીજ કેહશો, કેપ્ટન?" નીનાએ દુઃખથી કહ્યું.

"તું પોતે નીરદોષ છે એ ખ્યાલમાં ત્હારે હીંમત અને સબર માનવાની છે, ડીઅર," તે ભલા કેપ્ટને હીંમત આપી; "એ હવે ધોલાયલું દુધ છે, અને તેથી ત્હારે એ બાબેનું દુઃખ જીતવાની કોશેશ કરવી જોઇએ. હવે તો આગળ શું કરવું ને કેમ કામ લેવું તેનોજ વિચાર કરવાનો છે."

એ પછી થોડોક વખત સુધી તે બંને કાંઈ બોલ્યાં નહિ. સ્મશાન જેવી શાંત ચુપકીદી ત્યાં પસરી રહી. બંને એજ ફેસલ્લાને લગતા પોતપોતાના ખ્યાલોમાં ચકચુર થઇ ગયાં. કેપ્ટન મનથી અજબ થતો હતો કે હવે આએ પ્રમાણીક છોકરી કેમ કામ લેશે? શું પોતાની દીલની પ્રમાણીક વાસનાઓને તે પોતાપર ફાવવા દેશે, અને આવી બધી પાદશાહી મોજ અને લખ્ખોના વૈભવને ઠોકડે મારી તે પૉલથી પાછી અલગજ થશે? દેખીતી રીતે તે પોતે પણ પૉલને ઘણુજ ઉંડાં વ્હાલની ફીદાગીરીથી ચાહતાં શીખી હતી, અને ત્યારે શું એ બનવાજોગ હતું કે તે વ્હાલને ખાતર પોતાની હાલની નામોશી મંજુર કરીને તે એ નાલાયક આસામીના આશરામાંજ રહેશે?

તે એક કસોકસ કસોટી હતી. નીના જેવી એકને વાસ્તે ખાસકરીને વધારે, કે જે બિચારી ગરીબીમાં અંતત્યાં મેલતી ભુખમરા વટીકનાં સંકટો અને ભીખ માંગવા જેવી જાલેમ હાડમારીઓ અનુભવી ચુકી હતી! ખરેખર, બંને ઓરદુથી તપાસતાં એ ચુકાદો કરવાને વાસ્તે એવો એક દીકટ સવાલ હતો કે કેપ્ટન વીલીસ પોતાની તરફથી તે નાજનીનને આએ તરફ કે પેલી તરફ કશીજ સલ્લાહ આપી શકતો ન હતો. તેણે તે ચુકાદો કરવાનું

તે વાહલી છોકરીની પોતાની મરજી ને મુનસફી પરજ રાખ્યું, અને તે એમાંથી જે બી જીંદગી પસંદ કરવાનું ચુકવે તેમાં તેનો અસલ જેવોજ દોસ્ત થઇ રહીને તેને પોતાની દસ્તગીરી અને પનાહ આપતો રહેવાને તે ભલા અમલદારે મનથી મજબુત ફરદ કર્યો.

છેક પા કલાક સુધી ચુપકીદી સાચવ્યા પછી અંતે નીનાએ પોતેજ પાછી જબાન ખોલી.

"તમે ધારોછ વારૂ, કેપટન," તેણીએ પુછયું, "કે જો હું એની આગલી બૈરીને શોધી કાઢીને મલવા જાઉં, અને મારે ખાતર તલાક લેવાની તેણીને પગે લાગીને વિનંતી કરૂં તો તે મારી અરજ બાહલ રાખે ?"

"ખચ્ચીતજ નહિ," તે કેપટને મજબુતીથી કહયું; "ઉલટી તે અદેખાઇની મારી વધારે સખ્તાઇ સાથે એ હીલચાલની સાંમે થાય, અને તું જે એ વાતને જાહેરાત મલેલી જોવા ચાહતી નથી તેને સાંમી બેવડી પ્રસિધ્ધી મલી જાય. તે તો એમજ સમજે કે તું અને એ મલી ગીએલાં છે, અને એમ કરીને એ બેહુદી મતલબ કાઢી લેવાના આએ તમારા બધા પછાડા છે."

"પણ ત્હારે હવે મારે કરવું શું ? શું મ્હારે પાછો ન્યુસપેપર વેચવાનો સ્ટોલ ઉંઘાડીને બેસવું ?" નીનાએ દર્દમંદ દીલે પુછયું.

"તેની શું જરૂર છે ?"

"ખરી વાત એટલીજ છે, કેપટન, કે હું જોકે કશી રીતે ચીબી થવા ચાહતી નથી તોબી એટલું તો ખરૂં કે આએ હાલની અપ્રમાણીક જીદગીએ જીવવાને વાસ્તે હું મારાં મન સાથે કદી બી એકમત થઈ શકવાની નથી," નીનાએ સમજાવ્યું. "મોડે વ્હેલ્લે ખરી વાત અજવાલાંમાં આવ્યા વગર રહેનાર નથી, અને જો હું આએ જીંદગીએ રેહું તો ઇજ્જતદાર સોસાયટીમાં પાછલથી કદી મારો સ્વિકાર કે નીભાવ થવાનો નથી. હું ભલે નિરદોષ છેઉં, પણ લોક કાંઈ તે જાણવાનું કે માનવાનું નથી. મારે તો, તેથી, પૉલનો પલ્લો એકદમ પડતો મેલીને નવી જીંદગીએ જીવવા અલગ થવુંજ પડશે."—અને તેણીએ પોતાની આંખમાં ધસી આવેલાં આંસુ હીંમતની એક અછાત સાથે ખંખેરી નાંખ્યાં.

# પ્રકરણ ૪૩ મું.

"હું ત્હારી જેટલી આફ્રીન કરૂં એટલી થોડી છે, નીના," તે કેપ્ટને તે ભલી છોકરીની પીઠ ઠોકીને એ તેના નેક ઠરાવના જવાબમાં ખરાં દીલની વખાંણનાં જોશથી કહ્યું. "મારી મદદનો હાથ સદા ત્હારા વાસ્તે મોજુદ છે. હું તુંને આએ વખને મારે ઘેરજ રાખવા માંગુછ. મારી બઇરી ઘણી ભલી છે, અને મારી ખાનગી વાતો જાણવાને વાસ્તે માથાં મારવાની તેને મુતલગ ટેવ કે તમેહ નથી. ત્હારે, એટલાવાસ્તે, કોઇ વાતની ફીકર કરવાની નથી. તુંને મારે પોતાને ત્યાં આવવા ને રેહવા ગમશે?"

"નહિ, કેપ્ટન, હું તમારી ઘણી ઉપકારી છેઉં, પણ હું તમોને એવી તસ્દી આપવા માંગતી નથી. મારૂં દુઃખજ એ પ્રકારનું છે કે જેમાં એખલી અને જુદીજ મરી રેહવાનું હું વધારે પસંદ કરૂશ. મને કોઇનો બી સાથ કે પડોશ હવે ગમતો નથી."—અને એક દુખતું માણસ ફીણુને વળગે તે ફીસમે એક છેલ્લી ઉમેદ બરપા થતાં તેણીએ વળી વધારામાં પુછ્યું, "તમારી ખાતરીજ છે, કેપ્ટન, કે તમોને મલેલી એ ખબરમાં કંઇ બી ભુલ કે ઠગાઇ નથી? કદાચ તે અમળા પૉલે મને કહ્યું છ તેમ ખરેખર મરી બી ગેઇ હોય, અને તમારી ખબર ખાલી ભુલાવો ખવાડનારી હોય એમ તો નહિ બને?"

"બીલકુલ નહિ," તે ભલા પૉલીસ ઓફીસરે મકકમપણે ખાતરી આપી. "હું કાચે પાએ કદી કામ લેતો કે કરતોજ નથી. મારી પાસ તે કાગળ મોજુદ નથી, નહી તો તુંને હું વંચાવતે. ફક્ત ગેઇ પરમ દાહાડેજ જે આસામી પોતે એ ઓરતને રૂબરૂ મલ્યો તેનું તે કાગળ છે, અને તે મને ભુલાવો ખવાડે કે ઠગે એ માનવાને કોઇ કરણુજ નથી."

"ત્યારે તો મારી કમબખતીમાં હવે બાકી કંઇજ રહી નથી," નીનાએ એક મોટા અફસોસ સાથે કહ્યું;—અને ત્યારે તે ભલા કેપટને તેને બને એટલી ધીરજ આપીને, રાત ઘણી ગુજરેલી હોવાથી, તુરત વેળા તો ત્યાંથી રૂખસદ લીધી. નીના બીજી સંહવાર સુધીમાં પોતે જે નકકી કરે તે ઠરાવ કેપટન વીલીસને જાહેર કરવા સારૂ તેણીએ તેને બીજે દાહડે પાછો બોટપર બોલાવ્યો હતો.

તે એકલી પડી. કેપટન ગયો ત્યારે રાત ઘણી ગુજરેલી હતી, અને તેણીની દાયાએ તેણીને વાટે સરેસ્તા મુજબ નિચે કેબીનમાં સુખ-

ડારક બીછાણું તઇયાર કરી મેલ્યું હતું; પણ તેને કેબીનની ગપચી ને ગરમીમાં સુવા જવા ગમ્યું નહી. એટલામાટે નીચે જઇને કપડાં બદલી નાખીને તેણીએ એક નરમ સફેદ ગવન પેહડી લીધો, ને ત્યાર પછી તે પાછી ડુટકની ખુલ્લી હવામાં આવીને બેઠી.

"એની," તેણીએ ડુટકપરની ઇઝીચેરમાં કલાકએક એ મુજબ કાઢયા પછી પોતાની દાયાને હાંક મારીને કહ્યું, "હું અંહીની આએ "હૅમક" (ઝોલી)માંજ મને ઉંઘ આવશે તો આજની રાત સુઈ જવા માંગુંછ. મારૂં માથું ઘણું સખત દુઃખેછ, અને મને નિચે કૅબીનમાં સુવા જવા ગમતું નથી. ડુટકને લગતા ચોકીદારને ખબર આપજે કે હું અહિં સુતેલી છેઉં."—અને તે સુતી.

અને તે સુતી. તે ખુલ્લી હવા માહેલા હીંચકા ખાતા હૅમકમાં પડી પડી ઉંચાં આકાશમાં ચુપકી સાથે ચકચક કરતા લખ્ખો તારા સિતારા જોતી તે માહાપારા સુવાની કોશેશ કરતી હતી, પણ તેને ઉંઘ મુતલગ આવી નહિ. હવે શું કરવું, કયાં જવું ને કેમ કામ લેવું તે ચુકવવાને વાસ્તે ધારવા કરતાં બી ઘણો વધારે બીકટ સવાલ થઇ પડયો. આવો વૈભવ, આવું સુખ તેણે આગળ કદી જાણ્યાં ન હતાં ત્યાં વેર તે તેની તલબગાર ન હતી, પણ અરે, હવે એ બધું છોડીને પાછી ગરીબીમાં અવત્યાં મેળતી તે કેમ જઈ શકે?

અને તોબી જવા વગર છુટકજ કયાં હતો? સુકકી રોટલી ભલી, ભુખમરો ભલો, પણ નીના તે પ્રકારની એક તમામ નિષ્કલંક ને નિતીમાન છોકરી હતી કે જે એ જાતનાં અપ્રમાણીક જીવતરે જીવવા દુન્યા ઉલટપાલટ થઈ જતાં પણ કદી કબુલ થાએજ નહિ!

અને તેથી તે "હૅમકું"માં તે એ મુજબના એ બધા વિચારો કરતી જાગતી પડેલી હતી. એક ધીમી ઠંડી લેહકી તેના ગોરા તંદરોસ્ત ગાલોને ઉપરાસાબરી ચુંબન કરતી ચાલુ રહેલી હતી; દરયાનાં પાણી તે લંગર કરી પડેલી બોટની સાથે અથડતાં છપકારાનો એક ચાલુ ધીમો કાનને માફક આવતો સુસ્વર રજુ કરતાં રહયાં હતાં, અને તેવામાં તે હાલનાં આ સુખકારક બિછાણાંમાં પડી પડી તે ભયંકાર ગઇગુજરી યાદ કરતી હતી, કે જ્યારે ગયે વરસે અત્યારે તેના કમનસીબ વાલીદની લાશ એક નહાના અંધારા ઓરડામાં પડેલી હતી, અને તે ત્યાંથી,

એકલી અને નાસબર, ઉંચી બારીએથી ડોકાવતી ઉંચે આભ અને નિચે ધરતી જોતી ઉભેલી હતી! તે વખતે તે છાકટ, અભણ, અનિતીવાન લોકોની દુન્યામાં જીવતી હતી, કે જેઓના ચાલુ ટંટાફેસાદ એજ તેમની જીંદગીનું સાર્થક પુરવાર થતું હતું; અને આજે? આજે તે કેટલાં અમનચમનમાં, તાબેદાર અને કાલજીવંત નોકરનફરોનાં એક નાધલાં લશ્કર જેવા રસાળા સાથે કેટલાં બધાં સુખમાં રહેલી હતી!

પણ તે સુખ ક્ષણીત અને ઠગારૂં હતું. તે એક ખુશીનો છતાં શીર્ફ નામોશીનો—જોતાં જોતાંમાં આખર થતો—એક ખ્વાબ માત્ર હતો. તેણીએ હવે તો વળી હયાંથી જઇને પાછું તેજ ગરીબી ને કંગાલ્યતમાં ઝોકાવાનું હતું, અને તે ભોગ ખરેખરો એક મોટામાંમોટો સ્વભોગ થનાર હતો. એમ છતાં એજ નક્કી નિર્ણયપર આવીને એક આખી રાત બીલકુલ કોરા ઉજા-ગરાની ગુજારવા કેડે જ્યારે સહવારનો પ્રહર થતાં તે કમનસીબ સુંદરી હેંમકમાંથી કુદીને બાહર આવી અને પોતાની કેબીનમાં જતી રહી ત્યારે તેની આંખ રડતાં રડતાં સુજીને લાલ થઇ આવી હતી, અને તે પોતે ફીક્કી, કાહેલી, ઉદાસ અને તદન દુઃખી બની ગએલી નજરે આવતી હતી.

તે પછી તે સહવારે દસ વાગામાં કેંપટન વીલીસ ઠરાવ પ્રમાણે નીનાનો જવાબ લેવા આવ્યો. નીના એ વખતે ટુડકપરજ તૈયાર થઇને તેની વાટ જોતી ઉભેલી હતી. તેણીએ ઘણોજ સાદો પોશાક પેહડયો હતો, અને ચેહરામાં તે તદન ફીક્કી હતી. તે ઉપરથી તેને જોતાં સાથેજ કેંપટન વીલીસ મનથી પાંમી ગયો કે તે પૉલ સીમન્સનો પલ્લો પડતો મેળવાનોજ પોતાનાં મનથી નક્કી ઠરાવ કરી ચુકેલી હોવી જોઇએ.

"મને મારા ભરથાર તરફથી"—અને તરત સુધારીને—"મને મી૦ સીમન્સ તરફથી હમણાંજ એક કાગળ મલ્યું છ," તેણીએ કહયું;—અને એમ કેહતાં તેણીએ શેકહેંન્ડમાં હાથ લાંબો કીધો, કે જ્યારે કેંપટને કંઇક દુઃખાયલાં દીલ સાથે જોયું કે તે બિચારીએ પોતાના હાથો પરથી એકે એક કીંમતી વીટીઓ પણ ઉતારી નાંખી હતી.

"તે કાગળમાં એ શું લખેછ?" કેંપટને પુછયું.

"તેવણ બપોરે બાર વાગે આવવાના હતા તેને બદલે સ્હાંજના ચાર વાગે આવવાના છે," નીનાએ જવાબ કર્યો.

"અને તું શું ઠરાવપર આવીછ, ડીઅર?"

"હું તેવણ આવતાં સાથે તેવણને કેહવાની છેઉં કે મેં તેવણનું બધું તરકત પકડેલું છે, અને હું તેવણનો અપ્રમાણીક આશરો છોડી જવાનો ઠરાવ કરી ચુકીછ," નીનાએ હીંમતથી જવાબ કરયો. "હું આજ સાંહજ પછી પાછી ગરીબ નીના ચૅસ્ટર તરીકેજ ઓળખાવશ."—અને પછી વળી નવો વિચાર થતાં વધાર્યું, "પણ જો તે ઓરત હૈયાત હોવાની વાત હજી એવણ નામુક્કરજ જાય તો?"

"તેને નામુક્કર જવાનો ચાન્સ આપણે આપશુંજ નહિ," કૅપટને ઠરાવથી કહ્યું; "તેને તું મારે નામે ખુલ્લું કેહજે કે મેં પોતે તેનું તરકટ પકડેલું છે, અને મારી પાસે તે બાઇ જીવતી હોવાના મજબુત પુરાવા છે, એટલે તે નામુકકર જઇ શકશેજ નહિ. વળી વધારે સાંભળ: જો તું તેને છોડી જવાનો નકકી ઠરાવજ કરી ચુકી હોએ તો ત્હારી તરફથી હું પોતે તેને મળવા માંગુછ, અને તેની એ બધી શરમભરેલી ઠગાઇની સજા તરીકે તુંને દર મહીને તે એક મોટી રકમ આપતો રહે એવી હું ગોઠવણ કરવા માંગુછ."

"એક મોટી રકમ!" નીનાએ મોટા ગુસ્સાના તુચ્છકારથી પોકારયું; "એક સુકકી રોટલીનો ટુકડો બી નહિ! તેની તરફથી મને પાનપાવલો બી મળતો રહે એ તેના અપ્રમાણીક આશરામાં રેહવા ને જીવવા જેવુંજ છે, અને તે કીસમની નામોશીને વાસ્તે હું કદી બી એકમત થનાર નથી."

તે કૅપટન હદ વગરનો અજાયબ થયો. તે તો અજાયબીમાં દંગ થયલો ડાચું વકાશીને તે ગુસ્સામાં ઉસ્કેરાયલી અને તે ઉસ્કેરણીમાં વધારે મનોહર દેખાતી મધુરીને ડોલા ફાડીને ટીકતોજ ઉભો! શું આવી બી છોકરીઓ થઇ શકે? ખોદાની ખુદરત શું એવા નેકબખ્ત અપવાદોથી બી ખાલી નથી!

"મારી વ્હાલી નીના," તે કૅપટને ખરાં દીલની લાગણીથી કહ્યું, "મને કેહવા દે કે એમાં ત્હારી ખચ્ચીતકરીને ભુલ છે. આએ ઠગારા માણસે સરયામ ત્હારાં ભવિષયનું સત્યાનાશ વાલી નાંખ્યુંછ, અને તું જો તેની સાંમે કોર્ટમાં ફરયાદ નોંધાવે તો એક ઘણી ગંજાવર રકમ "ડૅમેજીસ" તરીકે તુંને એક લેહજામાં મલી શકે; એમ છતાં કોર્ટ મારફતે તું જો કામ નહિ લેવા ચાહતી હોય તો મને વચ્ચે પડવા દે, ને મારી મારફતે તે મેળવી લે. તું જીવે જાગે ત્યાંસુધી તુંને એક રકમ ત્હારા નિભાવખરચ માટે આવા સંજોગો વચ્ચે સદા મલતી રેહે એ ખચ્ચીતકરીને ઘણું જરૂરનું છે."

"નહિ, મારા મેહરબાન, મને એ વાત તદ્દન માફ કરો," નીનાએ માથું ને પાછું માંગી લેતાં કહયું; "હું હવે આએ ખરી વાત જાણ્યા પછીથી એક ડૉલર બી એની તરફનો કબુલ રાખી શકનાર નથી. હું અત્યાર સુધી એની સાથે રહી ને મેં એની દોલતનો લાભ લીધો—સબબ હું એમ જાંણતી હતી કે તેની વાસનાઓ બધી પ્રમાણીક છે, અને હું પોતે તેની હક્દાર ધણીઆણી છેઉં. એટલાવાસ્તે એ હવે કરોડો ડૉલર બી મને રેડી દીએ તોબી એણે જે દગો મારી સાથે કીધેલો છે તેનો દંડ કે તેની કીંમત વળી ગયલી હું કદી બી માનવાની નથી. અલબત, મને આએ રીતની પાદશાહી એશઅસરતનું સુખ છોડી જવા ગમતું નથી, પણ પ્રમાણીકપણે તે મને મળી શકતું નથી તો એ સુખમાં હવે પાછી મારે રહેવું કે જીવવુંજ નથી."

કેપટન વીલીસે ખભાં ચઢાવ્યાં. તેનાં મત મુજબ આમ હુંજ ઉતરી જાય તે કીસમે આવા સંજોગો વચ્ચે પૉલને માથે એ દંડ નાંખવોજ જોઇતો હતો. તેનું મન માન્યું નહી. તે હજી બજીદ થયો.

"તું તાહરાં દીલનાં હદ વગરનાં પ્રમાણીકપણાંને દાનાઇપર ફાવી જવા દેછ તે મને ગમતું નથી, નીના." તેણે કહ્યું; "તું કેવાં સુખમાં-થી પાછી કેવી ગરીબી ને કંગાલ્યતમાં ગબડી જવાની છે તેનો ખ્યાલ કર, અને તું સુખમાં રહી શકે એવી મને હજી બી કાંઇ ગોઠવણ ખોદાને ખાતર કરવા દે."

"નહી; તમો જુઓ, કેપટન, કે બે મહીના સુધી હું એની રા—— થઇને રહીછ, અને હવે પછી બી જો હું એનાજ ખરચે મારો ગુજારો કરૂં તો એ નાંમોશીમાંથી મેં મારો બચાવ કીધેલો કહેવાયજ કેમ?"

"ત્યારે જેમ ત્હારી મરજી," તે કેપટને નાચારીની નાખતીથી કહ્યું; "પણ જો કોઇ બી દાહાડે એ કમીનો મારા સપાટામાં આવ્યો તો ખાનરી રાખજે કે તુંને કીધેલાં નુકસાનના ખારમાં હું એનો ટોટો બચડી નાંખ્યા વગર રહેવાનો નથી!"

એ પછી એ અણગમી વાત પડતી મેલવામાં આવી, અને થોડીક બીજી ત્રીજી વાતચીત કરીને કેપટન બાર વાગે તે બોટપરથી પાછો ફરયો.

તે વળી ત્યાં સાંજે આર વાગે પાછો આવનાર હતો. પૉલ આવી

ગયા પછી તે પૉલને ખખડાવા અને વધારેકરીને તો નીનાને ત્યાંથી પોતાની ઓથ અને પનાહ હેઠલ લઈ જવા તે ખાસ ફેરો ખાનાર હતો. તેઓ બંન્ને વચ્ચે એજ મુજબની ગોઠવણુ થઇ ચુકી હતી.

એ પછી સ્હાંજે ચારએકનો સુમાર થવા પહેલ્લાં ઠરાવ મુજબ પૉલ પોતે તે "યૉટ" પર પાછો આવ્યો, પણુ તાજુબ કે જ્યારે તેની બોટ યૉટ આગળ આવી લાગી ત્યારે યૉટનાં તુટકપરથી હંમેશ મુજબ ટીંગાપને જોતી બે આતુર અને ઉલટમંદ આંખો, કે તે આંખોને લગતો એક અતી દીલપઝીર ને હસ્તો મુખડો બીલકુલ ગેરહાજર હતાં! એમ કેમ? પૉલ અજબ થયો. આજે નીના ક્યાં ગઇ હતી? તે હરહંમેશ તો તેના આવવાના વખતે તેને હેતથી આવકાર આપવા કલાકો આગમચથી તુટક-પર તેની વાટ જોઇ ખોટી થઇ રહેતી, અને આજે તે ગેરહાજર કાંય હતી?

તે કુદીને બૉટપર આવ્યો.

તે જરા નાઉમેદ ને ગુસ્સે થયલો દેખાતો હતો. કેપટન અને ખલા-સીઓનો આખો રસાલો "ગૅંગ વે" આગળ તેને સલામ કરવા સરેસ્તા મુજબ સહુ સમારી ઉભા હતા, પણુ નીના પોતે ક્યાં?

તેણે તેઓની સલામનો લગાર તોરમાંજ જવાબ કીધો, અને અરધા ગુસ્સાથી પુછ્યું, "મીસીસ સીમન્સ કિનારે ગીયાંછ શું?"

"નહિ, સાહેબ, નિચે કૅબીનમાં છે," તેને જવાબ મલ્યો.

તે નિચે દોડયો.

---

## પ્રકરણ ૪૪ મું.

કૅબીનનું બારણું બંધ હતું. તે પૉલે ઠોક્યું અને પછી જવાબને વાસ્તે ઠોભ્યા વગર તે બારણું ઉઘાડી ઉતાવળે અંદર ગયો.

"કેમ રે, દુકતી, બોટપર આવતાં સાથની મારી તુટકપરની ચુમી ક્યાં છે? તું અહીં ભરઇને—"

અને હયાં તે આગળ બોલતો એકદમ અચકી ગયો. તેણે તે કૅબીનમાં જે કાંઇ જોયું તેથી તે ઘણો દબાયો! વચ્ચોવચમાં એક મોટી ત્રંક ભરેલી તૈયાર પડેલી હતી, કે જે નીના હાલમાં બંધ કરીને તેને ચાવી મારતી હતી. બીછાણાંપર, વળી, એક ઉપર એક તેના તેણીને અપાવેલા

બધા કીંમતી પોશાકો એમના એમ ઢગલો વળેલા હતા, અને ડ્રેસીંગ ટેબલપર તેની તેને અપાવેલી બેકીંમતી ભેટો—વીંટીઓ, બરેસ્લેટો, હીરા મોતીના હાર, બુટીઓ, ઘડીયાલ વિગેરે બધું ખુલ્લું ઉઘાડું ઢગલા વાળીને મુકેલું હતું!

ફક્ત એજ ન હતું. તેની બૈરીના પોશાકમાં બેહસ્ત દોજખ જેટલો ફેરફાર થઇ ગયલો હતો. ન્યુસપેપર વેચવાની દુકાણમાં તેણે તેને પહેલી જોઇ ત્યારે જે સાદો ગરીબ મુફલેસ પોશાક તેનાં અંગમાં હતો તેજ તેણીએ હમણાં પાછો પેહડી લીધો હતો! વળી તે પોતે હદ વગરની ફીકકી પડી ગયલી નજરે આવતી હતી, અને તે ત્રંકને ચાવી દેતાં તેના હાથ વટીક થરથર ધુજતા દેખાતા હતા!!

"એ શું છે?" તેણે નીના આગળ નિચે ગુઠણપર બેસી જતાં ઘણા ગભરાતમાં પુછયું.

"હું જાઉંછ," નીનાએ તેની આગળથી ખસી જતાં ઉભી થતાં શાંતી સાથે કહ્યું. "તમે મને શરમભરેલી હદ સુધી ઠગેલી છે. મને આજે બાતમી મલેલી છે કે હકદાર મીસીસ સીમન્સ જીવેછ, અને હું કશીજ રીતે તમારી હકદાર નથી. ગેરહકથી, એટલા વાસ્તે, તમારી સાથે રહેવા હું સાફ ના પાડુંછ, અને ગરીબ નીના ચૅરતર તરીકે બને એમ પ્રમાણીકપણાંથી મારો ગુજારો કરવા હું પાછી ફરૂંછ. એ તમારી આગળી પરણેતર જીવેછ એ ખરી વાત છે કે નહિ?"

"જુઠું! કોણ કમજાત તુંને એમ જુઠું કેહવાની હીંમત કરી ગીયુંછ?" પૉલે ગુસ્સાથી બખાલ્યું.

"જુઠું નહિ પણ સાચ્ચું!" નીનાએ ધુજારા કીધો. "જે આદમી મને એ બાતમી આપી ગીયોછ તે મારો પુરાણો મેહરબાન અને એક સગા બાપ જેવો દીલસોજ છે."

"કોણ?"

"ન્યુયૉર્કની પોલીસના માનવંત વડા કૅપટન વીલીસ," નીનાએ જુસ્સાથી જવાબ કર્યો. "તેવણ પાસે બાતમી છે કે તમારી આગળી પરણેતર જીવેછ, અને તે ન્યુપોર્ટમાં "ઍવરગ્રીન કૉટેજ" નામના બંગલામાં રહેલી છે. તેને ફક્ત ત્રણ દાહાડાપરજ તેવણ મલેલા છે."

પૉલ સીમન્સ એ સાંભળતાં ચાંઇ પડી ગયો. તેણે હવે જાસ્તી તકરાર કરવાનું કે જુઠ્ઠો બચાવ કરવાનું એકદમ મોકુફજ કર્યું. તેણે ફક્ત તુચ્છકારથી ટોપી માથાપર ઉંચી ચઢાવી દીધી, પાટલુનનાં ઉંડાં ગજવાંમાં હાથ ખોસી દીધા, અને બેપરવાહીથી સીસોટી વગાડવા પડયો.

"તમારે મન હું તો એક રમકડું હતી," નીનાએ ગુસ્સાથી જારી રાખ્યું. "હું લાગણી વગરની એક હેવાન હોઉં તેમજ તમે મારી સાથે વરત્યાચ?"

"કારણ કે, નીની, હું એમ નહિ વરતતે તો તું મારે હાથ નહિ આવતે," પૉલે હવે કાંઇક શરમાતાં જવાબ કરયો. "હું તુંને એટલી હદ સુધી ચાહતાં શીખ્યો હતો કે હું તહારા વગર જીવીજ નહિ શકતે."

"એ બધું હંબગ છે," નીનાએ પોતાનો ન્હાનો નાજુક પગ ગુસ્સાથી તે ગલીચારપર ઠોકીને કહ્યું. "જો તમે મને ખરેખર ચાહતાજ હતે તો એ જાતની ઠગાઇ કદી કરી શકતેજ નહિ."

"પ્યાર અને લડાઇમાં બધું કાળુંધોળું માફ છે," પૉલે હસીને કહ્યું. "મેં જોયું કે જો તું ખરી હકીકત જાણે તો કદીથી સીદી ઉતરે નહિ, અને ત્યારે આએ રીતે કામ લીધા વગર મને ચાલ્યુંજ નહિ. તું એમ તો કબુલ કરેચ કેની કે હું આજ તક તહારી સાથે ખરાં દીલનાં હેતથીજ વરત્યોચ?"

"તે કોણ ના કેહછ?"

"અને તોબી તું એક નાલાયકના હુલકાવ્યાથી મને છોડી જવા તૈયાર થઇછ?" પૉલે ઠપકાથી કહ્યું; "ચાલ, હવે ચેરીના થા, ને એ ઘેલો ગાંડો વિચાર એકદમ પડતો મેલ."

"ઘેલો ગાંડો વિચાર?"

"હા, ઘેલો ગાંડો નહિ તો બીજું શું?" પૉલે સમજાવ્યું. "મારી આગલી બૈરીની વાત તુંને ખબર પડી તાહાંવેર તું પુરતી સુખી હતી, અને જો કૉર્ટથી મને છુટા છેડા મલ્યાં હતે તો તુંજ મારી હકદાર કેહવાતે ખરૂં કેની? ત્યારે હવે એમજ સમજ કે તુંજ હકદાર છે. તું ખુદામાં ઘણું માનવાવાલી છે, તો હું ખુદાનાં નામથી તુંને પુછુંછ કે તલાક મલ્યા ને નહિ મલ્યા તોબી અમે જો છુટાં છીએ તો તું મારી હકદાર કાંય નહિ કેહવાય?"

"હું એ જાતનાં ઘેલાંપણાંમાં કદીએ માનવાવાલી નથી," નીનાએ જુસ્સાથી કહ્યું.

"તે ગમે તે હોય, પણ હું તુંને જવા દેવાનો નથી."

"તમે જવા દેવો કે નહિ પણ હું જવા વગર રેહવાની નથી," નીનાએ બેવડા ઠરાવથી કહ્યું.

"એ બધું તુંને કોણે—કૅપટન વીલીસે સમજાવ્યું કે?"

"તે ભલા આદમીને નાહેક બદનામ ના કર્યા કરો," નીનાએ તીખાસથી કહ્યું. "તેવણે મને કશુંજ કહ્યું કે સમજાવ્યું નથી. હું પોતે મારી પોતાની ખુશીથીજ જાઉંછ. તેવણ મારી અરજ ઉપરથી ચાર વાગે આજે તમારી સાથે મારા મુરબી તરીકે તમારી એ ઠગાઇ બાબે વાત કરવા ને મને અહીંથી લઇ જવા આવવાના છે."

"ચાર વાગે!"

"હા," નીનાએ જવાબ કર્યો. "તમે અપાવેલા બધા તમારા કીંમતી પોશાકો ને દરદાગીના હું અહિંજ પાછાં છોડી જાઉંછ, ને માહરા ગયા પછી ઍનીને પગાર આપીને રૂખસદ કરજો."

"પણ વારૂં જવાની છે તો જજે, પણ તેથી અત્યારથી એટલી બિમાર બી કાંય થાયછ?" હવે પૉલે ઘણીજ નરમાસથી તેનો હાથ પોતાના હાથમાં લેતાં કગલીને કહ્યું. "કેટલી ફીકકી છે! એક ગ્લાસ વાઇન કે ચંપીન લે—જરા બી ત્હારાંમાં તાકાત આવશે. ઉભી રેહે. એક મિનીટમાં હું એક ગ્લાસ બનાવી લાઉં."—અને એમ કહી નીનાનો જવાબ મેળવવા થોભ્યા વગર તે કમાનમાંથી છુટેલા તીરની કીસમે એકદમ ડુડકપર દોડયો.

તે ડુડકપર છેક નાકે જ્યાં બોટનો "ચીફ ઑફીસર" ઉભેલો હતો ત્યાં ગયો.

"સ્ટીમ પુરતી તૈયાર છે કે?" તેણે તેને ટુંકમાં પુછ્યું.

"જી હા, સાહેબ, પુરતી છે," તેણે જવાબ આપ્યો.

"ત્યારે લંગર ઉંચકો, ને અહીંથી એકદમ ચાલુ મુકો."

"ક્યાં જવાનું છે, સાહેબ?"

"તે હું પછી કેહવશ," પૉલે ઉતાવળમાં જવાબ કરતાં કહ્યું; "હાલ તુરત તો અહિંથી લંગર ઉંચકીને આગલ ચાલતા થાઓ."

એ પછી તેણે "સૅલર"માં જઇને પોતાને હાથે નીનાને માટે ચૅંપીનનું એક ગ્લાસ તૈયાર કીધું, અને વળી તેમાં પછી કોઇ નહીં જુએ તેમ કાંઇક ભુકી ભભરાવી. ત્યાર કેડે તે ગ્લાસ લઇને ઉતાવળો તે પાછો નિચે નીના પાસે કેબીનમાં દોડયો.

નીના એ વખતે બંદગી કરતી હતી. તે ઘુંટણપર પડીને હાથ જોડીને પોતાના નેક ઠરાવમાં તે દાવરે દાદગરથી હીંમત અને મદદ માંગી લેતી હતી; અને તે એ બંદગીથી ફારેગ થઇ ત્યાં સુધી તે બાજુમાં થોભ્યો. "લે આએ, પી જા," તે પછી તે ગ્લાસ આપીને પૉલે ઓહસ કરીને તેને કહ્યું; "જરા બી ત્હારાં દીલમાં એથી તાકાત અને તાજગી આવશે."—અને હયાં બોટના એક નરમ આંચકાથી તે લુચ્ચાને તરત માલમ પડયું કે બોટે લંગર ઉપાડીને તેના આપેલા હુકમ મુજબ ધીમે ધીમે હેરયું લેવા માંડયું હતું.

નીનાને તે કંઇજ માલમ પડયું નહિ. તેણીએ તેના હાથમાંથી તે ગ્લાસ લીધું, અને કશી બી આનાકાની કે તકરાર વગર તે એક ટાંસે પી ગઇ. તેને જરૂરજ હતી. ગઇ રાત પછીનું તેણીએ કશુંજ ખાધું નહિ હતું અને તેથી ઘણીજ કમતાકાત થઇ ગયલી હોવા ઉપરાંત તેનાં ગલાંનો કાકડો બધો બલી જતો હતો.

તેણીએ તે ગ્લાસ પીધું ને તે પછી તરતજ સુઇ જવા માંગ્યું, "કેપટન વીલીસ આવે તેટલાં મને જરા સુઇ જવા દેઓ," તેણીએ માગી લીધું; "તેવણ આવે એટલે તરત મને ડુટકપર બોલાવી લેજો."

"ત્યારે તું ખચ્ચીત જવાનીજ? ત્હારો એ વિચાર નહિજ ફેરવવાની?" પૉલે મલકાતથી હસીને પુછયું.

"હા, હા, નહિજ ફેરવવાની; હસોછ શાનાં?" નીનાએ ઠરાવથી કહ્યું.—અને પૉલ વધારે તકરાર નહિ કરતાં તેને એકલી સુવા દઇને સીસોલીમાં એક રાગ વગાડતો બેરીકરાં અને ખુશાલ જીગરે પાછો ડુટકપર ગયો.

નીના એ પછી થોડીક મિનીટ પોતાનાં થાકેલાં મન અને તન બદનને આસાએસ આપવા અસેટઇ ઉઠવાના એરાદાથી બિછાંણાંમાં ગઇ, પણ તે જલદીજ ભર ઉંઘમાં પડી. તેને દુન્યાદારીની કશીજ શુદ્ધ નહી રહી. ગરીબ બિચારી તે! તેને પૉલના નવા ભયંદાર દગાની શી માહીતી

હોય ? તેણે તેને તે ચંપીનનાં ગ્લાસમાં કેફી ભુકી પીવાડી હતી એવો તે માહબુબને એક દુરનો સ્વપનો પણ થયો નહિ; અને વધારે ભલો કેપટન વીલીસ આવી લાગે તે આગમચ તે બોટે ત્યાંથી ન્હાસવા માંડ્યું હતું એ વાતથી પણ તે ભોલી બાળા બીલકુલ બીનમાહીતગાર હતી.

એ વખતે પૉલ ડુટક ઉપર પોતાની સુંદર યૉટ "ટાઈની" ના કેપટન સાથે મત અને વાત કરતો ઉભો હતો. તે દુરબીનમાંથી લૉંગ બ્રાંચનો દુર અને દુર થતો જતો કીનારો મગરૂરીમાં મલકાતો જોતો ઉભો હતો. કેપટન વીલીસની બોટ હજી બી તે તરફ આવતી દેખાતી ન હતી, અને તેથી તે અણગમા પરોણાને એ કીસમે થાપ આપી શક્યા માટે તે ખરાં દીલથી ખુશી હતો. તેનાથી હસાઇ હસાઇ જવાતું હતું.

"કઇ તરફ હંકારવાનો આપ સાહેબનો હોકમ છે ?" તે કેપટન તેને પુછતો હતો.

"તમારી પાસે કોલસો પુરતો છે કે ?"

"કોલસાનાં તો બધાં બંકર ગઇ કાલનાંજ અમે ભરાવી લીધાંછ, સાહેબ."

"અને ખાધખોરાકી ?"

"તે બી મેં સાંભળ્યું કે બીસ્યાર છે; મેં સહેજ પુછ્યું હતું તે ઉપરથી સ્ટુઅર્ડ મને આજે સહવારેજ કહેતો હતો કે બધું બીસ્યાર જથ્થામાં ભરી લીધેલું છે."

"વૅલ, ત્યારે તો ગલ્ફ ઑફ સૅન્ટ લૉરેન્સ જવા દેઓ," પૉલે હુકમ આપ્યો; "આપણે મોનત્રીલ જઇશું."

"જેવો હુકમ," તે કેપટને ટોપીને માનથી આંગળી લગાડીને કહ્યું.

તે બોટને સારાં નસીબે પવન ઘણો સરસ મલવાથી પાણીની પીઠ પર કશા બી ઓંક ખાધા વગર તે ધસારા બંધ આગલ વધતી હતી, અને નીના જ્યારે પાછી જાગી ત્યારે રાત થઇ ગઇ હતી.

તે ઘણીજ અજબ થઇ. પેહલાં તો તેને આગલા એક બે દિવસના બનાવો અને તેણીના ઠરાવો યાદ બી પણ આવી શક્યા નહી, પણ તે બધી તેને એક ઝટકે વીજળીને વેગે યાદ થઇ તેની સાથેજ તેણે જોઇ લીધું કે કેપટન વીલીસ આવવાનો વખત કલાકોથી વહી ગયો હતો

એટલુંજ નહિ પણ તે બોટ તો દેખીતી રીતે પાણી પર રાહ આપતી આગળ વધતી હતી !!

તે ચમકીને એ ઉપરથી બિછાણાંમાંથી બાહર આવી. દગો—ભયંકર દગો થયો હતો ! તેણીને સ્લીપર્સ પેહડી લેવાનું પણ સુજ્યું નહિ. તે ફક્ત આરસી આગલ જઈ પોશાક ને બાલ એક ઝપાટે ઠીક કરી બાહર ડુટક પર દોડી.

તેણીએ જોયું કે તેઓ ભર દરીએ ઉતરી ગયાં હતાં. ઉપર આભ અને નિચે આભ સિવાય તેઓની આસપાસમાં બીજું કાંઇજ નજર આવતું નહિ હતું, અને તે બોટ ઝડપથી આગળ વધતી હતી !

એવામાં કોઇએ પછવાડેથી આવીને ઘણી મોહબત ને નરમાસથી તેનાં ખભાંપર હાથ મેલ્યો, અને નીનાએ ગુસ્સામાં ચમકીને પાછું ફરી જોયું તો તે પૉલ હતો.

---

## પ્રકરણ ૪૫ મું.

"કાંય, દીકરા, સુઇ ઉઠી કે ?" તેણે ઘણી મોહબતથી પુછ્યું; "હવે ત્હારી તબીએત કેમ છે ? હવે તુંને કેમ લાગેછ ?"

"તમે અંતે દગોજ કીધો કેની ?" નીનાએ તેના પ્યારનાં એ બધાં ઢટીંગ તરફ ઝાંખીને જોયા કે જરા બી ધ્યાંન આપ્યા વગર પોતાના જુસ્સામાં એકદમ તરયાપાવ ફેંકયા; "હમણાં આપણે કયાં જઇએછ ?"

"સેન્ટ લોરેન્સ તરફ, વ્હાલી," પૉલે ઠંડે કલેજે જવાબ કર્યો. "એ વિશાળ નદી તરફની સીનરી તુંને ખચ્ચીતકરીને ઘણી ગમશે. તુંને ચેન્જની ઘણી જરૂર હતી. પેલો લુચ્ચો પોલીસ ઑફીસર આવીને બધું કાંટાનું કટેસર કરી ગયો તે પછીથી મેં ત્હારી તબીએતમાં એટલો બધો ફેરફાર થયલો જોયો કે તુંને એકદમ લાંબો ચેન્જ આપવાની મને ઘણી જરૂર જણાઇ, જેથી મેં એકદંમ હંકારવા માંડયું. તુંને એ તરફ ઘણું ગમશે. જેમ જેમ આપણે ઉત્તર તરફ વધારે જતાં જઇશું તેમ તેમ હવામાં ઠંડક ઘણી જાસ્તી માલમ પડશે."

આ બધી પાક બેહયાઇ હતી ! એમ છતાં તે જે કાંઇ બોલતો હતો તે એટલાં તો હેતથી બોલતો હતો, અને બોલતો હતો તે વખતે તેની

આંખમાં એટલું તો ખરાં દીલનું પ્રદીપ્ત હેત પ્રગટ વંચાતું હતું કે તેણીને વાસ્તેના પોતાના ખરાં દીલના પ્યારનાજ બાએસથી પૉલ આ નવો દગો રચ્યો હતો એમ જોઇ લેવાથી તે મધુરી માહબુબનો ગુસ્સો, તેણીની મરજી ઉપરાંત, જોતાંજોતાંમાં અરધોઅરધ સમી ગયો.

વળી સમે નહિ તો થાય બી શું ? હવે બીજો ચારો કે ઉપાયજ કયાં હતો—સિવાય કે તે દરયામાં કુદી પડે, અને પોતાના પ્યારા જાનનો ઘાત કરે ? તે વતરોગે બીજો રસ્તોજ કયાં હતો ? વળી તે પોતે ઘણાંજ વગર સહરાગતનાં અને સાચાં વ્હાલથી એ વ્હાલા જવાંનને ચાહતાં શીખી હતી તે પણ એટલુંજ યાદ કરવા જોગ થઇ પડશે, અને એ પ્યાર પણ તેને તેના દમામભરયા જુસ્સા ને ગુસ્સામાં તે વ્હાલા જવાંન સમક્ષ એક ક્ષણમાં પાછો નબલી કરી નાંખતો હતો !

"કેપટન વીલીસ આવ્યા હતા કે ?" નીનાએ હવે શું પુછવું ને શું કેહવું તે એકદમ નહિ સુઝવાથી વિચાર કરવાનો વખત લેતાં અરધી નરમીથી સ્હેજ સવાલ કર્યો.

"તેને હું આવવા દેતે તો આવતે કેની ?" પૉલે નફટાઇથી હસીને જવાબ કરતાં કહયું; "તેનો આવવાનો વખત થાય તેટલાં તો અમે ઘણે લાંબે છેટે નિકળી જઇ શકયા હતા !"—અને તે મોટે સ્હાદે હસ્યો.

"તમે ઘણાજ ઠગારા ને પાપી છેઓ," નીનાએ વળી પાછા છાતીમાં ઉભરાઇ આવતા ગુસ્સામાં તે ડુટકપર જોરથી પોતાનો ન્હાનો નાજુક પગ ઠોકતાં કહ્યું. "તમારી તાકાદ નહિ કે તમે મને એમ મારી મરજી ઉપરાંત અત્રે કેદ કરી શકો ! એકદમ સ્ટીમર ફેરવો ને મને ન્યુયૉર્ક ઉતારી દેઓ."

"તે હવે બનવાનું નથી, નીની ડીયર," પૉલે નિરદોશતાના દેખાવથી ખભાં ચઢાવીને કહયું.

"બનવુંજ જોઇશે."

"બનશેજ નહિ."

"ત્યારે હું પોતે બનાવશ," નીનાએ ગુસ્સાભેર ઠરાવથી કહયું; "હું પોતે જઇને કેપટનને હુકમ આપી આઉંછ."—ને તે જવા કરતી હતી.

"તેમાં તું સાર શું [illegible]ની છે ?" પૉલે તેને રોકીને સમજાવ્યું.

"તેમાં ફક્ત તહારી ને મારી ફજેતી થશે. હું પોતે અહિં હાજર છેઉં એટલે તે તહારો હુકમ માનનારો નથી, અને ઉલટું આપણા વચ્ચે કાંઇ બી બગાડ થયલો હોવાનો આપણા એ નોકરોને જે અત્યાર તક એક દુરનો સ્વપ્નો બી નથી તેઓની આગલ તું ત્હારો ને મારો વગર અગતે રકાસ કરશે."

"હું તે લોકોને બધું ખરેખરૂં કેહી દેવા માગુંછ," નીનાએ જુસ્સાથી કહયું.

"મેં તે લોકોને કહેલું છે કે ત્હારી તબીએત હાલમાં સારી નથી, અને જો હું એમ કહેવશ કે તું તાપની ઝુમમાં ભેજાંમાં આવેછ તે લવેછ બકેછ તો તે લોકો તહારા કરતાં મારૂં વધારે માનશે. જા—હવે ગાંડી ના થા. તું કેટલી ધાટકી થઇ—જ્યારે કે એ ફીસમે પેલા અગર-ગચ્ચા પોલીસવાલાના હુલકાવ્યાથી મને તરછોડીને ચાલી વઠીક જવા તૈયાર થઈ!"

"મને ઠગીને એક તદન જુઠાં ને ઢોંગભરયાં લગનથી સમજાવી લીધી, અને એક પરણી બૈરી હૈયાત છતાં મને પરણવાની ઠગબાજી કીધી તેના જેવું ધાટકી દુન્યામાં બીજું શું થઇ શકે?" નીનાએ રડીને સામું પુછયું.

પૅાલે જબરજસ્તીથી તેને પોતાનાં પાસાંમાં ખેંચી, અને જોરાવરીથી પોતાની મજબુત ગોદમાં દાબી રાખી.

"મારી વ્હાલી નીના," તેણે એ મુજબ તેને પટાવી—પસવારી પસવારીને કહ્યું, "મારી પરણી બૈરી એકજ છે, અને તે એક તે તુંજ છે. જો એ આપણાં લગનમાં થોડું ઘણું બી ખોટારૂં હોય તો તે એટલાજ વાસ્તે હતું કે મારી આગલી પરણેતર મારી સાંમે ધારાથી કામ ચલાવીને વળી મારીપર ફાવી નહિ જાય. જો તેમ નહિ હોતે તો એક સાચાં લગનથી તુંને મારી હકદાર બનાવા હું કસીજ કચાસ નહિ રહેવા દેતે, કેમજે મારી એકજ ને ખરી હકદાર તે માહરે મન એકલી તુંજ છે."

નીના તુચ્છકારનું હસી.

"તેની ફરયાદીથી તમે ત્યારે બીહીધા, ને મારી ફરયાદીથી નહિ?" તેણીએ ગુસ્સાથી પુછયું; "મને એ રીતે ઠગવા ને ફસાવા વાસ્તે શું હું ફરયાદી નહિ માંડી શકું?"

"તું ? ત્હારૂં તે ખમીરજ નહિ !" તેણે ઠંડે કલેજે કહયું; "અને કદીને તેવું ખમીર હોતે તોપણ મારીપરનાં ત્હારાં આટલાં હેત છતાં તું મારીપર ફરયાદી માંડી શકે ત્યારે તો કયામત આવી ગયલી જાણવી. વળી મેં તુંને એ જાતનાં જુઠાં લગનથી ઠગી એ વાતના ત્હારા પાસ હવે હાલમાં પુરાવાજ શું છે ? ત્હારા સાક્ષીજ કોણ છે ? ખરૂં માન, વ્હાલી, એ જાતની ફરયાદો મજબુત શાક્ષી પુરાવા વગર કદી દુન્યામાં ચાલતીજ નથી."—અને જરા થોભીને—"પણ જવા દે એ બધી બીલકુલ વાહીયાત ને બેહાંસલ જીકર. આપણા વચ્ચેના નજીસ મતફેરનો કરાજી પેદા કરનારો એ સ્વપ્નો હવે વહી ગયો સમજ, અને ચાલ—આપણે આગળ જેવાજ એખલાસનાં સુખમાં પાછાં સુખી થઇશું."

"સુખી ! હવે કદી બી નહિ," નીનાએ નાઉમેદીનાં એક દયામણાં દયકાં સાથે કહયું. "મારા જાન પર બની આવશે ત્યાં સુધી હું તમારી સાથે કેદી હાલતમાં રેહવશ, પણ સુખી હાલતમાં કદી બી નહિ."

"તુ મારો કેદી છે," પૉલે જવાબ કરયો, "પણ ત્હારી જંજીર મેં મારા દીલજીત પ્યારથી હીરાજડીત બનાવેલી છે તે તું કેમ ભુલી જવાની છે ?"

નીના એ બધી તકરારથી માહત થયલી હવે અંતે નાચારીથી બેસી ગઇ. તે તુટક ઉપર જે સુખકારક ખુરસીઓ ફરતી ગોઠવેલી હતી તેમાં ફસડાઇ પડીને તે લાચાર, લાએલાજ તે ગરજના કરતા ને ઉછલતા મોજાઓ જોવા પડી. તે કેમ એવા એક અજબ જેવા હેતવંતા માયાળુ અને નફ્ફ્ત આદમી સાથે ગુસ્સો કરી શકે ? ગુસ્સો કરીને પણ કરી બી શું શકે ? અને, તોપણ, તે જો નરમીથી તેને તાબે થાય ને તાબે રહે તો તે શું પોતાનું યકીન અને ઇમાન વેચતી નહિ હતી ?

---

## પ્રકરણ ૪૬ મું.

પૉલે વધારે તકરાર કરી નહિ. તેણે તેને હમણાં ને હમણાં જાસ્તી છેડછંછેર કરવામાં શાનપત, શોભા કે સલામતી બી જોઇ નહિ. તે નિરાશ બેઠી હતી તેની તરફ તેણે થોડોક વખત મોહબત અને દયા વચ્ચે ફક્ત જોયા કીધું, અને પછી ચુપચુપ ઉઠીને તે પોતાની કેબીનમાં ગયો.

ત્યાંથી તે બીજીજ પળે પોતાનો "બેન્જો" લઇને પાછો બહાર આવ્યો, અને તેણીના પગ આગળ ફસરડો મારી બેસી જઇને તેણે તે વાજીંત્ર ઉપર એવા તો મીઠા ને જોરાવર હલકથી ગાવા માંડયું કે નીના પર તે ગાયનની એક અતી જોરાવર અસર થયા વના રહી શકીજ નહિ. તે પ્યાનાપર બેસતી અને પૉલ બેન્જો સાથે વગાડતો તે વખતનો તે લોકનો "કોરસ" તે બંનેની મોટામાંમોટી મોજ થઇ પડતી હતી.

તે જવાંનનો અવાજ સુરીલો, જોરાવર, કેળવતદાર અને મીઠો હતો. તેણે પોતેજ નીનાને ગાતાં ને વગાડતાં શીખવ્યું હતું, અને તેણીનામાં ગાયનનો શોખ એક નહિ છીપાય એવી તુષ્ણારૂપે પેદા કરયો હતો. હાલમાં, તેથી, જ્યારે નીનાના પગ આગળ બેસીને તે પોતાનાં બેન્જોના સરોદપર એકલો પોતાના બેઝ અવાજમાં ગાતો હતો, ત્યારે નીના જાણે તેની જાદુઇ અસરમાં મોહીત થયલી પોતાનું અરધું દુઃખ ભુલી જઇ તેને એકાગ્ર ચીતે ગુપચુપ સાંભળતી બેઠી હતી.

તે પોતે એ અસર પોતાનાં ગાયનથી તેના પર ઉપજાવી શકશે એ વિશે તેની પોતાની (પૉલની) સદંતર ખાત્રી હતી. તે એક ઘણોજ કુનેહબાજ અને ગણત્રીવાલો આસામી હતો. તે પોતાની શકિતમાં માનવાવાલો હતો, અને નીના તેની તે ગણત્રી મુજબ ખરેખર મોહીત અને માહાત થઇ એ બેતકરાર ખરૂં હતું. પાણીપર તેના મજબુત અવાજનો પડધા પડતો રહયો હતો, અને પવનના સુસવાતા વચ્ચે તેના બેન્જોના તારોનો ધ્રુજતો ધમધમાત સરોદોની એક પડઘારૂપી એવી તો મીઠી મેલાવત રજુ કરતો કે જેથી તે યૉટનું એકાંત ખુશીમાં હલીમળીને સઘળું જાણે ગાજીવાજી રહયું !

નીનાના ઉશ્કેરાયલા જીવને ખરેખર ઘણી શાંતી થઇ. ગાયન કવિઓએ ગાયલું છે કે દર્દીઓનાં દુઃખની દવા છે, અને તે હાલ નીનાના બાબમાં કેવળ ખરૂં હતું. તેના જીવને કાંઇ અજબ જેવી રાહત મળી, અને તેણીનાં બેતાબ બનેલાં મગજને નવી તાજગી આવી.

તે શાંત અને સબુરીવાલી બની. તે પૉલ સાથ નાખતીની સલ્લાહમાં અંતે એ કીસમે માહાત થઇ ને મલી ગઇ. ખરેખર આપણે પાછું ને પાછું પુછશું કે તે બિચારી નહીં તો બીજું કરે બી શું ? પોતાની પાક

ઇજ્જતની ખાસખાની માટે તે તો પાછી મુફલીસીની મુસીબત અને ગરીબીની દલદેસરીમાં ઝોંકાવા જવાને વાસ્તે પણ ખડે પગે તૈયાર થઇ ચુકી હતી, પણ આદમી માત્રની જીંદગી કીરતારની નિરમાણ કરેલી સરજતનો એક નમુનેદાર ખેલ છે. એ તેણીની મન માની યોજના ને નેક મકસદ, એટલા વાસ્તે, ભાગી પડી તો તેણીનો પોતાનો તેમાં અપરાધ શો હતો ? તે પોતે તો હાલ એક કેદીનીજ અવદશામાં હતી, અને ત્યારે થોડે થોડે, ટુકડે ટુકડે, જેમ તેમ અને જોહમતથી તે પોતાના અસલ મજબુત ને નેક ઠરાવોમાં ફરજ્યાત માહત થતી અને પાછલ પડતી ચાલી.

એ મુજબ એક કલાક વહી જવા પછી રાતનાં ખાણાંનો ઘંટ થયો. ખાણાંની ટેબલ એ ગરમીની મોસમમાં ટુટકપરજ માંડવાનો મી૦ સીમન્સનો ધારો ને હુકમ હતો, અને ખાણાંની તૈયારીઓ થતી તેઓ જ્યાં બેઠાં હતાં ત્યાંથી બી જોઇ શકતાં હતાં.

તેઓ જમવા બેઠાં. ખાણાંને વાસ્તે ધારા પ્રમાણે ડ્રેસ કરવાનો નીનાનો રેવાજ હતો તેમ એક સરદ હાય સાથે હમણાં પણ તે ફરજ્યાત ડ્રેસ કરી આવી, પણ જે શાંતી ને સમાધાની—જે મોજ ને મોહબત વચ્ચે તે પૉલ સાથે બેસીને હંમેશ ભોજન લેતી હતી તે હાલ ને કાજ તો સઘળું નાશ પામીને નાબુદ થઇ ગયલું નજરે આવતું હતું. તે જમવાનું, પોતાની મજકુર બેઇજ્જતી મંજુર કરવી પડતી હોવાના બાએસથી, વધતું ઓછું તે પાકજાદ મધુરીને મનથી ઝેરજ હતું.

રફતે રફતે, એમ છતાં, તે શરણાંગત તાબેદારીથી પોતાની એ હીણી સરજતને તાબે થતી ચાલી. તે જોઇએ એટલી સુખી કે ખુશી તો નહિજ દેખાઇ, પણ તદન રીસાએલી કે ગુસ્સે પણ તે બધો વખત રહી શકતી નહિ. પોલ જેવો એક મમતી ને ગમતી સોબતી તેણીની ગોદમાં હતો, અને ગમે એવું બેઅસર આદમી પણ તેની સંગતમાં લાંબો વખત તક વગર અસરે રહી શકે એ બનવુંજ મહાલ હતું. તે ઘણીક વાર એવું ખરેખરૂં રમુજી બોલતો કે જ્યારે નીના પોતાની ગમે એવી રીસાએલી કે ગુસ્સે ગયલી અદાઓ છતાં મોટે સાદે હસી પડયા વના રહી શકતી નહિ. વળી રમત ગમત પણ તે શોભીતી નાની યૉટપર જોઇએ એટલી ને પુરતી હતી. બાઇસીકલ ગબડાવાનું, મચ્છી પકડવાનું, બંદુક ચંકવાનું, બાલીઅર્ડ રમવાનું, ગાતું બજાનું વિગેરે જે જોઇએ

તે ત્યાં મોજુદ હતું, અને ત્યારે ગમે એવું કુહરેલું ને ફફડેલું આદમી પણ રહી રહીને ક્યાં સુધી એમ રીસાએલું ને ફફડેલું રહી શકે ?

સેન્ટ લોરેન્સમાં પુગવા ને લંગર કરવા પછીનો એક આખો મહિનો ગબડી ગયો. તેઓ એ અરસામાં તે તરફનાં બધાં મુખ્ય કેનેડયન શેહેરો ફરી આવ્યાં હતાં. મોન્ટ્રૂલમાં તેઓએ ઘણી મોજ કરી હતી, અને ઓટાવાનાં પાર્લામેંટ હાઉસમાં બી જઇ આવ્યાં હતાં.

મોન્ટ્રીલમાં મી૦ સીમન્સે નવા દોસ્તો કરયા હતા. એક ઇંગ્રેજી મનવારના ઑફીસર સાથે તેની વીંડઝર હોટેલમાં બીલીઅર્ડ રમતાં ઓળખાંણુ થઇ હતી, ને તે ઓળખાંણે દોસ્તીનું રૂપ પકડતાં તે અરધો દજન અમલદારોને મી૦ સીમન્સે એક બપોરે સાથે જમવા અને તેની યૉટ જોઇ જવા મેહમાન નોતરયા હતા.

નીનાને એ રીતે નહિ ધારેલી રવેસે પરોણાઓની ખીદમત કરવામાં ઉતરી જવું થયું, અને તેણીએ એટલી ફત્તેહમંદી સાથે એવી માયાળુ ને ઉદાર કીસમે કામ લઇને એક બાહોશ ઘરધણીઆણીની અદાથી એ પરોણાગત કરી ને કરાવી કે તેઓ જમીને જ્યારે રૂખસદ લેવા ઉઠયા ત્યારે મી૦ અને મીસીસ સીમન્સનો તેઓની પોતાની ખુશાલી જાહેર કરીને ઘણો ઘણો ઉપકાર માન્યો, અને હંમેશ સુધીની દોસ્તીની ઘણાં માન અને મોહબત સાથે અરજી કરી. વળી તેઓએ પૅાલને ને નીનાને પોતાને ત્યાં બે દિવસ પછી વલતા જવાબમાં જમવા નોતરયાં, અને ત્યારે વાહણો અને આદમીઓનો સંહાર કરી નાખનારૂં તે ભયંકાર સામગ્રીઓ ધરાવનારૂં છેલ્લામાંછેલ્લી શોધ ઉપર બંધાએલું ગંજાવર લશકરી બારકસ જોતાં ને તેનાં હાણીકારક સાંચાકામની બધી સમજ લેતાં સુંદર નીના જાંણે અક્કલથી બાબજા હેરતી રહી.

નીનાનો તેઓએ ભારે આદરસત્કાર કરયો. તેના પોતાના જાતવાલાઓ સાથનો તે નાજનીનનો તે એક પહેલોજ મેલાપ હતો, અને એવા મોટા ને વગવાલા અખીકારીઓ તરફનાં એ સન્માનથી તે સુંદરી મનમાં ને મનમાં માંહેલે ભેદ અતીઘણી શરમાઇ ગઇ. તેણીએ પોતાને પુછયું અને પાછું પુછયું કે જો તેઓ ખરી હકીકત જાંણે તો એ કીસમે તેણીનો આદરસત્કાર કદી બી કરે ખરા ? ખચીતજ નહિ; અને ત્યારે અરે, હાલની તેની એ ઠગારી જીંદગી કેટલી દુઃખકારક હતી !

પરીણામમાં સ્વભાવિક પાછી તેને તેજ તૃષ્ણા પેદા થઇ કે તેણીએ આ અપ્રામણીક જીંદગીએ જીવવાનું ખરેખર માહ શરમભરેલું હતું, અને કોઇ બી રીતે એમાંથી તેણીએ પોતાનો બચાવ કરવો અવશ્ય જરૂરતું હતું. સીમન્સને મન તો એ બધી દમ વગરની વાત હતી, પણ ગરીબ નીનાનો તો એ ખરી નામોશીનાં દુરભાગ્યનો ખ્યાલ થતાં બીલકુલ દમ નિકળી જતો હતો. તેને લોકો "મીસીસ સીમન્સ" કહીને બોલાવતાં, ચાહતાં અને માન આપતાં તે દરેક વખતે તેની છાતીમાં દુઃખી આવતું, અને તેને તેટલાજ નવા કારી જખમો થતા. તે એકલી પડતી ત્યારે તે હાય નીસાસા ખેંચતી, અને પોતાની એ કેદી હાલતમાંથી રીહાઇ પાંમી એક પંખેરાંની અદાથી હજી બી ઉડી જવા અને પ્રમાણીક જીંદગીએ જીવવા તે બિચારી ઘણું ચાહતી; પણ ચાહવું એક ચીજ છે અને બનવું કેવળ જુદીજ ચીજ છે.

એ પછી થોડે દિવસે નીનને એક એવી વાતની માહીતી થઇ કે જે હવે તેણીને પૉલ સાથે જકડીને બાંધી રાખવા માટે એક અતી ઘણું જોરાવર કારણુ થઇ પડયું. તેણીને પોતાની ખુશી ને દીલગીરી વચ્ચે માહીતી થઈ કે તે માતા થવાની સ્થિતિમાં હતી, અને ત્યારે જે ફરજંદ તેણીની છાતીમાં પોષાતું હતું તેને ખાતર હવે પૉલથી અલગ થવાનું અથવા અલગ થવાનો ખ્યાલ વટીક કરવાનું કેવળ મુસ્કીલ ને નજ બને એવું થઇ પડયું!

હવે તો તે જાતની સઘળી ઉમેદો કમોહતે મરણુ પાંમવીજ જોઇએ. જ્યાંવેર કે તેણીની એકલીનીજ સરજતનો સવાલ હતો ત્યાંવેર પૉલનો આશરો તેણીને માટે કોઈ હીસાબમાં ન હતો, પણ અરે, હવે તે કઇ કીસમે તે જવાંનથી અલગ થઇને તે કમતાલે બાળકને એક બાપના જરૂરી સાહરાથી સદાનું બેનસીબ બનાવે? તે બચ્ચાંને ખાતર તેણીએ તે બાપને તો હવે ટાટે વળગીનેજ રેહવું હતું!

હવે બધો નાખતીનોજ હીંગામ થયો. હવે, એ સ્થિતિનાં પરીણામમાં, તે બીલકુલ શાંત પડી ગઇ.

તે પૉલને એ વધાઇ સંભળાવવા અનીવ્રણી આતુર બની, પણ તેજ વખતે વળી તેણીને ખ્યાલ થયો કે તેણીએ બીજા પણ સંજોગો તપાસવાના અને ધ્યાનમાં લેવાના છે. તેનાં લગન દગાઇભરેલાં થયલાં પૉલ

પોતે કબુલ કરી ચુકયો હતો, અને ત્યારે અફસોસ—એ હજી નહિ જન્મેલો પરોણો તેના શ્રીમંત બાપનો હકદાર કેમ કેહવાવાનો હતો? સંતોષ એકજ હતો. પૉલ કેહતો હતો કે દુન્યા ઉગતાને ખુશીથી નમતી આવે છે. શ્રીમંતોનાં દુષણ કોઈને દેખાતાં નથી, પણ ગરીબોની નેકી વટીક બદી તરીકે લોકોની નજરે ચઢે છે; અને ત્યારે તેનું આ અવતરવાવાલું બાળક જો ધનને ઢગલેજ અવતરવાનું હતું તો તે બચ્ચું હીણાવાને માટે તેણીએ ફીકર રાખવા જેવી શી જરૂર હતી?

પૉલ આવ્યો. તેણીએ ઘણાજ થોડા શબ્દોમાં પોતાની સ્થિતી તે વ્હાલા જવાંનને કહી સંભળાવી, અને ત્યારે તે જવાંનના હર્ષનો પાર રહયો નહિ.

"હું આજેજ મારૂં વીલ ફેરવશ, નીની ડીયર," તેણે કહ્યું. "તું અને આપણો એ નવો પરોણો મારા દરેક ડોલરનાં માલેક થાવો એવી કીસમની હું મારા વસીએતમાં પુરતી ગોઠવણ રાખશ."

"પણ લોકો મને ને તેને ભુડું નહિ બોલશે?" નીનાએ ફકરમંદ પુછયું.

"કરોડો ડોલરના ધણીને ગમે એવું બુરૂં હોય તોબી કોઇ કદી બુરૂં કહેતું કે બોલતુંજ નથી, નીની ડીયર," પૉલે હીંમત આપી; "આપણોજ દાખલો લેની! આપુને કોણ બુરૂં બોલવાની કે સતાવાની હીંમત કરેછ?"

"પણ તે તો એમ કારણ છે કે આપણે પરાયાંઓમાં વસ્યેછ, ને મારી એ અપ્રમાણીક જીંદગી બાબે અતરે કોઇ કંઇ જાણતુંજ નથી," નીનાએ દુખનાં એક ડચકાં સાથે જવાબ કરયો.

"અને કોઈ જાણવાનું બી નથી; કોઇને જાણવાનું કારણ કે જાણવાની દરકારજ નથી," પોલે મજબુતીથી કહયું. "આપણે જ્યાં બી જઇશું ત્યાં આપણા પૈસા લોકોને આંજી નાંખવા અને આપણે વાસ્તે તેઓને સારૂંજ બોલતાં ને વિચારતાં બનાવાં એક પુરતું જોરાવર સાંધણ છે."—જરા થોભીને—"હું તો તેં કહેલી વધાઇ સાંભળીને ખુશીથી છલાછલ થઇ ગયેછ, નીના. એ ખોદાની આપણા જોગી એક મોટી મહેરબાંની ને બક્ષેશ થઇછ, અને આપુને બેઉને તેથી ઘણી ઘણી ખુશી માનવી સજાવાર છે."

ગમે તે હોય પણ નીનાની સ્થિતીના એ ફેરફારથી એટલું તો થયું કે તેણે પોલનો પલ્લો છોડી જવાનો વિચાર બીલકુલ મોકુફ કરયો, અને પોલને પોતાને ઇનસાફ આપવા એ તો કેહવું ને કબુલ કરવુંજ ઘટે કે એટલો હેતવંતો, એટલો માયાળુ, એટલો વ્હાલથી નીહીલો પડનારો અને કાળજીથી પોતાની પ્રીયાનું સુખ સાચવનારો બીજો કોઇકજ ભરથાર થઇ શકતો હશે. તે હવે આગળ કરતાં વધતો ખુશાલ ને બેવડો ઉલટમંદ બન્યો. તેનાં આગલાં લગન એ બાપે ખાસકરીને કમનસીબ પુરવાર થઇ ચુક્યાં હતાં, અને તેથી તેને નીના પર હવે બની શકે તો જ્યાદા હેત આવતું હતું.

"ખોદાએ મારી ઉપર આટલા બધા પૈસાટકાની રેલછેલ ફરમાવી ને એક બી બચ્ચાંના આશીરવાદથી મને બેનસીબ રાખ્યો એ એટલું એહુંદુ છે!" તે હંમેશ નીનાની આગળ બળાપો કરતો સંભળાતો હતો; અને, તેથી, હાલમાં હવે આ ઉમેદને તેણે ખુશીથી વધાવી લીધી એમાં અજાયબી એકે નથી.

અને હવે તેઓ ન્યુયોર્ક પાછાં ફરયાં. હવે પોલને નિરાંત થઇ હતી કે નીના તેનો આશરો કદી બી છોડી જવાની નથી, અને તેથી સેંત્રલ પાર્કમાં એક દમામદાર મકાન લેઇને તેઓ ઘણા બપકાથી રહયાં.

---

## પ્રકરણ ૪૭ મું.

નીનાને તે મેહલ જેવું મકાન ઘણુંજ ગમ્યું. પઇસાનો ખરચ, આદમીની બુધ્ધિ અને એક હેતવંતા ભરથારની પ્રીતભરી કાળજી-જે કંઇ સુખ સગવડો મેળવી આપી શકે તે સઘળું તે એક મોટા મેહલ જેવાં આરાસ્તા મકાનમાં ભલી નીનાને મોટે મોજુદ હતું.

દિવસો ગબડી ગયા, અને વખતના વધારા સાથે નીનાની બાઇકીંગ અને એવી સઘળી કસરતો તેની નાજુક હાલતનાં કારણથી મોકુફ કરવી પડી. ફકત ફરવા જવા ને ચાલવાની કસરતો સિવાય બીજી કોઇ કસરતોનો લાભ તે સુંદરી હવે લઇ શકતી નહિ.

એક દાહાડો બંગલામાં એકલી પડેલી નીનાને પેલી ગરીબ ઘેરવાલી મીસીસ ચૅપની અચાનક યાદ થઇ! તે ગરીબ ઘરમાં પેલી ત્રણ છોકરીઓ—તેની જુની સહીઓ લુલી રૂબી અને સીસી સાથે વાંચનાર યાદ કરશે

કે તેણીએ ઘણા દુઃખના દાહડા ગુજારયા હતા. તેમાથી સીસી તો પરણી ગઇ હતી, પણ લુસી અને રૂબીની શી દશા હતી, અને સીસી તરફના કશા બી સમાચાર તેમને મલતા રહયા હતા કે નહિ તે બધી બાતમીની જાતે તપાસ કરી લેવા તે ચાહીચીતીને ચાલીચલાવી તે તરફ ગઇ.

તે ડીસેમબર મહીનાની એક ઠંડી સ્હાંજ હતી. હવામાં ઠંડક અતિઘણી હતી, અને ઝઝકગું થવા આવેલું હોવાથી દુકાણોમાં બહુકદાર રોશણી પણ ઝળકી રહી હતી.

નીના એક ભાડુતી ગાડી કરીને ગઇ. તેણે ખામખા પોતાની ગાડીઓમાંથી એક બી જોડાવી નહિ, અને તે ગલીચ ચાલીનો નજીસ ભાગોટુટો અંધારો ગાર દાદર ચઢતાં પોતાની આગલી અવદશા ને હાલની શ્રીમંત સ્થિતી સાથે શુકરગુજારીનો એક દમ ખેંચીને તે સરખાવ્યા વિના રહી શકી નહિ. અફસોસ ફક્ત એટલોજ હતો કે તેને એક ફરજ્યાન અપ્રમાણીક જીંદગીએ જીવવું પડતું હતું.

તે હાલમાં જાંણે સ્વર્ગમાંથી દોજખમાં આવી હતી. કેવું સુખકારક તેનું ઘર ને કેવા ગંધારાનો આ ગાર ? કેવું અંધારૂં એક દોજખ ! કીડાઓની કીસમે લગભગ કીચલમાં કચકચતાં અને ઉભાતાં કેવાં કમનસીબ તે મોટી ચાલીનાં રહીશો ?

તે મીસીસ ચૅાપના ઓરડામાં ખરેખર ઘણી મુશ્કીલથીજ પુગી શકી.

"કેમ છેઓ, મીસીસ ચૅાપ ?" તેણીએ તેને મલતાં સાથે ઉલટમંદ પુછ્યું.

મીસીચ ચૅાપે તેણીની તરફ ભારે અજાયબીમાં જોયું. તે ડોસીએ આંખ આડો હાથ કરીને તેને જોઇ ને પછી તરતજ ઓળખી; પણ મોટે ઘેરની એક બાંનુને બરનો તેણીનો બધો શ્રીમંત ઠઠેરો જોઇને તે ગરીબ ઘરવાલી થસ થઇ. શું એજ તે છોકરી હતી કે જેને ભાડું ભરી નહીંજ શકવાના સબબે તેણીએ પોતાનાં ઘરમાંથી હાંકી મેલી હતી ?

તેણીએ હવે મામલો બદલાયલો જોતાં બન્યું એટલું મીઠું મોઢું બનાવ્યું. તેણે એક ઝટકે જોઇ લીધું કે નીનાની હાલતમાં કોઇ બી સુરતે ઘણો જાણુજોગ ને મોટો શ્રીમંત ફેરફાર થયો હતો.

"આવ, માય, ક્યાંથી આવી, ઘણું ઘણુંએ ગરીબને ઘેર ?" તે ગરીબ ઘરવાલીએ હવે તેની ખુશામદ કરતાં કહ્યું; "એમ આવ, અંદર

આવ, બેસ આએ ખુરસી પર. " — અને તેણીએ ધામધુમ કરીને એક લાકડાંની ભાગીટુટી ખુરસી આગળ ખેંચી.

નીના બેઠી. એ તેજ રસોડું હતું કે જેમાં તે મુફલીસ ધરવાળી પોતે રેહતી હતી. તેજ તેનો બૅડરૂમ, ડ્રાઈંગરૂમ ને કુક–રૂમ હતો. વળી એ તેજ રસોડું હતું કે જ્યાંથી તે સખત હૈયાંની ધરવાળી એ હડધુત કરીને નીનાને અધરયાત હાંકી મેલીને રસ્તે ઉતારી હતી. તે દાહડે તે બુઢીનો તોર કેવો હતો અને આજે તેની સભ્યતા કેવી હતી ? કેહવાની જરૂર છે કે એ બધા પેલા પ્રબલ પૈસાનાજ પ્રતાપ હતા ?

" લુલી રૂબી ઘેરમાં છે કે ? " નીનાએ ખુરસી પર ગોઠવાતાં પુછ્યું.

" હા; લુલી તો બિચારી બધા દહાડાનીજ હવે ઘેરમાં છે. "

" કાંય ? "

" ધર્ણુંની ખાટલે પડેલી છે"

" અરેરે, શું થયું જે ? "

" બિચારી ખહીથી ખવાતી જાયછ."

" ત્યારે એ બિચારીનો ગુજારો કેમ થતો હશે ? "

" પેલી રૂબીજ એનું ને પોતાનું—બેઉનું પુરૂં કરેછ."

" ત્યારે હું બી એ બિચારીને થોડી મદદ થવા માંગુંછ; હું અંદર જાઉં ? "

" બેલાસક; પણ તે લોકો કંઇ હવે તેજ ઓરડામાં રહેતાં નથી. તે લોકો તો હવે પાછલી ગમ પેલો ઘણો અંધારો ઓરડો છેની તે લીધોછ. આવ, માય, હું તુંને લઇ જાઉં. " — અને તે બુઢી પોતે તે મુફલીસ છોકરીઓવાલો ઓરડો બતલાવવા આગળ આગળ ચાલી.

નીના તેની પુઠે ગઇ, ને ઓરડાની બાહેરથી તે ડોસીને વિદાય કરી પોતે એકલીજ અંદર ગઇ.

ત્યાં લુલી બિચારી બિછાંણે પડેલી હતી અને સખત રીતે ઠાંસતી હતી, કે જ્યારે રૂબી એક ગુફની બત્તી આગળ બેસીને આંખ ખેંચતી ઘણી જેહમતનું કાંઇ સીવતી હતી.

"કેમ રે, છોકરીઓ," નીનાએ પોકારયું, "મને ઓલખોછ કે ?"—અને તે બંને નીનાને જોતાં ને ઓળખતાં એકકે અવાજે તેનું નામ પોકારી ખુશીની ચીશ સાથે ચમકી ઉઠી.

"ઓ નીના, તું કાંહાંથી ?" રૂબીએ તેને જોસથી શેકહેન્ડ કરીને કહયું; "જોની—જોની લુલી બીચારી કેવી બીમાર થઇ ગેઇછ ? અને એનું બી બીચારીનું પુરૂં કરવાનું તેથી અમે આએ નાધલા ઓરડામાં રહેવા આવતાં રહયાં."

દયાળુ દીલની નીના લુલીની પાસે બીછાણાંમાં બેઠી, અને તેણીએ ઘણાં હેતથી તેનું માથું પસવારયું.

"મને ખબર નહી કે તમો બેઉનો એટલી બધી બુરી હાલત થયલી છે," તેણીએ કહયું; "મારે તમારે વાસ્તે કંઈ કરવું જોઇશે."

"તેં અત્યાર સુધીમાં શું નથી કીધું, બેહેન ?" બીચારી લુલીએ ઘણાં હેસાંનથી જવાબ કરયો; "ત્રણ મહીનાપર તેં વોશીગટનથી પચાસ ડાલર મોકલ્યાતા, અને વળી ગીયે મહિને મૉનત્રીલથી તેટલીજ રકમ મોકલેલી; તેથી તો અમે અમારાં દેવાં ભરીને પાછાં જરા તગુમગુ થયાંછ. અમે ત્હારો ઉપકાર બી કેમ માન્યે ? ત્હારૂં કંઇ ઠરઠેકાણું બી માલમ નહિ ! ફકત મનીઓરડરની કુંપનમાં તું 'નીના' કરીને સહી કરે તેથી અમે તુંને કાગળ પત્ર તે કેવી અને કઇ કીસમે લખી શકયે ?"

"વારૂં, પણ તું પુરતી સુખી છે, બેહન ?" રૂબીએ પ્યારથી પુછ્યું.

"મારી પૈસા ટકા સંબંધી હાલત હાલમાં સારી છે," નીનાએ મોગમ જવાબ કર્યો—અને રખે તેઓ તેણીનાં લગન બાબે કાંઇ પાધરો સવાલ કરે તે ફીકરથી તુરત વાત ઉડાવતાં વધારયું, "મીસીસ ચૉપ તમારી સાથે કેમ ચાલેછ ?"

"ઘણીજ બુરી," લુલીએ કહયું; "અમોને કેઠે બાહાર જરા બી સારી જગ્યા એટલાંજ ભાડાંમાં મળી શકે તો અમે જરૂર જતાં રેહવાં માંગીએચ."

"પણ જગ્યા મલેચજ કાંહ જે ?" રૂબીએ ઘણી દીલગીરીના દેખાવથી ફરયાદ કરી.

"વળી માહરા જેવી ખહીની ખાધેલીને કોઇ પોતાનાં ઘેરમાં જગા

આપતુંજ નથી, ને ડાકટર બી મને જરા બી હીલચાલ કરવા ના કેહેછ; હું છેક મોહતને કાંઠે આવી લાગીછ!" લુલીએ બળાપાથી વધારયું.

"છટ, છટ, એવું કંઇજ નથી," નીનાએ સધ્યારો આપ્યો. "હું તુંને મારે ખરચે કોઇ સુકી કલાઇમેટમાં હવા ફેરફાર સારૂ મોકળી આપશ, ને તું જરૂર જલ્દી સારી થશે."—અને લુલી તેમજ રૂબીનાં હેસાંનના ઉદગારો એકદમ રોકી નાંખીને તેણીએ કહયું, "વારૂં પેલી આપણી જુની સહી સીસીની શું ખબર છે?"

"તેની બી ઘણી બુરી હાલત છે," રૂબીએ દીલગીરીથી જવાબ કરયો. "તેં અમોને જે ડોલરો મોકળ્યા તેમાંથી અમે તેને મોટો હીસ્સો મોકળતાં રહયાં."

"કાંય, તેનો તો વર છે કેની?"

"હા, પણુ તે તો એક મોટો ઠગારોજ પુરવાર થયો," રૂબીએ સમજાવ્યું. "તે બિચારી તો પરણીને તદન ફસીજ પડી. છેલ્લે એક વીમા કંપનીની તીજોરી ફાડતાં તે લુચ્ચો પકડાયો," અને આગળ ઘણીક વખત એવીજ તકસીરો વાસ્તે તેને સજા થયલી હોવાથી આએ વખતની સૅસન્સમાં તેને દેશતરીપારની સજા થઇ."

"ઓ, કેવું કમકમાટભરેલું!" નીનાએ કમકમીને દયાથી પુકારયું; "ત્યારે એ બિચારીનું શું થયું હોશે?"

"છેલ્લું કાગળ આયું ત્યારે તો બિચારી લખતીતી કે હું ભુખે મરૂંછ, તેથી અમે એ વખત મળીને પાંત્રીસ ડોલર મોકલેલા છે. લખતીતી તો ખરી જે મારા હાથમાં આવશે ત્યારે હુ તમને પાછા આપશ," રૂબીએ કહયું.

"હુંજ તે તમો લોકને ભરી આપશ," નીનાએ તરત સધ્યારો આપ્યો, "અને સીસી પર બી જરૂર જોગું મોકળશ."—અને એમ કેહતાં નોટોનું એક બંડલ કાઢી તેણે રૂબીના હાથમાં આપ્યું. "આએ મારી તરફની તમારી જુની સહી તરીકેની તમોને બેઉને એક ગરીબડી મદદ છે," તેણે જારી રાખ્યું. "હવે હાલ તો હું જાઉંછ, ને વળી ફરીથી બી આવશ."—અને તે બંને છોકરીઓને ઘણાં હેતથી કીસ કરીને તે દયાથી લગભગ અરધી રડેલી દાદર ઉતરી ગઇ. તેણે પોતે મુફલસીનાં સંકટો અત્યાર આગમચ ઘણાં ઉઠાવ્યાં હતાં, અને તેથી તે આજના પોતાના સારા

ને સુખી સમયમાં ગરીબોની ખરાં દીલથી કદર કરી જાંણતી ને કરી શકતી હતી.

રૂબી અને લુલીનાં હેસાંનની વાત તો કહયા વિના ચાલશે. આટલું બધું ધન જે તેઓનું દુઃખ ટાલવા ને સઘળી તાકીદની હાજતોને જવાબ કરવા બલી નીના તેઓને એક તડાકે આપી ગઇ તેથી તે બંને જાણે કેટલોક વખત તક બેવાચા બની ગઇ, અને તે પછી રૂબી, નીનાની ઘણી મના છતાં, દાદર ઉતરીને છેક તેને ગાડી સુધી વલાવા નીચે આવી.

તેની ગાડી આસપાસ એ વખતે તેને જતી જોવા ગરીબ લોકનું એક મેજરૂં—તે કોઇ જોવા જેવું જનાવર હોય તેમ—મોટી સંખ્યામાં ભેગું થયું અને ફરી વળ્યું. તે નિર્ધન—નિર્લજ મોહલ્લામાં એવી મોટે ઘેરની અને ભભકાભરેલા પોશાકની એકાદ બાંનુનું આવવું એટલું બધું અસાધારણ અને અજબ જેવું હતું કે બારીએ બારી નિંદાખોર બૈરાંઓના ઢગલેઢગલા ઉભાઇ ગયા. સારાં નસીબે કોઇ તેને એજ મકાનમાંની એક વારની રહીશ તરીકે ઓળખી શકયાં નહિ.

એક અરધો કલાક—અને તે પછી રૂબી અને લુલીને શીરનામે એક હેલકરી વળી એક મોટો ટોપલો ભરીને બજારમાંની હમાચીજ લઇ આવ્યો. તેમાં ખાધખોરાકી અને જીંદગીની જરૂરીઆતને લગતું બિમાર તેમજ સાજા આદમીઓને બરતું ખાવાપીવાનું જોઇએ એટલું બીસ્યાર હતું, અને એવી ખરચાળુ અનેક તરાંહની એ બેકીંમતી ભેટસોગાદો માટે લુલી અને રૂબી બલી નીનાનાં પોતાનાં મનમાં ને મનમાં કેટલી હદ સુધી હેસાંનમંદ થઇ શકયાં તે અત્રે વીસ્તારીને કહેવા એક બી જરૂર છે ! તે બંને અભાગની છોકરીઓના બાબમાં તો હવે નીનાની એ દયાળુ અને પ્રસંગોપાત મદદના સબબથી ગોયા સુન્નાનો સુરજ ઉગ્યો !

## પ્રકરણ ૪૮ મું.

બીમાર લુલીને વાસ્તે નામાંકીત ડાકટરો આવ્યા અને ગયા. કમનસીબે તેણીની બીમારી એટલી બધી વધી જઇ ચુકી હતી કે તેને આ ગરીબ ચાલીમાંથી ખસેડી શકાય એમ મુતલગ ન હતું. તે એટલી બધી નબળી પડી ગયલી હતી કે એવી એકાદ હીલચાલ તાબડતોબનું મોહત નીપજા-વ્યા વગર રહેજ નહી એમ ડાકટરો એકમત થયા. એટલામાટે તેણીને

તુરત વેળા તો તેજ મકાનમાં રાખીને ભલી નીનાએ જે પોતાથી બન્યું તેટલું સર્વ કરયું. તેણીએ બીમાર લુલીની સંભાળમાં મોટા ખરચે એક નર્સ વટીક મોકળી આપી, અને પોતે અવારનવાર ઉપરાસાપરી તે કમનસીબ છોકરીની ખબરઅંતર લેવા જાતે આવતી જતી થઇ. તાજુબ તો એ કે તે એટલી બધી ભલી હતી, અને આ કીસમના એક ભલા પરમાર્થમાંજ કાળજી કરતી ને મજાહ લેતી તે તરફ આવતી જતી હતી એ વાત તે ચાલીનાં અણઘડ ને આસપાસનાં પુવડ લોકોમાં ફેલાઇ જતાં તેઓ અજબજેવી હદ સુધી તેને હવે ચાહવા ને માન આપવા લાગ્યાં. તેની ગાડી આવી પુગતાં તેઓ અદબથી ખસી જઇને તેને મોકલો રસ્તો આપતાં, અને કશી બી રીતની એ વર્ગનાં લોકોને બરની ચાવાચીવી વગર દરેક રીતે માન અને ઇજ્જત સાથે તેઓ તેની જોડે વરતતાં. તેઓ તેને "મોટે ઘેરની એક ઘણી ખુબસુરત ને દયાળુ બાનુ" તરીકેજ ઓળખતાં.

પૉલ પોતે કોઇ દાહાડે નીના સાથે તે બિમારને જોવા આવ્યો ન હતો, પણ તે દુરથી બી નીનાની એ ઉમદા ભલાઇમાં ઘણો ભાગ લેતો, અને તેણીનો એ સદગુણ વખાણીને તેને એ બાબદમાં ઘણી છુટથી પૈસા ખરચવા દેતો. તે રોજ ચાહીને તે બિમારની પોતે બી ખબર અંતર પુછતો ને લેતો.

એક દાહાડે તેની અજાયબી વચ્ચે સુંદર નીનાએ ત્રણસો ડોલરના ચીકાગો બૅંક જોગા એક મોટી રકમના ચૅકની આર્જુ કરી.

તે હસ્યો. "કાંય, એટલી મોટી રકમનું તું શું કરવાની છે?" તેણે હસીને પુછયું; "કાંઇ એકાદ ત્હારે કે મારે નામે ઓરફનેજ સ્થાપવાની મરજી થઇછ કે શું?"

"નહીં, પણ પેલી મારી સીસી નામની એક ગરીબ સહી જે મેં તમોને કહ્યું હતું તેમ બીચારી એક લુટારાને પરણીને ફસી ગયલી છે તેને હું એ રકમ મદદ થવા મોકળવા માંગુચ," નીનાએ કાકલુદીથી માંગી લીધું. "તેના વરને જનમ દેશનીકાલની સજા થયલી છે, અને તે બીચારીને તેથી હવે છુટાછેડા લેવાની ઘણી જરૂર છે."

"ઓ યસ, ખચ્ચીતજ," પૉલ તાબડતોબ એકમત થયો. "અણગમતી સુસરીઓમાં જકડાઇ રેહવા કરતાં છુટા છેડા લઇ લેવાજોગ પુનનું કામ બીજું કોઇજ નથી."

"સીસી બી એમજ લખેછ," નીનાએ કહ્યું. "તે કેહેછ કે એવા એક અધમ બુરાની બૈરી તરીકે તેને કોઇ મદદ કરવું કે પોતાને ત્યાં ઉભું રાખવું નથી, વાસ્તે જો તેનાથી છુટા છેડા લઇ લે તો તે કંઇ નવી જીંદગીમાં ઠર પડી શકે."—અને પૉલે એ સાંભળી તાબડતોબ ચીકાગો બૅંક જોગો તે ચૅક કશી બી આનાકાની વગર લખી આપવાથી નીનાના મોટા સંતોસ વચ્ચે તે હીણભાગ્ય સીસીના છુટકારા માટે એક રેજીસ્તર કવરમાં રવાના કરવામાં આવ્યો.

પણ આ બેરહેમ ને નાકદર દુન્યામાં ભલાઇનો નતીજોજ ક્યાં છે! તેજ સ્હાંજે ગરીબ બીચારી નીનાને એક ભયંકાર અકસ્માત થયો. તે લુલીને જોઇને ઘેર પાછી ફરવા તે અંધારા દાદરપરથી ઉતરવા જતી હતી તેટલામાં તેનો પગ છટકયો, ને ઉભે માપ તે ઉપરથી નીચે સુધી ગબડી ગઈ ને બેહોશ થઇ, અને લોકો તેની ગાડી જે બાહેર તૈયાર હતી તેમાં તેને નાખીને તેને બંગલે લઇ આવ્યાં.

તે ઘણી બીમાર થઇ. તેના પર નામાંકીત ડાકટરોની મદદ અને દોડ તે રાત્રે અને તે રાત પછી કેટલાક દિવસો સુધી ચાલુ રહી.

ખરેખર, ડાકટરોએ તેને ધાસ્તીમાંથી તદન મોકળી થયલી જાહેર કીધી તે આગમચ કેટલાંક અઠવાડયાં વહી ગયાં. એ અઠવાડયાં પૉલના ભારે અફસોસ વચ્ચે તે બીચારીએ તદન મોહત જીવત વચ્ચે ઝોંકા ખાતાં પુરાં કરયાં. ઘણીક વાર તેની હૈયાતીની તમામ ઓટ થઈ જતી સમજવામાં આવી હતી, અને તે વખતનો પૉલનો વીલાપ અને કકલાત કશી બી સહરાગાત વગરનો ને તદન સાચાં દીલનોજ નજરે આવતો હતો.

વળી એ બીમારીનું સૌથી જબુન ને માહા માઠું પરીણામ તો એ થયું કે પૉલની પેલી સર્વોતમ ઉમેદ સદંતર ભંગ થઇ. જે બચ્ચાંના બાએસથી છેલ્લા મહીનાઓ દરમ્યાન નીના પૉલને સબુરી ખમી વળગી રહી હતી, ને જે બચ્ચાંની ઉમેદ વટીકથી પૉલને આટલી બધી ખુશાલી બરપા થઇ હતી તે બાળક એ અકસમાતનાં પરીણામમાં અવતરયા પછી એક કલાકમાંજ મરણ પામ્યું, અને પૉલ તેમજ નીનાને તે નાઉમેદીનું દુઃખ ખરેખર ઘણું મોટું માલુમ પડયું.

એમ છતાં ઇનસાફની રાહે કેહવું ઘટે કે એ કારણથી નીના વાસ્તેના પૉલના પ્યાર અથવા કાળજીમાં કશો એ ઘટાડો થવા પામ્યો

નહિ. એવી ગલીચીના અંધારા ગારમાં જવાના દયાના હેતુથી નીના જે બીનહાંસલ ધકેલાપછાડામાં પડી હતી તેથીજ એ નખ્ખોદ નિપજ્યું હતું ખરૂં, પણ એમ છતાં પૉલે ફરાજી કે ઠપકાનો એક બી સુખન તેને કહી સંભળાવ્યો નહિ.

એમ દિવસો ગબડી ગયા, અને નીના પાછી અંતે પુરતી ટટાર થઇ, પણ એ બિમારી દુર થવા પછી તેનાં મનની અસ્વસ્થ હાલતમાં તો ઓર બી વધારોજ થયો. તેને લાગ્યું કે પૉલને પલ્લે રહેવામાં તે ખુદાની દરગાહે એક એવો ગુનાહ કરતી હતી કે જેમાંથી તેને મુક્તિ કે માફી મળી શકવાનીજ ન હતી. તેનું અંતકરણ તેને, તેથી, કરડીને ખાઇ જતું હતું. તે એ રીતે ગમે એવાં સુખમાં રહેવાનું પોતાનાં મનથી ઘણું અધર્મી અને અપ્રમાણીક માની લેતી હતી. તે રહેતેજ નહિ—જો આ બચ્ચાંની વકીએ તેને જે કીસમે ફરજ પાડી તે ફરજનું કારણ નહિ પેદા પડતે તો; પણ હવે તે કારણ સદંતર દુર થયલું હોવાથી તે વળી પાછી આ અધર્મી જીંદગી તામોશ કરી શકતી ન હતી. તે પૉલને નાહ ચાહતી હતી એમ નહિ હતું. તેની હદ વનાની કાળજી અને તેનું હેત તેને પોતાને તે જવાંન તરફ પુરતી પ્યારભર બનાવે એવાંજ હતાં; પણ દીલનો ડંખ તે નેકબખ્ત ને પાકજાદ છોકરી ખમી અથવા લઇ ચલાવી શકતી ન હતી. તે બચ્ચું જીવ્યું હતે તો તે એ નામોશીની જેહમત તે નિરદોશ બચ્ચાંને ખાતર પોતાનાં તનપર જેમ તેમ બી ઉઠાવીને ખમી લેતે, પણ હવે તેને પૉલ સાથે મોજ મજાહમાં રહેવા ને તેના પૈસા ટકા ખરચવા પ્રમાણિકપણે જોતાં હકજ શું હતો ?

તેની બિમારી દરમ્યાન તેનાપર બધાં છત્તરછાંયાં થયાં હતાં. તેના બાપની બિમારીમાં તો કોઇ તેને જોનાર વટીક નહિ હતું, કે જ્યારે તેનીપર તો મોટા મોટા નામાંકિત ડાકટરો અને નામીચી નર્સોની રોજની દોડ પોહોંચતી હતી. વળી આસપાસના બંગલાઓમાથી મોટે મોટે ઘેરનાંઓ તેની ખબર પુછાવતાં ને ખબર પુછવા પોતે બી આવતાં, અને એ બધું—નીનાને લાગતું કે—પૉલની બૈરી તરીકે ભોગવવા તેને એક બી હક ન હતો !

તેનો જીવ અણુહદ ગભરાઇ આવ્યો. રોજ ને રોજ એજ જાતના વિચારો કરતાં તે ગરીબ બિચારી છોકરી મગજથી જાણે બેમગજ બની

જતી, અને આવા સંજોગોમાં શું કરવું તે નહિ સુઝવાથી તેને વળી એક દાહડે પેલા ભલા પોલીસ ઑફીસર કેપ્ટન વીલીસની મદદની યાદ થઇ. તે યાદ તેને આજેજ થઇ એમ ન હતું. તે એ બાપ જેવા મેહરબાંન ને ભલા કેપ્ટનને એક દાહડો બી પોતાનાં મનથી વીસારી શકી ન હતી, પણ પોતે એક અધર્મી જીંદગીએ જીવતી હોવાની ખેજાલતના સબબે તે ન્યુયૉર્કમાં ઘણુંની આવી રેહેલી છતાં તે ભલા અધીકારીને મલવાને આજ તક બીહીતી ને જાણી જોઇને શરમની મારી અખાડા કર્યા કરતી હતી.

એમ છતાં, હવે મન કઠણ કરીને તેનીજ સલ્લાહ અને મદદ શોહોધતી ગરીબ નીના પૉલથી છુપીછાંની એક રહાંજે ગઇ. તેનો ઘરમાં મળવાનો વખત તેણીને ખબર હતો, અને તેથી તે વખત સાંધીને તે ઘરમાંજ ગઇ. પોલીસ ઑફીસમાં મલવા જવા તેને ગમ્યું નહિ. ત્યાં બીજા ઓળખીતા અમલદારો મલે, અને તેઓને રૂબરૂ થવા તે નાજનીનની હીંમત ચાલી નહિ.

"સાહેબને તમારૂં શું નામ કેહું ?" એક ચબરાક દેખાવની જવાંન પારલર મેડે નીનાએ ઘંટ વગાડયો તેના જવાબમાં આવીને બારણું ઉંઘાડતાં સાથે પુછ્યું.

શું નામ ? નીના તો ગભરાઇ ગઇ ! તેણે એ સવાલની વકી કે ફકર રાખી ન હતી. તેણે પોતાનું નામ "મીસ ચેસ્તર" તરીકે આપવું કે "મીસીસ સીમન્સ" તરીકે ? ખરી રીતે જોઇએ તો તે ફકત મીસ ચેસ્તર હતી, પણ લોક તો તેને "મીસીસ સીમન્સ" તરીકેજ ઓળખતાં હતાં; અને ત્યારે !

તેણીએ થોડોક વધતો વિચાર કીધો, અને પછી એકદમ હીંમત સાથે ઠરાવપર આવી જતાં કહ્યું, "મીસ ચેસ્તર કરીને કેહો."

બીજી એ ચાર મિનીટ—અને કેપ્ટન વીલીસે પછીથી તરતજ પછવાડેના ઓરડામાંથી ઉલટમંદ દોડી આવીને તેનો નરમ ન્હાનો નાજુક હાથ પોતાના મજબુત ખડતલ અને જોરાવર હાથમાં લેઇ તેને એક ચાંપીને શેકહેન્ડ કરી, અને પછી ઘણાજ પ્યાર સાથે તેની બધી ખેરઆફીયત પુછતો તે તેણીને, એક ભલા બાપનાજ એખલાસ ને અધીકાર સાથે, પોતાના ડ્રૉઇંગરૂમમાં લઇ ગયો.

## પ્રકરણ ૪૯ મું.

"હું તો બીહતી હતી કે તમો મને તદન ભુલીજ ગયા હોશો ?" નીનાએ ફીકકું હસીને કહયું.

"તુંને ભુલી જાઉં ? તારા જેવી એક નેકને? તે બનવુંજ મહાલ છે!" કેપટન વીલીસે ઘણાં ખરાં દીલના જોસથી કહયું. "તું ન્યુર્યોર્કમાં પાછી આવેલી હોવાનું જાણતાંજ મારી ખાત્રી હતી કે તું મોડે વહેલ્લે મને મલવા આવ્યા વગર રહેવાનીજ નથી."

"હું અહીં પાછી આવેલી હતી તે ત્યારે તમોને ખબર હતું!"

"મેં પોતે અવારનવાર તારી ગાડીઓમાં તુંને સોહેલ કરતી જોઇ હતી," કૅપટને ખુલાસો કર્યો, "પણ આપણે મળી શકીએ અને વાત કરી શકીએ એવો સંજોગ નહી હતો."

"પછી આપણે છેલ્લાં મલ્યાં હતાં તે વખતે કીધેલી ગોઠવણ મુજબ તમે મને તે રહાંજે અમારી યૉટ પર લેવા આવેલા ખરા કે ?"

"હાસતો !"

"અને તે યૉટ નહી મળી ત્યારે તમે શું ધાર્યું ?"

"જે ધારવાનું હતું તેજ ધાર્યું !" તે કેપટને હસીને જવાબ કર્યો. "મેં જોયું કે તે લુચ્ચો તુંને ને મને માહત કરીને તે બોટ હંકારી ગયો હતો ખરો ! એ મારીજ ભુલ થઈ. મારે એટલું નબરવસ નહિ રેહવું હતું. મારે બોટપરથી તુંને લીધા વગર ઉતરી જવુંજ ન હતું. તે આવે ત્યાં સુધી મારે બોટ પરજ જરૂર થોભવું જોઇતું હતું !"

"એવણુ એવા ઠરાવવાલા છે કે તેમ તમે કરતે તો મારી સાથે તમોને બી ઉચકી જતે !" નીનાએ હસીને જવાબ કરયો. "તમોને બી ઠાપ આપતે, અને સ્ટીમરપરથી ઉતરી જાઓ તે પેહલાં લંગર ઉચકી નાંખતે તો તમો બિચારા શું કરી શકતે ?"

કૅપટન વીલીસ મોટે રહાદે એ સાંભળતાં હસી પડયો. ભલા ભલાને જેર કરનારા તેના જેવા એક બાહોશ પોલીસ ઑફીસરને એમ આખ્ખો માખ્ખો નહસાડી લઇ જવામાં આવે એ ભલી નીનાનો ખ્યાલજ તેને ઘણી રમુજ આપનારો થઇ પડયો.

"મને ઉથકી જવાનું તેને ઘણું ગરમ પડી જતે, નીના," તેણે હસીને કહયું. "અમે મોટામાંમોટા અપરાધીઓને જેર કરી શકયેછ, અને ત્હારે ખાતરી માનવી, નીના ડીયર, કે ત્હારા પૉલ જેવા એકને તાબે અને જેર કરવો એ મારે વાસ્તે તો બીલકુલ એક બચ્ચાંની રમત છે. હું એક લેહજામાં બોટનો ચાર્જ લઇ લેતે!"

"તો જરૂર હાથોહાથની ઝપાઝપી થતે," નીનાએ વધતી હસીને કહયું, "અને તે વખતે તમો બેની વચ્ચે હું નાહક કુટાઇ જતે! તમારો એક બાલ બી વાંકો થતે તો મારો જીવ નીકળી જતે, અને પૉલને જો જરા બી ઇજા થતે તો મારે માહરો જીવ પટકી નાંખવો પડતે!"—જરા થોબીને—"ખેર, હવે એ વાત જવા દેઓ, અને હાલમાં મને વળી પાછી તમારી સલ્લાહ જોઇએચ તેજ મેહરબાંની કરીને મને આપો!"

"મોટી ખુશી સાથે. બોલ, ત્હારે શું કહેવું ને પુછવું છે!" તે ભલા કેપટને ખરી મુરબ્બીગીરીના તોર ને તરીકાથી પુછયું.

અને ત્યારે નીનાએ તે પોલીસ અમદારથી છુટી થવા પછીથી તેનીપર જે જે ગુજરયું હતું (અને જે સઘળું આપણે આ આગમચ તેને લગતી તુલોતુલ વીગતો સાથે વાંચી આવ્યાં) તે સઘળું બયાંન કરીને કહયું. પૉલના આશરામાં રહેવાને માટેના તેના વસવસા ને ખેદ તે વ્હાલી મધુરીએ ઘણી અસરકારક કીસમે કહી સંભળાવ્યા, અને તે હજી બી તેના પૈસા ટકાનો આવો મોટો વૈભવ—પૈસા ટકાનો આવો લાભ લીધેલો હોવા છતાં—ઠોકડે મારીને ગરીબીમાં આવી વસ્વા ખરાં દીલથી ખુશી અને તૈયાર હતી તે જોઇને તે પોલીસ-ઑફીસર પોતાની અકલથી હેરત રહયો.

"હું તુને હવે સલ્લાહ બી તે શું આપું?" તેણે અતી ઘણો ગુચવાતાં કહ્યું; "અલબત તું એવા એકથી અલગ થઇ જાય એ ઘણું ચાહવા જોગ છે, પણ આવાં ને આટલાં મોટાં સુખ પછીથી તું પાછી ગરીબી ને કંગાલ્યતમાં જઇ વસે એ વાતની સલ્લાહ હું તુને આપીજ કેમ શકું!"

"પણ ત્યારે શું હું એમ પૉલ સાથે રેહું તે અયોગ્ય ને ગુનાહભરેલું નથી?"

"આસપાસના સંજોગો જોતાં એ કદાપી અયોગ્ય લેખાય, પણ ગુનાહભરેલું તો નહિજ," કેપટને જવાબ કરયો.

"પૉલ બી એમજ કેહછ," નીનાએ કહયું; "તેવણ બી એ વાતને કશીજ અગત આપતા નથી, પણ મારૂં મન માનતું નથી તે હું શું કરૂં ?"

"એ બધું મનનુંજ કારણ છે," કૅપટન વીલીસે ઘણી માયાથી સમજાવીને કહયું. "હું બી એમજ ધારૂંછ કે ત્હારે એ ગરીબીનાં સંકટો ઉઠાવા હવે જરૂર નથી, પણ જો ત્હારૂં મન નહીંજ માનતું હોય તો મનથી દુખી રહીને પૉલ સાથ રેહવા ને જીવવામાં દાનાઇ નથીજ. વળી આએ બી ખરૂં કે આયંદા તું ગરીબ રેહવાની નથીજ. ત્હારા બપાવાએ મોડે વ્હેલે અત્રેથી પાવડો ઉઠાવવોજ જોઇશે, ને ત્હારાજ કેહવા મુજબ જો તેનું ત્હારા સિવાય અતલગનું બીજું કોઇજ નથી તો તેની બિસ્યાર દોલત ત્હારે ફાલે—"

"મેં તો તે ઉમેદપર પાણીજ ફેરવ્યું," નીનાએ હસીને કહયું; "હવે તો મને તેની કદી યાદ બી પણ થતી નથી !"

"મને રોજ થાયછ," વીલીસે સધ્યારો આપ્યો. "એ ઉમીદ પાણી ફેરવવા જેવી છેજ નહીં. તે જીવતાંજીવત તને કદાપી માંફ નહીં કરી શકતો હશે, પણ મુવા પછી તુંને જરૂર તે પોતાની બિસ્યાર દોલત આપી જશે એમ માનવાને મને ઘણું કારણ મલે છે."

"એ બધી હવાઇ ઉમેદો પર, એમ છતાં, આપણે ગણત્રીઓ કરવી એવકુફીભરેલુંજ લેખશે," નીનાએ જવાબ કરયો; "અવલ તો કોઇનાં મોહોતથી આપણું સારૂં થવાનું માનવું ને તે માટે ગણત્રીઓ કરવી કે ઉમેદો ધરાવવી એજ મારાં મતથી ખુદાને બાર ગુન્હાભરેલું છે, વાસ્તે એ વાત બી જવા દેઓ. મને ફકત એટલુંજ કેહો કે જો હું પૉલને છોડી દેઉં તો તમો મને આગળ માફક મારા મુરબી થઇને મદદ કરશો કે નહી ?"

"દીલોજાનથી," વીલીસે ખાત્રી આપી. "ત્હારી પર તંગીનો ઓલો બી નહીં ઉતરે તે જોવા હું એક ફરજજ નહીં પણ મોજ સમજશ. મારી પોતાની એક એવી દીકરી હોય જે હું કેમ તેને મદદ કરવા મગન મગન રેહું તેમજ રેહવશ. મેં તુંને ન્યુસપેપરનો રોલ કહાવી આપ્યો ત્યારે પુરતી ઓળખી હતી તોબી આટલી હદ સુધી તો નહીંજ, ને હવે જે ફીસમે તને ઓળખીછ તેથી તો હું એમ ધારૂંછ કે હું કેથે બી હીંમતથી મારો હોદ્દ ફીલવશ તો ત્હારૂં સારૂં કરીજ શકશ."

"ત્યારે કંઇ મને સારી જેવી નોકરી ને જગ્યા અપાવશો—એમ ?"

"હા."

"પણ મને કામકાજની આવડ તો કશીજ નથી !"

"આવડ કરતાં બી વગવસીલો વધતું કામ કરી શકે છે," કેપટન વીલીસે કહ્યું—"ને તે કરતાં ત્હારામાં આવડ કમ છે એ માનવું બેવકુફી-ભરેલું છે. ત્હારામાં હીંમત, પ્રમાણીકપણું અને આવડ એ બધું છે ને પુરતું છે. વળી મારૂં તો મત છે, નીની, કે ત્હારે સીમન્સ પાસે એક ધરખમ રકમ દંડ તરીકે દર માસે લેવીજ જોઇએ. તેં આગળ એ વાતની મને ઘણાં જોસથી ના કહી હતી તે મને યાદ છે—"

"અને હજી બી તે વાતની તો હું નાજ કેહુંછ, કેપટન," નીનાએ ભાર નાંખીને કહ્યું. "જો તેના પૈસાથીજ મારે જીવવાનું હોય તો તેનો આશરો તજી દેવામાં દાનાઇજ શું છે ? મને જે એવણે જાંણી બુજીને નુકસાન કીધુંછ ને મારી જીંદગીનો નાશ કીધોછ તેનો લખ્ખોના દંડથી બી બદલો વાળી કે લઇ શકાય એ હું માનતીજ નથી."

"ઑલ રાઇટ, જેમ ત્હારી મરજી," કેપટન વીલીસે તરત નાખતીથી કહ્યું. "મારી જીંદગીના આવા બોહળા અનુભવમાં મને તો આજ તક એક તુંજ મળીછ, કે જે પૈસાની મદદ ગમે એ કારણથી અને ગમે એ ઇનસાફ વચ્ચે હાથ આવતી ના કહી શકે !"

"એમાં હું કોઇ કમાલ કરતી નથી," નીનાએ સાદાઇથી સમજાવ્યું. "એવા સંજોગોમાં જે ખરૂં ને વાજબી થવું જોઇએ તેજ માત્ર હું કરૂં છું."

કેપટન વીલીસ હવે જવાબમાં કાંઇ બોલ્યો નહીં. તેણે ફકત વિ-ચારવંત રવેસે પોતાની મોટી મુછના આંકડા મરડયા કીધા.

તેને એ ઘણું નવાઇ જેવું લાગ્યું. આવાં બી આદમી થઇ શકે—આવી હદ સુધીની નેક, પાક ને અશરાફ ? ને તે બી જેણે ગરી-બીનાં આટલાં આટલાં સંકટ ઉઠાવેલાં એવી એક અનાથ બાળા ? એ કાંઇ તેને ઘણુંજ અજબ ને છક કરતું રહ્યું. ખુબી તો એ કે આ એક ગરીબ ભાડુતી ગાડી હાંકનારની છોકરી હતી, કે જેને ધર્મજ્ઞાનની કેળવણી કોઇ એટલી હદ સુધી આપવામાં આવીજ ન હતી. તે ફકત જાતી બુદ્ધિ-

થીજ પોતાના પેદા કરનારની પીછાંણ ને તેને ગમતી રાહેરીતીમાં એટલી સખ્ત રીતે એ રવેસે માનવાવાલી ઉધરી હતી.

પૉલ સાથે રહેલી છતાં તે પોતાનાં મનથી તો આજ તક તમામ શુદ્ધ હતી, ને તે મનની પાકીજગીને ખાતરજ આ રીતે તે મોટો વૈભવ ઠોકડે મારી પાછું છુટી થવાનું કરતી હતી. એમ કોણ કરે ! તેની આવી બાળક બુદ્ધિએ એટલી હીંમત, એટલી નિતી, એટલું પ્રમાણીકપણું કોણ બતાવી શકે !

"ને ત્હારો એ આસામી પરનો પ્યાર નાબુદ થઇ ગીયોછ એમ કે !" કેપટને જરા વારે પુછયું.

"એક જરા બી નહીં," નીનાએ જોસથી કહયું. "તે ખરેખર ચાહવા જોગજ એક જવાંન છે, ને હું એવણને જોતાં સાથે ખરાં દીલનાં હેતથી ચાહતાં શીખીછ. મારી ખાત્રી થઇ છે કે મારી સાથની આએ ભયંકાર દગલબાજી એવણે ફકત મારી પરના પોતાના મોટા પ્યારને લીધેજ કીધેલી છે, ને તેમાં, તેથી, એવણને હું ઘણો દોષ દઇ શકતી નથી."

"ને તે છતાં તું તેને છોડી જવા તૈયાર થઇછ, નીના ?" કેપટન વીલીસે વધતી અજાયબીમાં કહયું; "ખચ્ચીત, તું એક ઉખાણું છે !"

નીના મીઠાસથી હસી.

"તમો જાંણોછ કે હું કંઇ નીચ બુન્યાદનું ફરજંદ નથી," તેણીએ કહયું. "મારાથી એ અપ્રમાણીક જીંદગીએ જીવાયજ નહીં. મારા બાપદાદાનાં નામને ઘણું નરસ લાગે. હું તેવણની હકદાર નહી છતાં લોક મને "મીસીસ સીમન્સ"નાં નામે ઓળખે ને બોલાવે એજ અવલ તો એક ઠગાઇ છે, ને જેઓ એ રીતે મને એ નામથી બોલાવે ને માન આપે તેઓ પછીથી કોઇ એતેફાકે ખરી વાત જાંણવા પામે તો માહરે વાસ્તે શું ધારે ? તમોજ વિચાર કરો !"

"વૅલ, વૅલ, તુંને જે ગમે ને સારૂં લાગે તેજ કર," આ બધી તકરારોથી માહાત થતાં કેપટન વીલીસે કહયું, "અને મારી તરફની દરેક મદદની તું વ્હાલી દીકરી સંપુર્ણ ખાત્રી રાખજે."

# પ્રકરણ ૫૦ મું.

ત્રણ વરસ વહી ગયાં.

રવિવાર હતો, ને તે દાહડો ચળકતો, તડકાંવાલો ને ખુશનુમા હતો. મોડાં થયલાં લોકો ઉતાવળે અને ઉલટમંદ તે બામદાદે દેવળમાં જતાં જણાતાં હતાં, ને તે દેવળની નજીકમાંનાં એક ગરીબ પણ દેખીતાં સુખકારક મકાંનની બારીએ તે લોકોના રેલાને દેવળ ભણી એમ ધસડાઇ જતો જોતી એક રૂપસુંદરી બેઠી હતી.

તેના લાંબા કાળા બાલ સામેથી બારીપર ઉતરતાં તડકાંમાં ઘણા ઝળકતા હતા, ને બાજુમાંનાં એ કેથલીક દેવળની મોટી ઑરગનપર જે એબાદત ચાલુ થઇ ચુકી હતી તેના શરોદ સાંભળતી તે બેઠી. કેવા મીઠા શરોદની ભેગા અવાજની દીલમાં અસર ઉપજાવી શકે એવીજ તે એક બંદગી! બંદગી એક ગાયન છે. ગાયન ખુદાનોજ એક અંશ છે, અને તેથી ગાયનમાં ઉતારેલા બંદગીના કલામો બંદાને તે માલીકની ઓર બી નજીકમાં લઇ જતા હોવા જોઇએ, કેમજે તે ખરાં દીલનું, સમજીને બોલાયલું અથવા માગેલું ને ખરી ઉલટનું એક ભણતર પુરવાર થાય છે. એટલામાટે તે એબાદતનું ગાયન, અમોએ કહયું તેમ, નજીકમાંનાં તે ઘરની બારીએ તે ગરીબ અબળા શોકાતુર અદાઓથી સાંભળતી બેઠી હતી. તે કોણ હતી?

તે નીના હતી. હાલમાં તે પોતાની પેલી પાછલી જીંદગીનો વિચાર કરતી બેઠી હતી કે જ્યારે પોતાનાં મનના વિસ્વાસ વચ્ચે તે પૉલ સીમન્સ સાથ એક ખરેખરા સુખના સ્વપ્નામાં વસ્તી ને જીવતી હતી. જ્યારે કે પૉલ બેન્જો પર પોતાના મીઠા જોરાવર શરોદથી ગાતો હતો, ને તે ગાયનથી તેણીને આકર્શી લઇને સાથે ગાવા તથા અવાજની મીલાવત કરવા શીખવતો અને ફરજ પાડતો હતો!

એ ત્રણ વરસના લંબાણ અરસા દરમ્યાન નીના એક તમામ સ્વચ્છ ને બીલકુલ નિષ્કલંક જીંદગીએ પોતે પોતાનો ગુજારો કરી શકતી જીવી હતી. તે હાલમાં હવે ૨૨ વરસની થઇ હતી, અને બની શકે તો ખુબસુરતીમાં ઓર બી જ્યાદા ખેંચાણકારક બની હતી.

તે એક ઘણી મોટી જેહેમતનું કારજ હતું—એ પૉલ સાથ છુટી

થવાનું. આટલા પૈસા, આવો વૈભવ, તે એક મેહેલ જેવું આલીશાન મકાન, નોકરોનો આવો મોટો રસાળો, આવા પોશાકો—આવા ગાડી ઘોડા એ બધું તરછોડીને ગરીબી ને કંગાળ્યતમાં પાછું આવવું ને વસવું એ ક્રૂર કીસમતે કરેલી એક હાંસીમશ્કરી કે મજાક જેવુંજ દેખાતું હતું!

અને એ બધી મુશ્કેલીઓમાં માયનાં પેટ જેવા ભલા કેપટન વીલીસની મદદ, કુમક ને બાંહેધરી એ સદગુણી બાળાની ખીદમતમાં સર્વદા મોજુદ હતી. તેજ એક હીંમત અને સધ્યારો હતો.

પૉલે તેને ઘણી વીણવી હતી. આંખોમાં આંસુ લાવીને તેને એમ નહીં છોડી જવા તે ચાહતા જવાંને એ માહબુબ પાસ માંગી લીધું હતું. તેણે કરવામાં કશીજ બાકી ન રાખી હતી. તેણે તેને વીણવી, તેને કાલાવાલા કરયા, તેની હાંસી મશ્કેરી કરી, તે ન બોલવાનું બી બોલ્યો, અને છેવલે અનેક તરાંહની ધમકીઓ વટીક તેણે આપી જોઇ, પણ તે બધું ઠરાવવંતી નીનાના બાબમાં હવે પથ્થરપર પાણી રેડવા જેવુંજ હતું! તે સેવટ સુધી તમામ દ્રઢ રહી.

કેપટન વીલીસેજ તેને એક સારા લત્તા ઉપર આઇતા સરસામાન સાથના એક બે સુખકારક ઓરડા આગળ રહીને ભાડે અપાવ્યા, અને પછી એક મોટી ધીકતી દરજીની દુકાંણમાં પોતાના લાગવગથી ઘણા સારા પગારની એક નોકરી મેળવી અપાવી, કે જ્યાં તેણીએ બે વરસ તક કામ કીધું. તેનાં ઉપરીઓ અને તેની સાથ કામ કરતી સહીયરો સર્વે તેને એક સરખી રીતે ચાહતાં, વખાણતાં અને માન આપતાં હતાં.

એ દરમ્યાનમાં સાઇકલીંગનો શોખ ઘણો આગળ વધેલો હોવાથી બાઇસીકલનાં એક જંગી કારખાનામાં ઘણા વધારે મોટા દરમાયા થકી કેપટન વીલીસ તેને બૈરાંઓને લગતાં ડીપાર્ટમેન્ટમાં મેનેજરની જગ્યા અપાવી શકયો, અને ત્યાં તે વધતાં સુખથી રહી. પૉલ સીમન્સથી છુટી થવા પછીથી તેણીની એકજ મોજ જે આજ તક ચાલુ રહી શકી હતી તે ફકત આ બાઇકની હતી, જેથી તેને લગતાં એક કારખાનામાં તે વધારે સગવડથી રહી. બેશક તે સુખ સગવડ આગલાં સુખને મુકાબલે કાંઇજ ન હતું. ઇસ્કી કાંકડી વીકટોરયા ને ફ્રેટનો, 'ટાઇની' જેવી સ્ટીમબોટોની સેલગાહ, નાટકો અને ઑપેરાઓ, ઉંચામાંઉંચાં હોટલોની ખાણીપીણી એ બધું એક સુખી ગઇગુજરીના સ્વપ્ના પેરે સદા સુખીનું નાબુદ થઇ ગયું

હતું. ફક્ત છુટી થવા પછીથી તેણીએ એક બાઇસીકલ વેચાતી લીધી હતી, અને હાલ તે પર તે એકકો બેસનાર પુરવાર થઇ હતી. વળી પૉલને હસ્તક તેણે એ મશીનની બનાવત, મરામત વિગેરેને માટે ઘણી ઉંડી સમજદારી મેળવી લીધેલી હતી, અને તેથી આ કારખાનાંમાં તેનાં ઉપરીઓનું સારૂં મત અને વિશ્વાસ વધારે જીતતાં તે સુંદરીને કશુંજ મુશ્કેલ થયું નહિ.

અને હાલમાં જ્યારે આપણે સેંટ ફ્રાન્સીસ ઝેવ્યરનાં દેવળની એબાદતમાંનું ગાયન સાંભળતી તેને તેનાં મકાનની બારીએ બેઠેલી જોઇએ છીએ ત્યારે તે હજી એજ નોકરીએ છે. તેણીને એ લાંબા અરસા દરમ્યાન પૉલને લગતી કશીજ ખબરઅંતર મલી શકી ન હતી, અને એમ છતાં તે તેને એક દિવસ પણ પોતાનાં મનથી વિસારી શકી ન હતી!

એ ત્રણમાંનાં પેહલાં એક વરસ સુધી પૉલ તેને મનાવા, સમજાવા અને પોતાને ઘેર પાછી ફેરવવા ઘણો તેની પુઠે લાગ્યો હતો. તેણે અણહદ કર્યું હતું. ઉપરાસાપરી કાલાવાલાનાં કાગળો અને બેટસોગાદોથી તેને નવાજવાનું તેમજ સતાવવાનું તેણે તો જારીજ રાખ્યું હતું, પણ જ્યારે કે નીનાએ તેને કશુંજ મચક આપ્યું નહીં ને તેનું કશુંજ પટ કરયું નહિ ત્યારે તે રીસાયલો કેઠે જતો રહયો હતો. ક્યાં ગયો તે કોઇએ જાણ્યું નહિ. બે વરસથી તેનો કશો પત્તોજ નહિ હતો!

કેપટન ગ્રીલીસ પણ તેના ઓહદાના અખત્યારમાં, એ ત્રણ વરસના અરસામાં, સારી રીતે આગળ વધ્યો અને આબાદ થયો હતો. તે ઇન્સપેક્ટર થયો હતો, અને પછી આખી ન્યુયૉરકની પોલીસનો સુપ્રીન્ટેંડંટ નેમાયો હતો, જે ઘણા માનભરેલા ઓધ્ધાની અખત્યારી હજી આજ તક તેના હાથમાં ચાલુજ હતી.

પેલી લુલી બિચારી ગુજરી ગઇ હતી. તેનો ખહી સારો કરાવા બલી નીનાએ બનતું કર્યું હતું, પણ તે તેણીની મદદે આવી પોંહચી તે આગમચ એ જીવલેણ રોગે તેણીનાં બદનમાં ઉંડી જડ ઘાલી લીધેલી હોવાનાં પરીણામમાં નીનાને અકસ્માત થયો તે પછી થોડુંકમાંજ તે બાપડી મુફલસી ને હલીદ્રતાના એક નાવારેસ ભોગ તરીકે—ભરજવાંન ઉંમરે સ્વર્ગવાસ પાંમી હતી. એમ થવાથી રૂબી એકલી પડી ગઇ હતી, અને તેને નેકબખ્ત નીનાએ પોતાને આસરે લીધી હતી. તેણે તેને પોતાનાંજ કારખા-

નામાં પોતાના હાથ નિચે નોકરી અપાવી હતી, અને તે નીનાને લખ્ખો દુઆ કરતી હાલમાં હવે પુરતી સુખી હતી.

પેલી સીસી પણ તેણીની એકીંમતી મદદની બરકતથી પાછી સુખીજ થઇ શકી હતી. તેણે પેલા કપાત્ર અપરાધીથી પોતાના છુટાછેડા મેળવી લીધા હતા, અને તે હવે ગરીબ પણ એ લાયક જવાંનસે પરણીને સારી રીતે પાછી ઠર પડેલી હતી.

એ રીતે નીનાના સંબંધમાં અગતનો દેખાવ કરનારાં સઘળાં આ-સામીઓની આપણે અત્રે ટુંકમાં એક ઉડતી તપાસ લઇ લીધી છે, અને હવે ત્યારે આપણે આપણી આ વારતામાં રીતસર આગળ વધશું.

નીના બારીએ બેઠેલી હતી. તે આગલા દિવસની રંજથી ઘણી થાકી ગયલી હતી. અઠવાડયાંઓના બીજા દિવસો કરતાં સનીવારે બાઇકનું સેલ તેનાં કારખાનામાં ઘણા મોટા પાયાપર થતું રહયું હતું, અને તેથી તે આગલા દિવસની થાકથી નીના ઘણી આજેજ થયલી આજે ઘણી મોડેથી ઉઠી હતી.

તેનું ઘર "સીકસતીન્થ ઍવન્યુ"ના આબરૂદાર લતાપર આવેલું હતું, કે જ્યાં આતવારે બધું ખાસ કરીને ચુપાચાપ થઈ જતું હતું. રસ્તા બધા ઉજ્જડ પડી જતા, અને એલીવેટેડ રેલ્વેના અવારનવાર કાને આવતા ધમધમાત સિવાય તે બાજુની શાંતીમાં ખલલ કરવા જોગું તે વખતે બીજુ કશુંજ સંભળાતું ન હતું.

એવામાં નીના પોતાની બેઠકમાંથી ખુશી સાથે ચમકી ઉઠી. તેણીએ કેપટન વીલીસ (જે હવે કેપટન નહિ પણ સુપ્રીંટેંન્ડંટના માનભરયા ઓધ્ધા પર હતો, અને જેને એમ છતાં આપણે, આપણી પોતાની સગવડ માટે, જે નામથી અત્યાર તુલક આ વારતામાં ઓળખતાં આવ્યા છીએ તેજ નામથી હવે પછી બી ઓળખશું તે) તેને મળવા આવતો દેખાયો.

"સુપ્રીન્ટેન્ડંટ મળવા આવેલા છે," નીનાની નોકરીમાં જે એક આઇરીશ છોકરી રેહલી હતી તેણીએ દોડી આવીને તરત નીનાને ખબર આપી—અને તેવામાં તો વીલીસ પોતેજ અંદર ચાલી આવ્યો. તે બાપ જેવા બુઝોર્ગથી નીના કાંઇ વાતે પરદો રાખતી ન હતી.

"આજે કંઇ સહવારને પોહર?" નીનાએ હસીને પુછ્યું.

"દિવસ કે રાતના કોઈ બી ભાગમાં હું ત્હારે ત્યાં વૅલકમ છેઉં એ ખરૂં કેની?" કેપટન વીલીસે હસીને પુછ્યું.

"જરા બી શક વગર ને હજારો હજાર વખત," નીનાએ ઉલટમંદ જવાબ કરયો—અને તે અમલદારના જાડા રાયોડી હાથ કે જે હાથોએ ઘણાક જોરેમંદ જુલમગારોનાં માથાં ભાંગી નાંખ્યાં હશે તે હાથોમાં પોતાના નરમ નાજુક હાથો આપીને ન્હાની નીની તેને બારી આગળની ખુરસીઓ કને ઘસડી લાવી.

"હું તો બીહીતો બીહીતો આવ્યો," તે કેપટને ખુરસી લઇ બેસતાં કહ્યું. "હું જાણું જે રખે તું દેવળમાં ગેઇ હોય, ને મને લાંબે સુધીનો ફેરો પડે!"

"ગેઇ કાલે કારખાનાંમાં કામ ઘણું જાસ્તી હતું," નીનાએ સમજાવ્યું, "અને હું તદન થાકી ગયલી હોવાને લીધે આજે દેવળમાં જવા મને જલદી ઉઠવા ગમ્યું નહિ; પણ કાંઇ ખાસ કરીને અત્રે આવવા જેવું હતું એમ?"

"હા," તે કેપટને કહયું; "કાંઇ મારે તુંને જરૂરનું કેહવાનું હતું: પણ તું જરા ફીકકી પડેલી લાગેછ? કારખાનાંમાં એ લોક ત્હારી પાસે કામ ઘણું સખત લેતા રેહેછ કે કેમ?"

"નોકરી કોણે કેહી?" નીનાએ હસીને જવાબ આપ્યો. "નોકરીમાં જેહમત નહિ તો વળી બીજું શું હોય? ગેઈ કાલે દુકાણમાં કામ ઘણુંજ હતું. ન્યુયોર્કની છોકરીઓમાં બાઇકના શોખનો તો જાણે એક પવનજ ફાટયોછ! માંગણીઓ ને તેને લગતી પરપુછ એટલાં બધાં પ્રમાણમાં થતી રહેછ કે મારી એસીસટંટો જવાબ કરતાં બધી ગભરાઈ ગભરાઇ જાયછ! પણ તમે શું ખબર લાવ્યાછ વારૂ? તમારી શું ફરમાશ છે?"

"જે ત્હારે તરત ને તરત એક લંબાણ રજા પર જવું પડશે," કેપટન વીલીસે જવાબ કરયો.

"તે કંઇ બને વારૂ? હમણાં આટલાં કામના બોજા છતાં રજા માંગી શકાયજ કેમ?" નીનાએ વાંધો કરયો.

"ઉપાયજ નથી," તે ઑફીસરે મુછમાં હસતાં કહયું; "તુંને ઇંગ્લાંડથી તેડું આવ્યું છ !"

નીના જરા ગુચવાયલી દેખાઇ.

"ઇંગ્લાંડથી ?" તેણીએ અજાયબીમાં પુછયું; "શું છે ? કોણે બોલાવીછ ? કોણ તેડવા આવ્યું છ ?"

"એક જણ કોઇ આયોછ તો ખરો," વીલીસે મોઘમ જવાબ કરતાં ઠાવકેપણે કહયું. "બપોરે મારી સાથે જમવાનો છે, અને તે પછી ત્હારી સાથે મેળવવા અને ઓળખાણ કરાવા હું તેને ત્હારે ઘેર આએ તરફ લાવવાનો છેઉં."

નીનાનો ચેહરો ખુશાલીમાં કાંઇક ખીલી નીકળ્યો.

"માહરા બપાવાએ મને ત્યારે તેડાવીછ ખરી કે ?"

"તેણે તેડી કે તેડાવી નથી, ને ખોદા કરેને તે તુંને તેડી નહિ લીએ," કેપટન વીલીસે ગમત પામતાં હસીને કહ્યું. "તે તો ગુજરી ગીયોછ. ખબર મળવા મુજબ તેણે ત્હારાં માયબાપને અને તેઓનાં બચ્ચાં જે બી હોય ને થાએ તેઓને પોતાની જીંદગીની આખેરી સુધી નહિ પીછાણવા ને તદન ઓવારનીવાર કરવા ઘણા હરડતા કસમ લઇ લીધા હતા, જે તેણે પોતાની જીંદગીની આખેરી સુધી સખ્તપણે પાલ્યા છે !"

"ત્યારે હવે મારૂં ઇંગ્લાંડ જવાનું શું કામ છે ?" નીનાએ દલગીરીથી કહ્યું.

"કારણ કે તેની જીંદગીની આખેરી સાથે તે તેના નેહસ્ત કસમોનું બી સેવટ આવી ગીયુંછ," તે ભલા કેપટને સમજાવ્યું; "ફક્ત પચાસ હજાર પાઉંડ એ ત્હારો કરોડપતી બપાવો જુદાં જુદાં ધરમખાતાંઓમાં આપી ગયોછ, અને બાકીની કરોડો પાઉંડની તમામ દોલત—પોતાના મેહલ અને બીજી બેકીંમતી બેશુમાર મીલકતો સાથે તે ત્હારાંજ નામપર કરી ગયોછ !"

નીના અજાયબીમાં દંગ થઇ ગઇ ! આખરે ત્યારે શું પરવરદેગારે તેણીની નેકીને એ કીસમે હદબાહેર નવાજી આપી હતી ? તેની મુફલસીની જેહમતોનું સેવટ આવી ગયું હતું, અને પઇસો જો સુખનું સાંધણુ હોય તો તે પોતાના પઇસા વડે સરસમાંસરસ સુખો હવે અનુભવનાર હતી !!

તે આજેજ થઈ ગઇ. તે નિચી નજરે ઘણો વાર સુધી રડમસ જેવી બેસી રહી, કે જ્યારે તેની આંખોમાંથી મોતી સમાન આંસુઓ ટપકતાં હતાં.

તે પોતાના બાપને યાદ કરતી હતી—તે હીણભાગ્ય બાપ કે જેનું રવાંન મ્યુનિસીપાલીટીને પૈસે ધરમખાતે ઉપાડવામાં આવ્યું હતું ! કે જે બિચારાનાં કફનના પૈસા વટીક ન હતા, અને કરોડોની દોલત જેના બસમાં છતાં મુફલસી અને તંગદસ્તીની છેક છેલ્લામાંછેલ્લી પાયરીએ પોંહચેલો જે આયંદા ભર જવાંનીમાં આખર થયો હતો !

"તે ગ્રહસ્થ ક્યારે આવ્યો ?" નીનાએ જરા વારે પાછી શાંત થતાં પુછ્યું.

"તે ગઈ રાત્રેજ અત્રે આવી પુગ્યો," વીલીસે કહ્યું. "તે તરફનો તે એક પંકાયલો સોલીસીટર છે, અને ઘણો માન પામેલો આદમી જણાયછ. તે ખાસ ખરચ ખાતે ત્હારા બપાવાનાં વીલની બંદોબસ્તીઓ પાકી કરવા અહિં સુધી આવેલો છે. તહારા બપાવાનું કામ તેજ કરતો હતો, અને મારનારની ફરમાસ મુજબજ તે પોતે હાલમાં અહી આવેલો છે."

"તે પેહલાં તમોનેજ પુછતો આવ્યો ?"

"હા. તેની પાસે ત્હારા બપાવા જોગાં મારાં લખેલાં બધાં કાગળો છે. ત્હારાં બી એકેકેએક કાગળો તેના કબજામાં છે, અને એ બધું જોઇ તપાસીને ત્હારા હકની સચ્ચાઇ બાબે મેં મારી ખાતરી કરી લીધેલી છે."

વળી નીના ચુપ થઈ; અને જરા વારે અરધું મનસે—અરધું મોટે બોલી, "ત્યારે અંતે મરી ગયા ?"

"હા, મરી ગીયા ને માચરો ખાલી કરી ગયા," વીલીસે હસીને કહ્યું.

નીના અજબ થઇ. "તમો હસોછ ?" તેણીએ કાંઇક તાજુબીમાં પુછ્યું.

"હા, હસે નહિ કાંય ?" કેપટન વીલીસે કહ્યું; "એમાં દલગીર થવા જેવું છેજ શું કે તેની વાત ? ત્હારો બપાવો તેને લાયક વખત વેળાએ મુવો, અને વળી મરીને ત્હારા જેવી એક નેક કે જેનાં ભલાંમાં હું અટલી બધી કાલજી કરતો થયો હતો તેને તેના લાયક નતીજાથી

નવાજતો ને નેહાલ કરતો ગયો, તો હું ખુશી કાંય નહિ થાઉં ? દલગીરી ફક્ત એજ છે કે ડોસાએ મરતાં મરતાં ઘણો વખત લીધો ! મને તો તેના પર ઘણો ગુસ્સો આવતો હતો. છેલ્લાં પાંચ વરસ દરમ્યાનમાં કાંઇ નહિ તો મેં દજનેક કાગળો લખ્યાં હોશે, અને તેમાં ત્હારી હાડમારીઓ, સંકટો, નેકચલણ એ બધું વિસ્તારીને મેં લખેલું હતું તે છતાં તેમાંથી એકનો બી તેણે જવાબજ નહિ કરયો તેથી મને ખરેખર ઘણો ગુસ્સો આવતો હતો."

"તેવણ બીચારા કસમ લઇ ચુકેલા એટલે શું કરે ?" નીનાએ દયા ખાઇને કહ્યું.

"તેજ ફક્ત બાધ હતી, કેમજે ગેઇ રાત પછીથી મને જે વિગતો મલીચ તેપરથી તો જણાયછ કે ત્હારી ચાલચલણને વાસ્તે તે ડોસો અતીઘણો ખુશ અને મગરૂર હતો," તે કેપટને સમજાવ્યું. "તું ભુખે મરતી હતી અને એક બી છાપડાંની ઓથ વગર સીર્ફ નાચારી વચ્ચે રસ્તે રસ્તે રખડતી થઇ હતી તે છતાં બી તેં ત્હારૂં ઇમાન સાચવ્યું અને ત્હારા બાપદાદાનાં નામને નરસ લાગવા જેવું કશુંજ થવા નહિ દીધું તેને લગતા મારા હેવાલો વાંચીને તે ડોસા પર ખરેખર ઘણીજ ગંભીર અસર થયલી કેહવાયછ, અને એ સોલીસીટર મી૦ ક્રીસ્પ જે હાલમાં અત્રે આવેલો છે તે કહે છે કે વસીયતમાં એ બાબે મરનારે પોતાની ઘણી ખુશાલી જાહેર કરીને ત્હારી તારીફમાં કેટલુંક ખાસ લખેલું છે."— અને હયાં તે ભલો અમલદાર વધારે ગંભીર થયો.

"જા, મારી વ્હાલી," જરા વારે ખરી ગંભીરતા સાથે તેણે કહ્યું. "તું હવે ઇંગ્લાંડ જા, ને ત્યાં તહારા બાપીકા મેહલમાં જલદીજ એશ કરતી થશે. મેં તુંને જોઇ ને જોઇ માન્યું હતું કે આએ જાતની જેહમતોને વાસ્તે તું મુતલગ સરજાઇજ નથી; અને એમ છતાં એ નાતરસ જેહમતો સાથે તેં ખરી દલેરીનાં ટક્કરો ઝીલ્યાં છે. ખરેખર, લાખમાં એક મલે તેવી એક તું નેક અને નમુનેદાર છે. તું ઇગ્લાંડમાં સૌથી દ્રવ્યવાન આસામીઓમાં મીસ નીના ચેસ્તર તરીકે એક લેખાશે, અને ત્હારા પૈસા, તહારી નેકી અને ખુબસુરતીને આખું ઇગ્લાંડ એક અવાજે નમતું થશે."

"અને તે છતાં "મીસ નીના ચેસ્તર" તો એક તરકટજ સમ-

જાવું જોઇએ," નીનાએ શોકથી લાલ થતાં અતીઘણા ખેદ અને બળાપાથી કહયું. "ઇંગ્રેજી સોસાયટીના કાયદા કાનુન એ બાબદોમાં ઘણા સખત છે, અને હું એક બચ્ચાંની માતા હતી તે છતાં મીસ નીના ચેસ્તર તરીકે પોતાને જાહેરમાં ઓળખાવાની હોંમત કરૂં છું એમ જો જાહેર થશે તો મારૂં શું થશે?"

"કોઇ જાણવાતું નથી ને કાંઇ જાહેર થવાનું નથી," કેપટન વીલીસે હીંમત આપી. "એ વાતને ખાસ્સાં ત્રણ વરસ વહી ગયાં છે, અને આએ ન્યુયૉર્કમાં વટીક કોઇને તે વાતનો હવે હાલમાં સ્વપ્નો નથી તો દુર દેશાવર ઇંગ્લાંડમાં કોણ તે જાણવાતું છે? તું નાહક એવી જુઠી જુઠી ફીકરોથી દુઃખી ના થા! હું એ સોલીસીટરને ત્હારાં કારખાનાનાં માલેકો સાથે મેલવનાર છેઉં; અને તે લોકો ત્હારી વખાણમાં જે બોલશે તે ત્હારે મગરૂર થવા જોગજ ગણાવું જોઇએ."

"ખોદા તમારૂં ભલું કરે!" નીનાએ ખરાં દીલનાં હેસ્સાંનથી કહ્યું—અને પછી યાદ થતાં વધારયું, "પેલી ડીપોઝીત કંપનીમાં આપણે મારા મરનાર પીતાજીનાં કાગલ્યાં મુકેલાં છે તેનું કેમ કરવું?"

"તે હું, તું અને એ સોલીસીટર સાથેજ જઇને ઉપાડી લાવશું," કેપટન વીલીસે કહયું. "નીના ચેસ્તર તુંજ છે એ તો એ સોલીસીટરને બતાવા જોગી ઓર બી એક સત્તાવાર પુરવારી થશે."

ટુંકમાં—એ મુજબ સઘળી કામકાજની અગત જોગી વાતચીયો કરીને તે ભલા કેપટને રૂખસદ લીધી, અને નીના તેને છેક બારણાં સુધી વળાવા સાથે નિચે ગઇ.

એ પછી તે એકલી પડી, કે જે દરમ્યાનમાં પોતાની આ નાહ ધારેલી ને અજબ જેવી બદલાયલી સ્થિતી માટે તે ખુદાની લખ્ખો શુકર-ગુજારી કરતી વિચારવંત બેઠી. તેણીને ઘણુંક વિચાર કરવાનું મલ્યું. આજે સહવારે તે ઉઠી ત્યારે બીજા બે કલાક પછી તેણીની એ મીસ્કીન હાલત ફેરવાઇને તે એક કરોડપતી થઇ જનાર હતી એવો કશોજ સંભવ તેણીએ જાણ્યો નં હતો!

ખુદાના રસ્તા ન્યારા હોય છે! તેણીની આખી કારકીરદી એક અજાયબી હતી, અને તેણીને લાગ્યું કે એ કારકીરદીમાં તેણી જે આજ તક ઇજ્જત સાથે બચી અને જીવી હતી તેમાં ભલા કેપટન વીલીસનો

હીસ્સો બેશુમાર હતો. તેનો તે શું ગુણ ગાઈ શકશે? તેનું તે શું હેસાંન પીછાંણી શકશે? તુચ્છ પૈસો એવી એક ખરી ભલાઇનું હેસાંન પીછાણવાને વાસ્તે ગમે એ પ્રમાણમાં ઓછોજ લેખાય.

વળી આવતાં ભવિષને વાસ્તેના તેનાં મનમાં ઉભા થતા સવાલોની એક હારમાળા, પલટન રૂપે, તેની સમક્ષ ખડી થઇ. તે કેમ રેહશે? તે મોટા મેહેલમાં તેને એકલીને કેવું લાગશે? શું ઇંગ્લાંડની આગેવાન સોસાયટી તેના જેવી એકનો હેતથી આદરસત્કાર કરશે? તે ગરીબીમાંથી પૈસાવાલી થઇ હતી તે વાસ્તે ઇંગ્લાંડનાં લોકોમાં શું ચાવાચાવી નહી થશે? શું પૉલ સાથે તેની ગુજરેલી જીંદગીની વાત જાહેરજ નહી થવા પામશે?

એ અને બીજા હજારો એવા સવાલો તેને સતાવતા અને સંતાપતા રેહયા હતા, કે જેવામાં બપોર થઇ, અને જમવા પછી કેપટન વીલીસે કહયું હતું તેમ તે સોલીસીટર મી૦ ક્રીસ્પને નીના જોડે મેળવવા ને ઓળખાવવા લાવ્યો. તે એક નજદીક સાહઠ વરસનો સફેદ બરફ જેવા પાકેલા બાલનો બુઝોર્ગ યુરોપ્યન હતો. તે કમ્મરમાં રહેજ વળેલો તોપણ દેખાવમાં ઘણો દમામદાર હતો, અને તેનું પોહોળું અને ઉંચું કપાળ તેની કાબેલ્યત અને વિદ્વતાની ગુવાહી પુકારતું હતું.

"આએ મી૦ ક્રીસ્પ—વેલાતના પંકાયલા સોલીસીટર છે," તે પોલીસ સુપ્રીટેન્ડનટે ઓળખાંણ કરાવતાં કહ્યું, "કે જેઓ આખો આટલાંટીક માહાસાગર ઓળંગીને અમેરીકા સુધી તુંને મળવા ને ત્હારી રૂબરૂ પીછાણ કરવા આવેલા છે."

"હું ઘણો ખુશી છેઉં, મીસ ચૅસ્તર, તમોને એટલાં જલદી શોહોધી કાઢી શકવા માટે," તે સોલીસીટરે ઘણી મમતા સાથે નીનાને શેકહેન્ડ કરતાં કરતાં કહ્યું. "તમો ગરીબી છતાં આટલી ઇજ્જતથી અને આવાં સુખમાં રહેલાં છેઓ તે મારી તેહકીકમાં બધું જાણવાથી હું ખરા જીગરથી અતી ઘણો ખુશી થયલો છેઉં."

"મારૂં સુખમાં રહેવાનું બધું આએ મારા મુરબ્બીનેજ આભારી છેજી," નીનાએ હસીને કેપટન વીલીસને બતાવતાં કહ્યું.

"અને એવા એકનું સારૂં મત અને પ્યાર તમે જીતી શકયાં એજ તમારી સારી ચાલચલણનો એક આયનો છે," મી૦ ક્રીસ્પે જવાબ કરયો. "તમારી ઉપર જે જે ગજબો ગુજરયા તે બધી કેફ્યત તેને લગતી

તુમોત્વીલ વીગતો સાથે આએ મી૦ વીલીસે મને કહી સંભળાવેલી છે, ને તે સાંભળીને હું મારી અકકલથી હેરત રહયોછ. મેં એને લગતી બધી આઉટલાઇન્સ તમો એઉનાં કાગળોમાં ઇગ્લાંડમાં વાંચેલી હતી. તમારા મરનાર બપાવાએ પોતેજ મને પોતાને બંગલે તેડાવીને તે બધાં કાગળો વંચાવ્યાં હતાં. અફસોસ એ હતો કે એવણુના કરપીણુ કસમ તમારા લાભમાં ઉલટાવી નાંખવા વાસ્તે ગમે એ કરતાં હું એ મરનારને મનાવી શકયો નહિ. 'મારા મુવા બાદ એ છોકરીનું જે ભલું થાય તે તમે કરજો, મી૦ ક્રીસ્પ,' તેવણે કહયું હતું. એ બધાં અત્રેથી તમો લોકોનાં કાગળો આવેલાં તેવણે ઘણીજ સંભાળથી સાચવી રાખ્યાં હતાં, કાંઇક સેહેંકડો વખત તે પાછાં ને પાછાં મોટી ઉકમાઇથી સાથે એવણે વાંચ્યાં હોશે !"

"અને તોબી તેવણુને મારી જરા બી દયા આવી નહિ ?"

"દયા તો ખરેખર ઘણીજ આવી," સોલીસીટરે સમજાવ્યું, "પણુ કોઇ બી કીસમે તે કરપીણુ કસમો તોડવા તેઓ પોતે પોતાનાં મનને સમજાવી શકયા નહિ; પણુ તે વાસ્તે પછીથી મરતી ઘડીએ ઘણુા પસ્તાયા. 'મેં જબરી ભુલ ખાધી, મી૦ ક્રીસ્પ,' તેવણે મરવાની બે દાહાડા આગમચ મને કહયું હતું. 'મને કેવું મારા દીકરાની દીકરીને હવે મારી મરતી ઘડીએ મળવા ને પેટમાં દાબવા ગમેછ !'—અને નીનાની આંખમાં એ સાંભળતાં પાછાં આંસુ એકદમ ધસી આવ્યાં.

મી૦ ક્રીસ્પ તેને એ દરમ્યાનમાં અજાયબીનાં એક આહ સાથેજ જોઇ રહયો હતો ! કરોડપતી મી૦ ચૅસ્તરના દીકરાની દીકરી એટલી હદ સુધી ખુબસુરત હોઇ ને થઇ શકે એવો તેને કદી ખ્યાલ થયો ન હતો. તેની માતાને તેણે જોઇ હતી, કે જે તે ડોસા સાથે પરણવા નિકળેલી તે ડોસાને હાથતાલી આપીને ડોસાના દીકરા સાથે પોબારા ભાપી ગઇ હતી, અને તે એક ખુબસુરતીનો નમુનો હતો, પણુ આ તે મરનારની દીકરીની સુંદરતા, એમ છતાં, તે કરતાં હજારો કીસમે જ્યાદા હતી !

---

## પ્રકરણ ૫૧ મું.

તે વિદ્વાન સોલીસીટરની અકકલજ જાણે કામ કરી શકતી ન હતી. એ શું બનવા ને માનવા જોગ હતું કે જુવાનીનાં જોસમાં ઉછળતી અને જોબનના બાહારમાં ખીલતી આવી એક તનોમન મધુરી જે અભણુ અને

બેપુન્યાદ લોકો વચ્ચે વસી, ઉછરી અને મોટી થઇ હતી તે જાલેમ તંગ-દસ્તી અને સખ્તમાંસખ્ત હાયવેલા વચ્ચે બી પોતાનું ઇમાન સાચવી શકી હતી ? વળી તેની વાત કરવાની રીતભાત અને અદબ, તેની ગ્રેસ, એક મોટે ઘેરનીનોજ તેનો દબદબો એ બધું તેને સરબસર છક કરતું રહયું.

તે સોલીસીટરે એ પછી તેઓને તે વીલ વાંચી સંભળાવ્યું, અને બીજી બધી બારીકીઓ ને બાતમી આપી દીધી, કે જેમ કરતાં એક કલાક વહી ગયો.

"હું એક વાત માંગી લેઉંછ," નીનાએ તે બધું સાંભળી લેઇને કેપટન વીલીસને અરજ કરતાં હસીને કહયું. "હું આએ રીતે ધનવાન થઇને અહીંથી ઇગ્લાંડ ઉપડી જનાર છેઉં એ વાત અત્રેનાં કોઇ બી પેપરોને નહિ પોંહચી જાય તેની ખસુસ સંભાળ લેવાની તમો મેહરબાની કરશો ? પરવારેતા પેપરવાલા એકના ચાર કરશે. તે લોક તો આદુ ખાઇને એવું કાંઇ હાથ આવી જાય તેની વાટ જોતાજ બેઠેલા રેહે છે! મોટાં મોટાં બીહીધરાવનારાં ન્હાનાં મોટાં પચીસ પચાસ મથાળાંજ કરીને કાગનો વાઘ એવો કરી મેલશે કે હું તે વાંચતાં ફકત ઓશકની મારી મરી જવશ !"

"તમે મને અજબ કરોછ," મી○ ક્રીસ્પે અજબ થતાં કહ્યું. "એ બધી વાતો પેપરોમાં પ્રગટ થવાથી જાહેરમાં તમોને સારૂં લાગશે કે માઠું ? તમે આટલી ગરીબીમાં આટલી તમારી સંભાળ કરીને રહી શકયાં તે વાસ્તે લોકો તમારી તારીફ કરશે કે તમારા વાસ્તે બુરૂં માનશે ?"

"મને એ જાતની વખાણ કે તારીફ કાંઇ જોઇતીજ નથી, મી○ ક્રીસ્પ," નીનાએ હસીને કહયું. "એમાં તારીફ કે વખાણ જેવું છેજ શું તે હું તો ખરાં જીગરથી કેહુંછ કે કશું જોઇ શકતી નથી!"

"વૅલ, વૅલ, હું જાણુંછ, મી○ ક્રીસ્પ, કે તમો જે કીસમની ધારોછ તે કીસમની એ છોકરી નથી," હયા કૅપટન વીલીસે વચ્ચે પડીને ખાત્રી આપતાં કહયું, "ને હું તુંને ખાત્રી આપુંચ, નીની ડીઅર, કે પેપરોને એ વાત કશી પોંહોચી ન શકે અથવા પોંહોચે તોબી તેમાં તે પ્રગટ થવા ન પાંમે તે વાસ્તે હું પુરતી ને જોઇતી સંભાળ રાખશ."

"હું તમારી ઘણી આભારી છેઉં," નીનાએ હેસાંનથી કહ્યું. "મારી જીંદગી એવા દુખભરયા પ્રકારની ગુજરેલી છે કે પેપરોનાં પડઘમ

વગર તે ભુલાવે નખાયલી જોવાનુંજ મારે પોતાને વાસ્તે વધારે અનુકુળ ને ઠીક થઇ પડશે."

એ પછી કેપટન વીલીસ તેની ઑફીસનો વખત થયલો હોવાને લીધે નીનાને મી૦ ક્રીસ્પ સાથે એકલી છોડી રૂખસદ માંગી ચાલતો થયો. તેઓને પોતાની ગોઠવણો એકાંતમાં કરવાને સવગતા થવી જોઇએ એ દાનાઇભરેલો વિચાર પણ તેઓને એમ એકલાં છોડવાનું અને તેણે જતો રેહવાનું એક ખાસ કારણ હતું.

"આજે આપણે હવે હાલ તો બીજું કાંઇ કામકાજ કરી શકવાનાં નથી," મી૦ ક્રીસ્પે એકલાં પડતાં કહ્યું; "હાલ તો તમે ડ્રેસ કરો, અને મારી સાથે ફરવા આવીને અત્રેની જે જોવાજોગ જગ્યા હોય તે મને બતલાવો. તમોને ગમશે? પછી રાત્રે મારી સાથે જમવાની મને ઇજ્જત આપજો."

"તમે કાહાં ઉતરેલા છેઓજી?"

"હૉટેલ રલર્ડોર્ફમાં. ઘણું પેહલ્લે વાઘેનું ને ખરેખરૂં ખરચાલુ હૉટેલ છે ખરૂં, પણ સેકન્ડ રેટ હોટેલોમાં ઉતરવાનો મને મુતલગ પરીચય નથી," તે સોલીસીટરે હસીને કહ્યું. "અજબ જેવું ને રમુજી તો એ છે કે એ મારા મોટા ખરચના બીલનું બીલાડું આખરે તમારેજ ચુકવવાનું છે, અને તે છતાં હું તમારેજ ખરચે તમોને મારી સાથે આજે રાત્રે જમવા વાસ્તે મેહમાન બોલાઉંછ!!"

નીના હસી. "ખરેખર એ ઘણું ખરચાલુ હોટેલ છે, પણ ઘણુંજ ડીસંટ છે," નીનાએ કહ્યું—કેમજે એ નવાં પેહલ્લે વાંઘેનાં હોટેલમાં તે ઘણીક વાર પોતે પૉલ સાથે જમી આવી હતી તે તેણીએ થોડાક ખેદ સાથે અત્યારે યાદ કર્યું. "વળી તમારો થોડોક જાસ્તી ખરચ મારા કરોડપર ઘણી અસર કરશે એમ મને બીહીક લાગતી નથી, મી૦ ક્રીસ્પ."

"તે તો ખરૂં, પણ તમારે લગતાં તમારા બપાવાનાં એ વીલના ત્રસ્તીઓની માહરે બીહીક રાખવીજ જોઇએ," મી૦ ક્રીસ્પે જવાબ કરયો. "તેઓમાં એક તો વડો પાદરી છે કે જે મારાં એ ખરચાલુ હોટેલનું બીલ જોતાંજ કદાપી ભડકશે! પણ તમે મારાં ગૅસ્ટ હતાં એમ જોવાથી મારૂં બીલ વધારે ખુશીથી પસાર કરવામાં આવશે."—અને

જરા થોભીને—"મગર હમણાં તમો કાંઇ એવી ઢપે બોલ્યાં કે જાણે તમોને પોતાને એ મોટે ખાંચરેનાં હોટેલનો કાંઇક અનુભવ હોય? તમે કોઇ દહાડો ત્યાં જમ્યાંછ વારૂં?"

નીના જરા ગભરાઇ. પૉલની સાથની પોતાની જીંદગીની વાત તે છુપાવવા માંગતી હતી, અને તે છતાં તેણીએ જોયું કે પોતાની નિર્દોશ ભોળાઇમાં તે કાબેલ ધારાશાસ્ત્રી સમક્ષ તેણીએ હાલમાં જરા આ કાચ્ચું કાપ્યું હતું!

"હા, હું ત્યાં એક વખત જમી આવેલી છેઉં," નીનાએ સાદાઇથી કહયું. "મારી જીંદગી તેને લગતી અજાયબીઓથી ખાલી નથી, અને મેં જાહેર બાગના એક બાંક પર બેસીને ભીખ માંગીને મેળવેલો સુક્કાં પાઉંનો ભુકો ખાઇને જેમ પેટ ભરલું છે, તેમ વળી કોઇક વખત એવાં અત્રેનાં સૌથી નામીચાં ને પેહલે વાંધેનાં હોટલોમાં પણ હું જમેલી છેઉ!"

"કેવો અજબ જેવો અનુભવ!" મી૰ ક્રીસ્પે દયા ખાઇને કહ્યું; "પણ તમારે એ બધું હવે ભુલી જવું જોઇએ."

"એ ભુલાય તેવું છેજ નહિ," નીનાએ ગમખ્વારીથી કહયું. "એક દાહડાં તદન ભુખે મરતી હું એક દેવળમાં ગેઇતી, અને ત્યાં એક ધનવાંન બાનુંએ ચીનના ચીનાઓને વટલાવા ને ખ્રિસ્તી બનાવા ખાતર એક ઘણી ગંજાવર નાણાંની રકમ ધર્મખાતે ભરી આપી હતી, જે ઉપરથી હીંમત પાંમી હું તે સખીવજુદ બાઇ પાસે થોડાક સેન્ટસ માંગતી હાથ ઓળતી ગેઈ, કે જ્યારે તમો શું ધારોછ? તે કે જે દુરદેશાવરના ચીનાઓને ખ્રિસ્તી કરવા હજારો ડૉલર ધરમખાતે ભરી આપતી હતી તે પોતાનાં ઘેરનાં આગણાં આગળ એક ગરીબ ખ્રિસ્તી છોકરીને ભુખમરાના સંકટથી બચાવા એક સેન્ટ બી આપી શકી નહિ—એટલુંજ નહિ પણ સાંબી મને હડધુત કરીને પોલીસના હાથમાં તેણીએ આપવા કાઢી!! તે વખતે ન તો મને રહેવાને વાસ્તે ઘેરબાર હતું, કે ન તો મારી પાસે ખાવાની એક અરધી હતી!"—અને નીના એ બધી વાત કરતાં અતી ઘણી દુઃખી થયલી દેખાઈ.

"ત્યારે હવે આપણે જઇશું; હું એક ભાડુતી વિક્ટોરયા મંગાવી લેઉં?" મી૰ ક્રીસ્પે તેણીની એ દુઃખી યાદો ભુલાવી દેવાની ભલી મકસદથી પુછ્યું.

"નહિ; હુંજ એક સારા તેજી ઘોડાની જોડીની બ્રૉહામ મંગાવી શકશ," નીનાએ કહયું; "તમે તમારે નિરાંત કરો."—અને તે ઘટતા હુકમો આપવા અને દ્રેસ કરવા તેને એકલો બેસાડી તે ઓરડામાંથી દોડીને બાહેર નિકળી.

મી૦ ક્રીસ્પ તેની પુઠે તેને ઘણી અજાયબીમાં ટીકતો ને જોતો બેઠો. 'નસીબનું ચક્ર બી બાજે વખત કેટલું આચોક્કસ થઇ શકે છે!' તે વિચાર કરતો હતો; 'આ છોકરી આજે સહવારે ઉઠી ત્યારે એક કારખાનાંમાં મજુરી કરતી મુફલેસ હતી, અને હાલમાં પોતાને કરોડોની ધણીઆણી થયલી જાણી શકીછ! તે જયારે ઇંગ્લાંડ પુગશે ત્યારે પોતાના બેશુમાર પૈસા અને તેટલીજ સુંદરતાનાં પરીણામમાં કેટલો બધો ઘોંઘાટ કરી શકશે!'

તેને નીનાનો સહવાસ ઘણો ગમ્યો. તેણીની હુસ્યારીએ તેને દરેક વાતમાં અજબ અને છક કરયો. કોઇ બી એના જેવી ઉંમરની છોકરી આવા અચબુચા, મોટા અને નહિ વકી રાખેલા સુખી ફેરફારથી જરૂર માથું ખોઇ બેસતે, કે જ્યારે નીનાને તો તેણે જરા બી ઉસ્કેરાયલી જોઇ નહિ. તેના સંબંધમાં નવું જાણે કાંઇ બનવા પામ્યુંજ નહિ હોય તેમ તે બધી વાત કરતી ને વાત સાંભળતી હતી, અને હેમ્પશાયરના તેના મોટા મહેલની મી૦ ક્રીસ્પે રસ્તામાં તેની આગળ વાત કરી ત્યારે તે પણ તેણે તદન ઠંડે કલેજે ને નમરવસપણેજ સાંભળી. તે નહિ સમજ પડતું બધું પાછું પુછતી, અને પોતાને જોઇતા સઘળા ખુલાસાઓ શોહોધતી ખરી, પણ ખુશીમાં છાકટ, છટેલ કે છકેલ જરા બી થઇ શકી નહિ.

આખો વખત એક ચોક્કસ ઉદાસી તે પોતાનાં મનથી દુર કરી નહિ. તે જે મોટાઇના સ્વપ્નામાં થોડુંક સુધી જીવી આવી હતી તે બધું હાલમાં આજે કદમે કદમ તેને પાછું યાદ આવતું ને સંતાપતું રહ્યું હતું. તે હવે ઘણા પૈસા થવાથી ઇંગ્લાંડમાં એજ સુખો કદાપી પાછાં અનુભવનાર હતી, પણ તેના માનીતા સોબતી વગર તે, અલબત, બધું તેને સુનું અને ફીકકું લાગનાર હતું.

મી૦ ક્રીસ્પે તે બંનેને માટે સ્ટીમર "સૅટેનીક" માં પૅસેજ લીધી. તે બોટનું પેસીનજર લીસ્ટ લગભગ ચીક્કાર થઇ ગયું હતું, અને નીનાને વાસ્તે મોટી મુસ્કેલથી તે બે પેહલાં નંબરના કેબીન ખાસ રીઝર્વ કરી શક્યો.

તે સોલીસીટર સ્ટીમરપર પેહલો ગયો, અને પોતાના કેબીનમાં આવી પોતાનો અસબાબ ગોઠવાવીને ગેંગવે આગળ નીનાની વાટ જોતો ઉભો.

સ્ટીમર ઉપડવાનો વખત લગોલગ થવા આવ્યો હતો. પેસેનજરોનાં ટોળેટોળાં સ્ટીમર તરફ ધસડાઇ આવતાં હતાં, પણ હજી નીનાનું ઠેકાણું ન હતું ! તે ક્યાં ?

કેપટન વીલીસ પણ જરા વારે ત્યાં આવી લાગ્યો. તે નીનાને "ગુડ-બાય" કરવા આવ્યો હતો. તે પોતાના ફુલ યુનીફોર્મના પુર ઠઠેરામાં હતો.

"મીસ ચેસ્તર હજી આવ્યાં નથી?" તેણે મી૦ ક્રીસ્પને શેકહેન્ડ કરતાં કાંઇક અજાયબીમાં પુછ્યું.

"નથી આવ્યાં," મી૦ ક્રીસ્પે કાંઇક કરાજીથી કહ્યું; "મને લાગેછ કે છોકરીઓ ફક્ત પોતાનાં લગનને વાસ્તેજ વખતસર તૈયાર થઇ શકતી હોશે—બાકી બીજી બધી વખતે જ્યારે જોવો ને માંગો ત્યારે તૈયાર થવાને વાસ્તે મોડુંજ !"

થોડા વારે મુકવા આવનારાં દોસ્તઆસનાઓને ઉતરી જવાની ચેતવણીનો ઘંટ થયો, અને મી૦ ક્રીસ્પની કરાજીની "ઇસ્ટીમ" ફુલ પવરે વધી જતે—પણ તેવામાં નીના હસ્તે ચેહરે એક બોટમાં તે તરફ આવતી જણાઇ, અને ત્યારે મી૦ ક્રીસ્પનો ગુસ્સો તમામ સમી ગયો. તે અને મી૦ વીલીસ બંને તે પછી તેણીને બાઆદરમાન બોટમાંથી ઉતારી લાવવા એસ્તેકબાલ તેની સાંમે ગયા.

"અમે તો ઘણા બીહધા," મી૦ ક્રીસ્પે નીનાને શેકહેન્ડ કરતાં કહયું; "અમે તો જાણુંકે કે રખે તમે ટાઇમ ચુકો !"

"એમ શી તો કંઇ થતું હોશે ખરું કે ?" નીનાએ હસીને કહયું; "કરોડોનો વારસો લેવા જવું અને તેમાં બી મોડું થવું એ કેઇ છોકરીથી બની શકે વારૂ ?"—અને તે ખુશમિજાજી પાછું હસી.

"મારે તુંને કેપટન સાથે ઇન્ટ્રોડયુસ કરવી હતી, નીની ડીઅર," તે પોલીસના વડાએ કહયું; "પણ હમણાં તો તે કેથે દેખાતો નથી. કદાચ કામમાં હોશે; પણ મેં તેને બધું કેહી મુકેલું છે. ઘણો ભલો અને અસીલ આદમી છે. ટેબલપર પોતાના જમણા હાથપરજ ત્હારી જગ્યા એણે રીઝર્વ્ કરાવેલી છે."

નીનાએ, અલબત, ભલા કેપટન વીલીસનો ઘણો ઘણો અને ફરીફ-રીને આભાર માન્યો. કેવો બાપ જેવોજ ખરો અસીલ ને મેહેરબાન! તેણે કઇ ભલાઇ કરવાની બાકી છોડી હતી? આએ છેલ્લાંમાંછેલ્લી ઘડીએ બી તે કેટલો સંભાળભરયો થઈ શકયો હતો!

તે પછી સ્ટીમર ઉપડવાની સઘળી ધમાલ ચાલી રહી, અને જરા વારે વીલીસ નીનાને મળી ભેટીને છુપો પડયો, કે જયારે તે બાપ જેવા ખરા મેહેરબાનને તે સુંદરીએ ચુમી કરવા પોતાના ગાલ લખ્ખો ખુશી સાથે સપુર્દ કર્યાં.

અને તે પછી જયારે સ્ટીમર ઉપડી અને માલુમ બી નહિ પડે એવા એક ધીમા આંચકા સાથે તે દરયામાં વસાયલાં ન્હાનકડાં ગામડાંએ ચાલવા માડયું ત્યારે પણ નિચે બાજુમાંની બોટમાં બેસીને તેની તરફ ઘણાંજ માયાળુપણે જોતા ને રૂમાલ ઉડારતા કેપટન વીલીસને જવાબમાં પાછો રૂમાલ કરતી નીના ડુટકની રેલીંગ આગળ ઉભી હતી, કે જયારે તેણીની આંખો આંસુથી ભરાઇ ગઇ હતી!

તે એ વેળાએ ઘણીજ મનહર દેખાતી હતી. ઘણાજ સાદા પણ અતિઘણા સુંદર પોશાકમાં તે ઘણી સંભાળ સાથે ઘેરથી તૈયાર થઇ આવી હતી. અને હાલમાં ડુટકના તે કઠેરા આગળ કેપટન વીલીસ તરફ "ગુડ બાય" નો રૂમાલ ઉડારતી, આંસુ ભરી આંખો સાથે ઉભેલી, તે એક જોવા-જોગ પીકચર જેવીજ દેખાતી હતી!

---

## પ્રકરણ ૫૨ મું.

તે સ્ટીમર ઘણીજ ઝડપી ચાલતું એક મોટું અને મજબુત બારકસ હતું, અને એટલાન્ટીક મહાસાગરની પીઠપર પાણી કાપતું, ઉતારૂઓનાં એક મસ મોટાં સંસ્થાન સમેત, તે આગળ અને આગળ વધતું હતું; કે જયારે નીનાને એકદમ ફકર પડી આવી કે રખેને તેઓમાં કોઇ એવું હોય કે જેણે પૉલની સાથની તેની અપ્રમાણિક જીંદગીમાં જીવતી આગળ તેને કેથે જોઇ હોય! તેને સોલીસીટર મી૦ ક્રીસ્પની ભારે બીહીક રહેતી હતી. એ વાત તે જેફ સોલીસીટરથી સંભાળ સાથે છુપાવામાં આવી હતી, ને તે જાહેર થઇ જાય તો (પોતે તમામ નિરદોશ છતાં) તેનું ફુલસુધર્ણું જવા જેવુંજ થશે એમ તેને મજબુતીથી લાગ્યા કરતું હતું.

તે તુટકપર, તેથી, એક ફેરો મારી આવી. આખું તુટક ઉતારૂઓથી ચીકાર હતું. પેહલા તેમજ બીજા વર્ગનાં ઉતારૂઓ—બાનુએ તેમજ ગ્રહસ્થો—મોટી સંખ્યામાં મોજ્યાં મારતાં કે તાહેલાં કરતાં ત્યાં ભેગાં મળ્યાં હતાં, અને તેઓમાં કોઇ એક બી જાણીતો ચેહેરો છે કે નહીં તે નક્કી કરીને પોતાનાં મનને સધ્યારો આપવા તે તુટકપર ફરવા નીકળીઃ પણ નહીં, ખુદાની દયાથી કોઇએ તેને ઓળખી કે બોલાવી નહીં. ઓળખાંણ કરવા ને બોલાવા તો બધાંનું મન થયું. તે હતીજ એવા મીઠા ચેહેરાની મનોહર કે જે તેને જુએ તે ચાહે; અને મરદો જ્યારે એ અજબ જેવી હદ સુધીની દીલકસ સુંદરતા ડોલો ખોબી ખોબીને જોવા પડયા ત્યારે બૈઇરાંઓ તેના સાદા તેટલાજ સુંદર અને છેલ્લામાં-છેલ્લી ફેશનના મોંઘા પોષાક પરથી આંખ ખસાડી શકતાં ન હતાં !

એવામાં મી૦ ક્રીસ્પ તેને સોહોધતો આવ્યો.

"તમે તમારો કેબીન જોઇ આવ્યાં કે, મીસ ?" તેણે ઘણાં અદબની નરમાસથી પુછયું.

"નહીં, મી૦ ક્રીસ્પ; હું હજી તે તરફ ગઇજ નથી."

"ત્યારે હું તમોને બતાઉં," તે સોલીસીટરે કહ્યું. "આખી બોટમાં સૌથી વધતા આરાસ્તા ને હવાવાળા ઓરડાઓ, બોટના મધ્ય ભાગમાં, તમારે સ્વાધીન છે. તમોને ઘણાજ ગમશે."—જરા થોભીને.—"તમારૂં લંચ (જમવાનું) કેબીનમાંજ મંગાવાનો વિચાર છે ?"

"ઓ નહીં રે, હું તો ટેબલ પરજ આવશ," નીનાએ ઉલટમંદ કહ્યું. "ભલા સુપ્રીન્ટેંડંટ વીલીસ મને કહેતા હતા કે કેપટનના જમના હાથપર ટેબલપર મારી બેઠક છે, ને મારા ડાબા હાથપર તો તમો હશો, તો પછી મને બીહીક શું છે ? એ કાંઇ મારા જેવી મુફલીસને થોડું માન કહેવાશે કે એ નામી ગ્રહસ્થો વચ્ચે ટેબલપર મારી જગ્યા રીઝર્વ રહેશે ?"—અને તે મીઠાસથી હસી.

મી૦ ક્રીસ્પ તેણીને તેના બને કેબીન બતાવા લઇ ગયો. તે ખરેખર ઘણા સુખકારક અને ઘણાજ આરાસ્તા ઓરડાઓ હતા.

"હું તો ઘરડો માણુસ છેઉં એટલે બધું ખોલ્લેખોલ્લું બોલી શકું," મી૦ ક્રીસ્પે હસીને કહ્યું: "તમારી ખુબસુરતી કંઇ એટલી તો ખેંચાણ-

કારક છે કે તમો ટુટકપર હશો ત્યારે જવાન્યાઓ પોતાની નજર તમારા તરફથી ખીસાડી શકવાના નથી, ને તેથી જ્યારે તે કીસમના એઅદબ ટીકરીગોપથી તમારો જીવ ઘણોજ કંટાળી આવે ત્યારે અહીંનાં એકાંતમાં બી તમો તેટલાંજ સુખથી ને તેવીજ મોજથી આવીને બેસી શકશો. આએ બારીઓ મોટી ને મોકળાસવાલી હોવાથી ત્યાં બી ઠંડક અને બાહેર-ના દેખાવો જોવાનુ તો ટુટકપર હોઇએ તેટલુંજ સુખકારક છે."

"તમારી ઘણી મેહેરબાંની છે, મી૦ ક્રીસ્પ," નીનાએ આસપાસ નજર દોડાવી પુરતો સંતોષ માનતાં હેસાંનથી કહ્યું;—અને તેવામાં બેવડા ઘંટ વાગ્યા, એટલે તેણીએ કહયું, "ઓ, લંચનો વખત થયો શું! ચાલો, હું પાંચ મિનીટમાં તૈયાર થઇને નિચે આવી. મને બી કકડીને ભુખ લાગેલી છે."—અને મી૦ ક્રીસ્પ ટોપી ઉંચકી ત્યાંથી ચાલતો થયો.

તે અજબ થતોજ ચાલ્યો. આ છોકરી તે ખુદા ધારાશાસ્ત્રીને કદમેકદમ અજબ કરતી રહી હતી. તે ગરીબીમાં વસેલી ને મુફલસીમાં ઉછરેલી તેને સ્ટીમરનો આવો અનુભવ હોયજ કયાંથી? તે શું બેવડા ઘટનો અર્થ સમજે ને "નિચે આવવા" નું કહી શકે? તે તો બધી વાતમાં ઘણી પાહવરદી જણાતી હતી; અને તે કેમ બને?

તે જ્યારે ન્યુયોર્ક પેહલો આવ્યો ત્યારે તેણે તો નીના તરીકે મહે-નતુ અને પ્રમાણિક પણ ગરીબીમાં ઉછરેલી, અભણુ, સાદી, રીતભાત વગરની એક છોકરી જોવાનીજ ગણત્રીઓ કરી મેલી હતી. મોટે ખાંચરેને લગતાં ટેસ્ટ, રીતભાત, અદા, શાંણુસોકત વિગેરેની માહીતગારીની ગેરહાજરી તો તેનામાં જરૂર કરીને હોવીજ જોઇએ એ તેનાં પાકકાં અનુમાનો હતાં; અને ત્યારે આ શું થોડી તાજુબી હતી કે તેથી ઉલટું આ છોકરી તો જાંણે સુધરેલાં ને આગેવાન સરકળમાં લખ્ખોના વૈભવો વચ્ચેજ ઉછરી હોય એટલી બધી કેળવાયલી અને નમુનેદાર પુરવાર થતી હતી!

નીના તૈયાર થઇને જમવા દાદર ઉતરવા ગઇ તેટલાં તેને કેપટન મલી ગયો. તે ગોરા, તનદરોસ્ત, ગોલાબી, ભરેલા ગાલનો, મજબુત ને કદાવર બાંધાનો, આસુંદો, બાવાભાખરા જેવો એક પાકટ ઉંમરનો આસામી હતો. તે દેખીતોજ ઘણો ભલો હતો. તેણે નીનાને જોતાં સાથે તેની હીલચાલ ને રીતભાત પરથીજ તેને ઓલખી. તેણે કેપટન વીલીસની દોસ્તીની ઘણીક સ્તુતી કરી—દોસ્તી લાયકજ તે આસામી હોવાનું તે ઘણી

વખાંણ સાથે બોલ્યો, અને પછી નીનાને પોતાનો હાથ આપી તે નિચે ડાઇનીંગ સેલુનમાં લઇ ગયો.

તે ઘણોજ લાંબો ને કુસાદે એક આરાસ્તા સેલુન હતો. તેમાં કમમાંકમ એકી વારે ૩૦૦ આસામીઓ પોતાના પેટની પુંજા માટે ગોઠવઇ ગયલાં હતાં, અને નીના તેઓ બધાં ગોઠવઇ રહેલાં હોવા પછી ખુદ તે બોટના ગવરનરની બાંહેધરી હેઠળ બગલમાં હાથ આપી ત્યાં દાખલ થઇ તેથી તે બનાવે ઘણું "સેનઝેશન" કરી મેળ્યું. સ્ત્રી પુરૂષો હંસની પેઠે લાંબાં ડોકાં ખેંચી તેને ટોંગાઇ ટીંગાઇને જોવા પડયાં, ને તે કોણ હશે ને કયાં જતી હતી તેની અરસપરસની પરપુછનો એક ધીમો ઘોંઘાટયો ગણગણાત ટેબલ પર તરતજ ચાલુ થયો, કે જે દરમ્યાંન નીના પોતે તો કશાંમાં હોયજ નહિ ને કંઇ જાણતીજ ન હોય તે કીસમે દમામથી કેપટન અને મી૦ ક્રીસ્પની વચ્ચે ટેબલ આગળ ખુરસી ખેંચી ચુપચુપ બેઠી.

"કોઇ એકટ્રેસ હોશે ?" એકે પુછ્યું.

"નહીં, કોઇ મોટી ડીટેકટીવ લેડી હશે," બીજાએ બમરડો ઘુમાવ્યો.

"અરે છટ, એકટ્રેસ ને ડીટેકટીવને આવી મોટી બોટનો કેપટન એટલી ઇજ્જત શાંની આપે?" ત્રીજાએ ડહાપણ ડોહ્લ્યું; "હું તો ધારૂંછ જે કોઇ કરોડપતીની દીકરી હોશે."

"હોવીજ જોઇએ," ચોથાએ ટેકો આપ્યો. "બોટ ઉપડતી વખતે ન્યુયોર્કની પોલીસનો કેપટન પોતે એની કેટલી કાળજી કરતોતો તે જોયુંતું કેની ?"

"બધી ખટપટ મટાડવા સ્ટુઅર્ડનેજ તેડીને પુછોની ? તરત માલમ પડી આવશે એ કોણ છે તે. તે તો જાણતો હોવોજ જોઇએ," વળી એક પાંચમાએ સલ્લાહ આપી;—અને તે સલ્લાહ બધાંને ઘણીજ ગમી, જે ઉપરથી તેઓમાંના એકે એસારત આપીને સ્ટુઅર્ડને પોતાની આગળ બોલાવ્યો.

"આઇ સે, મી૦ સ્ટુઅર્ડ, પેલી કેપટનના જમના હાથપર બેઠેલી બાઇ કોણ છે ?" તેઓમાંના એકે છેક તે સ્ટુઅર્ડને કાંને લાગી પુછ્યું.

"કોઇ મીસ ચેસ્ટર નામે છે. કરોડપતી છે. ઈંગ્લાંડ પોતાનો વારસો લેવા જાય છે. પાંચથી છ કરોડ પાઉંડની ગંજાવર દોલતની ધણ્યાંણી કેહેવાય છે," તે સ્ટુઅરડે એવી એક શ્રીમંત બાંનુને લગતી ખબર આપવામાં બી કેવુંક માન હોય તેમ ઉકમાઇથી ને મોટી મગરૂરી લેતાં કહયું.

"જોયુંની!" નીનાને કરોડપતી ધારી લેનારે ફત્તેહની ખુશાલીથી કહયું.

"પણ ત્યારે મને એ નહિ સમજ પડતું," એકે મુંજવણ જાહેર કરી. "એવી પચીસ પચાસ કરોડ રૂપ્યાની ધણ્યાંણી પર પેલો પોર્ટ્‌સ-વાળો શાંનો મરી ફીટતોતો? બર લોકમાં સ્ટીમર ઉપડતાં એણે તેને ચુંમી આપીતી તે જોયુંતું કેની?"

"કોઇ સારૂં આદમી નહિ હોશે," વળી એકે કમકમકમીને ઓરંગો મારયો.

"અરે નહીં રે, કદાચ તેની બેહેન કે બઇરી થતી હોશે," બીજા અફસના ઓથમીએ અભિપ્રાય આપ્યો. "મીસ ચેસ્ટર" તેનું નામ હતું એ તો તે ભમરડો ભુલીજ ગયો!

એમ છતાં, આગની બુમ પેરે તે આખી બોટ પર ખાંનું ખતમ થવા પેહલાં તો વાત પસરી રહી કે પચાસ કરોડ રૂપ્યાની અકલ કબુલ બી નહી કરી શકે એવી બીસ્યાર દોલતની તે આલોતુજ્જાર ધણ્યાંણી કોઇ "મીસ" હતી, ને તે પોતાના બેશુમાર દોલતના વારસાનો ચાર્જ લેવા ઈંગ્લાંડ જતી હતી; અને ત્યારે નીનાની લોકોએ જે ફીસમે ખુશામદ કરવા ને તેને માન આપવા માંડયું તેનું બ્યાંન કરવુંજ બેજા છે!

તે બોટનાં ઉતારૂઓમાં એક તો કાઉન્ટેસ હતી—કાઉન્ટેસ આવાલોન. તે પોતાના પૈસા ને પદવીના ખ્યાલથી ધડ પર ધડ નહીં રાખતી હતી; પણ તેને બી નીનાની સામી હારમાં બેસવું પડયું હતું. તે ને તેનો દીકરો અર્લ ઑવ આવાલોન નીનાની સામી સાઇડે પાસે પાસે બેઠાં હતાં, ને નીનાએ જે "સેનસેશન" કરી નાખ્યું હતું તેથી મનમાં ને મનમાં ઘણુંજ અજબ થતાં હતાં.

વળી નીનાના ડાબા હાથ પર મી૦ ક્રીસ્પ બેઠો હતો, ને તેની બાજુ-

માં એક જવાંન બેરોનેટ નામે સર નેલ્સન બેઠો હતો, કે જ્યારે તેની પાસેજ વળી તેની માતા ઍડી બેઠેલી હતી. તેઓએ બી નીના આવી ને કેપટનની બાજુમાં ગોઠવાઇ ત્યારે તો નાક પર પ્રગટ ટીચકું ચઢાવી દીધું, પણ પછી જ્યારે તેના કરોડોની વાત તેમના કાન પર પડી ને તેમને કેહવામાં આવી ત્યારે નીના ગમ જોતાં સાથે તેઓ મીઠાસથી હસતાં, ને કેવું‌ક હેત આવતું હોય તેમ દેખીતી ખરખુશામદનાં ઢરાંપરાં કરતાં તે બધું જોવાનું ખરેખર કેવળ રમુજી હતું.

: : —

## પ્રકરણ ૫૩ મું.

"હું તમારા મરનાર મોટાબાવાજીને સારી રીતે ઓલખતીતી" કાઉન્ટેસે જમવા પછીથી તરત નીનાની બાજુમાં લંગર નાખી દેતાં ને નહીં ઓળખાણની ઓલખાણ કાઢતાં કહ્યું; "ઘણાજ ભલા આદમી. અમારી સાથે તો મરનારને ઘણુંજ સારૂં."

"મેં પોતે કોઇ દાહડે બી તેવણુને જોયા કે ઓળખ્યા નથી," નીનાએ સાદાઇથી કહ્યું; "હું તો ઇંગ્લાંડમાં આએ પેહેલીજ જાઉછ."

"શું કેહોછ!" તે અમીરજાદીએ અજાયબીમાં આંખ્યો ખુલતાં કહ્યું—ને પછી તરત વધારયું, "ત્યારે તો વધારે સારૂં. પેહેલી પીછાંણુ સદા નીભે. હવે અમુને ભુલી ના જતાં જો! અમે બી તમોને હવે તો રોજ મલતાં ભેટતાંજ રહીશું. અમારી એસ્ટેટ બી તમારી લગોલગમાંજ છે."

"ઓ તમારો પૅલેસ, બાઇ જેવ!" હયાં તે કાઉન્ટેસનો દીકરો અર્લ ઑવ આવાલોન વાતમાં જોડાયો. "હું તો કેહુંછ કે તમારા બપાવાજીના મેહલ જેવો આખાં ઇંગ્લાંડમાં કોઇનો મેહેલ નહીં હોશે. તમારા બપાવા હતા તો ઘરડા ખખ ને તદન ખખડી ગયલા, પણ ખરેખર તેવણુનો ટેસ્ટ બધો અપ ટુ ડેટ હતો!"

નીનાએ કાંઇક અજાયબી વચ્ચે તે જવાંન ભણી જોયું.

તે પતલો, ઉંચો, દેખાવલો ને દમામદાર એક કોઇ જવાંન હતો. તે દેખીતો બુધિમાન અને તેજસ્વિ હતો.

"અમે તો કમનસીબે તમોને ઝાઝું ઇંગ્લાંડમાં મલી બી શકશું નહી," હયાં કાઉન્ટેસે એક વિચાર થતાં જરા દીલગીરીથી કહ્યું.

"કેમ વારૂં ?" નીનાએ અજાયબીમાં પુછયું.

"તે તમે તો "મોરનીંગમાં" માં હોશોની ! હજી તો તમારા બપા-વાને ગુજરવાને ફકત એક મહીનોજ થયોછ !"

"હા જી, પણ હું કંઇ તેવણુનો શોક રાખવાની નથી."

"ઓ, નહી ?"

"નહીંજ ; એવા હું જુઠા ઢોંગ કરવામાં માનવાવાલી નથી," નીના-એ કહ્યું. "મેં તેવણુને આખી ઉંમરમાં જોયલા નહીં કે જાંણેલા નહી, ને તેવણુનો હું કેમ શોગ રાખી શકું ?"

"પણ તેવણુ આએ બધી દોલતના દરંગથી તમોને નવાજી ગીયા તે ?

"તેજ તો મારો વાંધો છે !" નીનાએ હસીને કહ્યું. "તેવણુના પૈસાના મારા લાભને ખાતર મારી છાતીમાં જે વાતનો જરા બી ગમ કે શોક નહીં તે બનાવાના બાહેરથી હું જરા જુઠા ઢોંગ કરૂં તે ખ્યાલજ મને કમકમાવે એવો છે !"

"બ્રાવો, વૅલ ડન, વૅલ સૅડ," તે જવાંન કાઉન્ટે ખુશાલીથી તરત એકમત થતાં કહ્યું. "તદન વાજબી વિચારો ! આબાદ મારાજ વિચારો —મારાજ !"

હયાં સારા નસીબે મી૦ ક્રીસ્પ કાંઇ કામકાજને લગતું પુછવા નીના કને આવ્યો. ને ત્યારે નીના કામનું બાંહણું બતાવી, સભ્યતા જોગી માફ માંગી, છુટકારાનો દમ ખેંચતી ત્યાંથી તુરત વેલા ઉઠી ગઇ.

"લે ચાલ, તહારે વાસ્તે મેં રસ્તો સેહેલ કરી આપ્યોછ, છોકરાં," નીનાનાં ઉઠી જવા પછી તે માતાએ હસીને કહ્યું. "જો હવે એ સુનાની ચક્લી તું હાથથી જતી મેલે તો પછી મારાં મત મુજબ તારા જેવો ઉલ્લુ ઘધેડો આખી દુન્યામાં બીજો કોઇ મલવાનો નથી !"

દરયો થાલી જેવો શાંત હતો. એકથી એક દાહડો સરસ ખુશનુમા ને દરયાની મુસાફરીમાં મોજ પડે એવોજ ઉગનો હતો. ન તો મોજા કશા બી ઉછાલા મારતા હતા, કે નં તો પવનનું વાવીઝોડું હતું. તુફાણ તો દર કિનાર, પણ ધુમસ વટીક સહવાર સ્હાંજ નજરે પડતું ન હતું ! કોઇની બી તબ્યત જરા બી બીગડી નહીં, ને બધાં પુરતી મજાહ કરતાંજ આગળ વધતાં હતાં.

નીના તો સૌની વખાંણુની મધ્ય બીંદુજ થઇ પડી હતી. ખુશામદથી અને હદ વગરની ઇજ્જત આપીને સૌ તેને ફુલણજી કરવા ચાહતું હતું, પણ તે ફુલાય કે હરખાય તેવી હતીજ નહીં એ ઘણું નસીબવાન હતું.

લોકો જ્યાં અને જ્યારે બી જુવો ત્યાં ને ત્યારે તેની ખુબસુરતી ને તેના પૈસાનીજ ઘુસઘુસ કરતાં હતાં. આટલી જવાંન, આવી અજબજેવી હદ સુધીની ખુબસુરત અને વળી સાંથે લાગા આટલા પૈસા? સાધુ સંતોને બી લલચાવે ને તેમનું તપ ભુલાવી નખાવે એવીજ તે બધી એકત્ર મોહીનીઓ હતી.

જો તે એકાદ "ક્લોક" કે એકાદ ચોપડી લઇને નિરાંતે ડ્રુટક પર જવા પોતાની કેબીનમાંથી બાહેર પડે તો જાણે તેણીએ શુંએક બોજ ઉંચકી જવો હોય ને તે કેવીક થાકી જવાની હોય તેમ જવાંનોનું એક ટોલું તેના હાથમાંથી તે લઇને ડ્રુટક સુધી તેને પોહોંચતું કરવા એક લશ્કરરૂપી ધસારો લઇ આવતું! જો તે બેઠી હોય ને ખુરસી જરા આગળ પાછળ હટાડવાની મરજી કરીને તે તેવી કોઇ હીલચાલ કરવા જાય તો જાંણે તેને આગનાં બલતાંમાંથી બચાવી લેવાની હોય તેમ વળી જવાન્યાઓનો ધસારો જાણે જોઇજ લેવો હતો!

કેપટને તેને આસપાસના દેખાવો જોવા એક ન્હાની દુરબીન ભેટ આપી હતી, ને તે બી ઉંચકીને સામે પાર જોવાની એ નાજનીનને જાંણે શુંએક જેહમત થતી હોય તેમ તે દુરબીન વટીક ઉંચકીને તેની આંખ આગળ ધરવાની ઉમીદ કરવાવાલા ગમારો પણ જોઇએ એટલા ઉલટમંદ દોડી આવતા; અને જો તે ડ્રુટકપર ફેરા ફરતી હોય તો બગલમાં તેનો હાથ લેવા ને તેને પોતાના હાથનો ટેકો આપવાની આરજુ ધરાવનારા અક્કલના બારડાંનો પણ ત્યાં જેટલા જોઇએ એટલી સંખ્યામાં હાજર અને મોજુદ હતા, જેથી તે સુંદરી ખરેખર ભારે ગમત અને રમુજ પામતી!

ડ્રુટક પર તો તેને એક મિનીટની જપજ ન રહેતી, અને જો મરદોની ખુશામદથી બચવા તે પોતાના ઓરડામાં જતી રહેતી તો ત્યાં લેડી આવાલોન કે લેડી એડી કે કોઇ બી બીજી બાંનું 'રખે તેને સોહવાય નહીં' કે 'રખે તે બીમાર હોય' તે ફીકરથી તેને કંટાલો આપવાં આવ્યા વના રહેતાં નહીં—અને એ બધા કંટાલાથી બચવા તે ઘણુંકરીને

કેપટનની કે નહીં તો મી૦ ક્રીસ્પની કેબીનમાંજ વાંચવાનું લઇને જઇ બેસતી.

દેખીતી રીતે લેડી આવાલોન ને લેડી એડી વચ્ચે પોતપોતાના છોકરાઓ નીનાને પહેરાવી દેવાની કસાકસી અને હરીફાઇ ચાલુ થઇ ચુકી હતી. તેઓ બન્ને મોઢાં પર તો એકમેકની જીવેજાંનની સહીઓ હતી, પણ એકમેકની ગેરહાજરીમાં નીના આગળ એક બીજીની વાત કરતાં તેઓ એટલી બાકીસાકી કાઢતાં કે નીનાથી હસ્યા વના રહેવાતું નહીં.

એટલું તો ખરૂં કે લેડી એડી કરતાં લેડી આવાલોન ખરેખરી બાહોસ હતી, અને છોકરાઓમાં બી તેટલોજ ફેર પડતો હતો. કાંઇ બી હોય તો નીનાને લોર્ડ આવાલોનની વાતચીતમાં વિશેષ મજાહ મલતી. તે એક કેળવાયલો જવાંન હતો, ને પાર્લામેંટનો આગેવાન સભાસદ હતો, એટલે તેની વાતચીતમાં કાંઇ ને કાંઇ નવું જાણવાનું બને અથવા સાંભળવા ગમે એવુંજ હતું. તે તેની માતાના ઘણાજ લોભી હાવભાવનો ઝાઝો હીમાયતી જણાયો નહીં, અને નીનાના પૈસાનેજ વાસ્તે નહીં પણ તેણીની દેખીતી તેજ બુધ્ધિને ખાતર તે તેણીની કંપની વિશેષ સોહોધતો હોય એમ એક તડાકે જણાઇ આવતું અને પુરવાર થતું હતું.

લોર્ડ એડીમાં એવું કશુંજ ન હતું. તે કાકા કલીંગરનાં ભેજાંમાં તો તરેલ પડેલી હોય એવું બી કાંઇક લાગતું હતું, ને તેની વાત બધી બેવખુદ અને બચ્ચાં સહી હતી. એમ છતાં નીનાએ પોતાનો કશો અભાવ તેને માટે પણ જાહેર થવા દીધો નહીં. તે બધાં સાથે ભલી હતી ને ભલીજ રહી. તે તુંદ કે તોચ્છડી કોઇની બી સાથે જરા પણ થઇ નહીં.

એમ દિવસો ગબડી ગયા, અને સફરની તે છેલ્લીજ રાત હતી. સહવારનો પ્રહર થતાં તો ક્વીન્સટાઉન ખાતે મેલના કોથળા ઉતારી આપવાના હતા, ને ઉતારૂઓને લઇને સ્ટીમર પાધરી "ચેનલમાં" દાખલ થનાર હતી.

મોડી રાત થવા આવેલી છતાં તે રાતે ડુટક હજી ઉતારૂઓથી ચીકાર હતું. મી૦ ક્રીસ્પ કેપટન સાથે તાડેલાં મારતો બેઠો હતો, ને લેડી એડી પોતાના દીકરાના સરસામાનને લગતી જંજાલમાં રોકાયલી હતી. સર નેલસન એડી પોતે ડુટકનાં એક ખુણાંમાં બેસીને નિરાંતે બીડીનો ધુમાડો ખેંચતો હતો, ને એક બીજા ખુણાંમાં નીનાની લગોલગ લોર્ડ આવાલોન એકલોજ બેઠેલો હતો.

તેનું હૈયું ઉછાળા મારતું હતું ! ઠંડી લેહકી હતી, ખુશનુમા ચાંદરણી હતી, દરયાનાં પાણીનું મ્યુઝીક હતું, જીવને શાંતી બક્ષે એવીજ તે એક રાત હતી, અને સામટી રીતે કોઇનું બી દીલ લોભાવે એવોજ તે તમામ સુખદ સમો હતો.

અને તેનો તેણે લાભ લીધો. તે એટલું તો માનતો અને જાણતો હતો કે સ્ટીમર પરના બધા જવાંનોમાંનો તેજ નીનાનો સૌથી વધારે માનીતો થઇ પડયો હતો. ખરેખર તો તે બીજાઓ પણ એ મામલો જોઇ શકયા હતા, ને પોતાનું કંઇજ વલે એવું નહીં જોતાં હવે પુરતા અળગા થઇ ચુકયા હતા. વળી તેણે જોયું કે નીના જે કેટલીક વખત ઉદાસ અને ગંભીર થઇ જતી હતી તે બી છેલ્લાં છેલ્લાં તેની કંપનીમાં ઘણી ઉલટ લેતી થઇ હતી, અને છેલ્લા ત્રણ ચાર દિવસોમાં તો તે ઉદાસી તદનજ દફે થયલી અને ઉડી ગઇ હતી. એ ત્રણ ચાર દિવસ તે વધારેકરીને તેનીજ કંપની સોહોવતી ને તેનીજ વાતચીતમાં ગમત મેલવતી રહી હતી. તે એક પાહવરદો વાત કરાવનારો હતો, અને ઇગ્ગ્લાંડને લગતું તે જે જાણવાજોગ બધું જાણતો હતો તે તેના કનેથી સાંભળી લેવા નિર્દોષ નીનાને ઘણુંજ ગમતું હતું.

અને ત્યારે શું તે તેને ચાહતાં બી શીખી હતી ? તે પોતે તો તેને ઉંડી ફીદાગીરીથી ચાહતો હતો એમાં કાંઇજ સંદેહ ન હતો. તે એક ખાલેસ, ખરી નિપકલંક ને પવિત્ર જીંદગીનો આયનો હતો એમ તે ઉમરાવ જવાંનની તમામ ખાત્રી થઇ ચુકી હતી, પણ તેણે શી રીતે કામ લેવું ? ફકત આ ટુંક સફરની પીછાંણથી તેને લગ્નની દરખાસ્ત કરવાનો કશો બી હક હતો ? તેણી ભડકી તો નહીં જાય ? તે તેને માટે મનમાં કાંઇ ઓછો વિચાર લાવીને તદન અલગ તો નહી થઇ જાય ?

જોખમ તો હતોજ, પણ એ એક ખરેખરો ખેડવા જેવો જોખમ હતો. ઇગ્લાંડ ઉતરયા પછી એ પંખેરાં પર તો હજારો જાલ પંથરાઇ જશે એમ તે જાણતો હતો. તેની કને પૈસા ને ખુબસુરતીજ માત્ર બેશુમાર હતાં એમ નહીં, પણ તેનું ખાન્દાન બી એક પુરાણું ને અસલવારેનું હતું, ને રાજદરબારમાં વટીક તેણીનો મરનાર બાપાવો મોટું માન પામેલો ને ઓહલો વગવસીલો ધરાવનાર હતો. તે ચાહતે તો એક લેહજામાં એક ડયુકનું સૌથી આગેવાન ઉમરાવપદ પણ હાથ કરી શકતે, પણ તાજ્જુબ

કે તે ડોસાને તેનો મોહ ન હતો. તે સાદો માદો એક "મી૦" હતો, ને "મી૦" તરીકેજ મરવા માંગતો હતો. તેને અનેક વાર ઉમરાવપદની સરકાર તરફથી ચાંપતી ઑફરો થઇ હતી, પણ તે તેણે મજબુતીથી અને માનથી હંમેશ નાજ પાડી હતી—અને તેવાં કોઇ બી ઉમરાવપદ વગરના ખરા ઉમરાવોનીજ સંખ્યા જે થોડાંક ઘર થઇ શકે છે તે માંહેલું નીનાના મરનાર બપાવાનું એક ઘર હતું, તો પછી મોટે મોટે ઘરનાઓ નીના પર જીપલાવી દીએ એમાં અજાયબી શી ? તે, એટલામાટે, આ તક હાથથી ગુમાવવા પોતાનાં મનને સમજાવી શક્યો નહી, અને તેથી એજ રાત્રે પોતાની ઉમેદવારી નીનાને કહી સંભાળાવા તેણે પોતાની સઘળી હીંમત એકઠી કરી લીધી.

---

## પ્રકરણ ૫૪ મું.

નીના ગાદીની એક સુખકારક આર્મચરમાં અઢેલો મારી આરામ કરી બેઠલી હતી. તેના આંખો આકાશપર ટીકાયલી હતી, ને હાથો, એક-મેકમાં મેલવેલા, ખોલામાં નિરાંત કરતા હતા.

તેણે તે બે હાથમાંથી નીના ખ્યાલ વટીક કરી શકે તે પેહલાં એક પોતાના હાથમાં ખેંચી લીધો, ને હદ બાહર ઉલટમાં ફાટેલાં ઢોલ જેવા ખોખરા અવાજે કહયું, "મીસ ચેસ્ટર, મને માફ કરજો, ને કેહવા દેઓ કે હું તમોને ખરાં જીગરથી ચાહતાં શીખ્યોછ. તમો મારો હાથ કબુલ કરી મને જાવેદાન તક હેસાંનમંદ બનાવશો ?"

નીનાએ તે હાથ છટકાવી નાંખ્યો, ને ખુરસીમાં તે તરત તઠી થઇ બેઠી. તે પોતે વિજળીના વેગે તેનાં દોડતાં નસીબ માટે હેરત રહી. ફક્ત દસ દાહડા આગમચ તે સાઇકલનાં એક કારખાનાંમાં ગધ્ધઇ વહીતરૂં ને મજુરી કરતી એક મુફલીસ હતી, કે જ્યારે જાણે અલાદીનનાં જાદુઇ ફાનુસથી હોય તેમ જોતાં જોતાંમાં તે ધનવાંન ને માનવંત થવા પામી હતી તે વાતનો તેની પોતાની અજાયબ હજી તો બાગી ન હતી, તેટલાં એક કાઉન્ટ—લોર્ડ આવલોન જેવો ઉંચી પદવીનો એક ઉમરાવ તેના હાથની આર્જુ કરતો તેના પગ તલે પડયો હતો !

તે પાછું બોલ્યો.

"હું જવાબની તાકીદ કરતો નથી, મીસ ચેસ્ટર—નીના," તેણે કરગરીને માંગી લેવાની ઢબે કહ્યું. "હું જાણું છું કે આપણી પીછાંણ એટલા ટુંક વખતની છે કે મારી એ માંગણી એક સરકશી જેવી તમોને માલુમ પડશે, પણ મેં તમોને પુરા દસ કલાક નહીં જોયાં ને પીછાણ્યાં હશે તેટલાંમાંજ ખરાં જીગરની ઉંડી ફીદાગીરી સાથે હું તમોને ચાહતાં શીખ્યોછ. મારી ઉમર ૩૦ વરસની છે. મેં આજ તક પરણવાની ઉમીદથી કદી કોઇને ચાહી નથી, ને હું પૈસા પર મરવાવાલો બી નથી. પૈસા તમારા જેટલા નહીં તોબી ખુદાએ અમોને બી પુરતા બક્ષેલા છે; પણ હું તો તમોને તમારાં પોતાવત માટેજ ચાહું છ, ને તમોને પરણીને સુખી કરવાં એજ મારાં પોતાનાં સુખનું મોતેબર સાંધણ થઇ પડશે."

નીના મીઠાસથી હસી. તેના પર આ ઑફરની ઘણી અસર થઈ. નહી કે તેણીએ તેના હાથનો સ્વિકાર કરવા જેવો ઠરાવ કીધો કે જવાબ દીધો, પણ આવાં એક મોટે ખાંચરેથી આજે તેના જેવી મુફલીસને પરણવાની પ્રમાણીક માંગણી થવા પાંમી તે ખુદાની લખખો મરતમા તેણીએ શુકરગુજાર થવા જોગજ એક બનાવ હતો એમ તેણીને જાબજા લાગ્યું.

"હવે વધારે કશુંજ બોલતા ના, લોર્ડ આવાલોન," નીનાએ તે પછી તરત જવાબમાં માંગી લીધું,—કે જયારે ઓશકથી લાલ થયલા રોખસારો સાથે તે પોતાની આંગણી પરની એક મોટાં તેજસ્વિ માણેકની વીંટી સાથ રમ્યા કરતી હતી. એ વીંટી તેને તેના પૉલની ભેટ હતી, અને જ્યારે બધું તેનુ તેને તે પોતે પાછું સપુર્દ કરી આવી હતી ત્યારે ફકત આ વીંટી એકજ તેની યાદ હતી કે જે તે સુખી દિવસોની યાદમાં સાચવવા પોતની કને રાખેલી હાલમાં બોટ પર આવ્યા પછીથી તેણીએ હીંમતથી પોતાની આંગલીએ પહેડી લીધી હતી. "હવે વધારે કશુંજ બોલતા ના, લોર્ડ આવાલોન," તેણીએ માંગી લીધું. "તમે મને તમારી એ પ્રમાણીક માંગણીથી ખરેખર ઘણી ઇજ્જત આપી, પણ—પણ હાલ માહરે પરણવાનો વિચારજ નથી."

તેણીનો ચેહેરો—તે હસ્તો તેજસ્વિ ખુશનુમા ચેહેરો—એમ કેહતાં ઉદાસ અને ગંભીર બની ગયો હતો, અને તે જોતાં લોર્ડ આવાલોન હેરત રહયો.

"હું બજીદ થતો નથી," તેણે કહ્યું. "મારી પર હેત બરપા થયા

વના તમો મને પરણી શકવાનાં નથી એ હું સમજી શકું છું, ને હેત નહીં હોય તો મારે કાલાવાલા કરવા એ હું બેવકુફી માની લઉં છું હું થોભશ. જ્યાં તક કે હું તમારી આંખમાં તમારા પવિત્ર હાથને લાયક થઇ પડેલો નજરે આવતો થઇ શકશ ત્યાં વેર હું ખુશીથી થોભશ, ને મારી લાયકાતની પુરતી પુરવારી આપવા પછીજ હું મારી દાવાદારી તમારી ખીદમતમાં પાછી રજુ કરશ."

"પણ મારે તો પરણવુંજ નથી તે?" નીનાએ હસીને કહ્યું. "મને તમારે માટે ખરેખર ઘણું માન છે, પણ પરણવાનો વિચાર હું કરી શકતી નથી; અને તેથી જો મને તમો તમારી દોસ્ત ગણી શકો તો ફક્ત તમારી દોસ્ત થવા ને રહેવા હું સદા ઘણી ખુશી થવશ."

"તે બી હું ગણીમત જાણુશ; તે બી હું મારાં મનથી મોટું માનપાન ને ઇજ્જત સમજશ," તે જવાંન લોર્ડે લાયક જવાબ કરયો.

નીના તેના આ જવાબથી ખુશી થઇ ને સંતોષ પામી, અને પોતાની તે પ્રસંશાની પુરવારીમાં તેણીએ પોતાનીજ ખુશીથી તે જવાંનને પોતાનો હાથ આપ્યો, જે ઉપર તેને માન અને મમતાથી એક કીસ લીધી.

તે એ પછી જવા ઉઠી, અને લોર્ડ આવાલોન તેને તેની કેબીન તક પુગાડવા જવા તૈયાર થયો, પણ તેવી કશી તસ્દી નહીં લેવાનું તેની કને તેણીએ માંગી લીધું.

"મને મારા વિચારો સાથે સુવા જવા આગમચ જરા એકલી પડવા ગમેછ," તેણીએ કહ્યું; "મને ડુટક પર ખાધેલું જેરવવા એકલીનેજ થોડાક ફેરા ફરવા ગમેછ."

"પણ તમોને એકલાંને કોઇ ફરવા દેવાનુંજ નથી તેનું કેમ?"

"તો પછી હું મારી કેબીનમાંજ જતી રહેવશ," તેણીએ જવાબ કરયો; અને તેજ ખરું પડ્યું. તેને એકલીને ફરવા ને જપવા દેજ કોણ જે તેની વાત! તે અકેક લફંડાને ડામીને જેમ તેમ ટુંકમાં તેનો નિકાલ કાહડતી આવે કે તરત બીજો તેનો ભુત હવામાં ઉભો થઇને તેણીની પડખે હાજર થતો; ને વળી સૌ કોઇ પોતાનું ગાલ્લું એકજ દિશાએ હાંકતા કે 'એ ઘણું કમનસીબ હતું કે હવે તેઓને છુટાં પડવાનું લગોલગ આવી લાગ્યું હતું.' વળી ખરડેલા પગ ગલીચા તક લઇને કોઇ ને કોઇ તો તેના

હાથની આરજુ બી તડાક દઇને હીંમત સાથે રજુ કરવાને આંચકો ખાતા નહીં, ને ત્યારે કંટાળેલી—બલ્કે બીહીવેલી તે પોતાના ઓરડા ( કેબીન ) માંજ જતી રહી.

ત્યાં જઇને બી તે એકદમ સુવા જવાને તૈયાર થઇ નહીં. હજી ડુટકપર ઘણાંઓ ફરતાં લટાર મારતાં હતાં, ને તેના કેબીનની બારીને મથાળેજ કોઇ બે આસામીઓ આવીને તે બાજુની ખુરસીપર વાત કરતાં ગોઠવાયાં તેઓની વાત, બારી આગળ ઉભેલી, તે નહીં ધારેલી સાંભળવા પામી.

" તું બધા દહાડાનો એવો ઓદાંણી રહી ગયો, " એક અબળા ચીરડાઇને કહેતી હતી—ને નીનાએ તેના અવાજપરથી તેને તરત પીછાંણી કે તે કોઇજ નહીં પણ પેલી લેડી એડી હતી, કે જે પોતાના અગર-ગચ્ચા દીકરા સર નેલસનને ધમકાવતી હતી. " તેં અંતે એ પોરીને ઑફર નહીં કીધી તે નહીંજ ! "

" પણ મને બીહીક લાગેછ તે, મમા ! " તે અગરગચ્ચા બેરોનેટે કહ્યું; " મને તો એવું પ્યાર કરવા બોલવાનું ને કહેવાનું શું હોય તેજ કંઇ સમજ પડતું નથી ! એમ તો હું ઘણી બી વખત હીંમત કરી કરીને તેને મારીં સાથ પ્યાર કરવા ને પણવાનું પુછતો તેની આગળ ગીયો, પણ મારી છાતીજ અંદરખાનેથી ધ્રુજી આવી. એમ નહીં કરો—મમા, મારે બદલે તમોજ એનીપર પ્યાર કરો ને એને પુછો, ને જો એ હા કહે તો પછી મારી સાથે પરણાવી આપો ? "

" ચુપ કર—બસ કર ! " તે માતાએ દાંત પીસીને ગુસ્સાથી બબાલ્યું. " તાહરો કોઇ દહાડે બી સુકરવાર થવાનો નથી. જે વેહલો તે પેહલ્લો એ વાતની તો તુંને સુદ્ધીજ નથી ! "

" ત્યારે પહેલો તો પેલો લોર્ડ આવલોન છે, " સર નેલસન એડીએ સાદાઇથી કહ્યું. " હમણાં બી તેના કાનપર પડીને કલાકના કલાક તક તે કંઇ તેની સાથ વાત કરયા કરતોતો. "

. . . . . .

" એ બધાં ત્યારે એની પેલી પાખંડી માએનાંજ કારસ્તાન છે," લેડી એડીએ વધતા ગુસ્સાથી કહ્યું; " તે કોઇ બી ચીકાસદાર બોલ્લુ જોયછ કે તરત પોતાના પોરયાની તોક તેને ગળે ઓળવી દેવાની હુસ્યારી બતાવાં જાંણેછ ! "

"ને ત્યારે તમે પોતે તેના જેવાં પાખંડી કે હુસ્યાર નથી તે બી મારો વાંક કે, મમા?" સર નેલસને બચાવ કરયો; "તમોજ જુઓની ત્યારે કે એમાં મારો પોતાનો કસુર કેટલો થોડો છે!"

"એ હું કંઇ સાંભળવાની કે કબુલ રાખવાની નથી," તે માતા ઘણા ગુસ્સા વચ્ચે હજી બજીદ થઇ. "ત્હારે કાલે સહવાર ને સહવાર તે પોરી હાથથી છટકી જાય તે આગમચ તેની આગળ જઇને "પ્રોપોજ" કરવુંજ પડશે—ને લે જો, વળી કંઇ ઘેલોગાંડો બકારો ના કરી આવતો ને તોતરો બોબરો બાં ના થતો. હુસ્યારીથી બધી વાત કરજે, ને મને લાગેછ કે પોરી પીગલે બી ખરી. ઘણું તો ના કેહેશે એજ કેની? પણ તેથી ત્હારે આવો સરસ ચાન્સ શું કરવા ગુમાવવો જોઇએ? એવા ચાન્સ જીંદગીમાં કઇ ઘડી ઘડી થોડોજ હાથ આવી શકેછ જે તેની વાત?"

"હું થોડાંક વાકય સુવા જવા આગમચ સારાં જેવાં કાગળ પર લખી કાહરશ ને મોંને ચહરાવી રાખશ, મમા," તે અગરગચ્ચાએ કહ્યું; "પછી તેજ ભપકામાં એની આગલ જઇને ચરચર સરસર બોલી જવશ તો છોકરી છક થશે ને કદાચ ઝપાટામાં હાજ કેહી દેશે. રોમ્યોએ જુલ્યટને જે બધું કહેલું તેજ વાકય બધાં તફડાવીને મોઢે કરીને બોલી જવશ—પણ તેવામાં જો તે કંઇ ડોલાબોલા કાઢશે કેની, મમા, તો પછી મારા પગ ધ્રુજવાના ને પાગર તુટી જવાની!"

"ભેજાં પર કાબુ રાખજે, હૈયાંમાં નેહ રાખજે ને બોલે તે જોઇ તપાસીને બોલજે એટલે બસ," તે તેવીજ ચકમ ડોસીએ તે રાઉસ દીકરાને હીંમત આપી. "ગમે તો વાત કરવા આગમચ ઇસટન સીરપના બે ચમચા પી લેજે કે હીમત રેહે."—અને નીનાની ઘણી દીલગીરી ને નાઉમેદી વચ્ચે તેઓ એ પછી ત્યાંથી ઉઠી ગયાં, એટલે નીનાનાં એ પેહેલાં નંબરની રમુજનો હયાંજ છેડો આવી ગયો.

તે મુસ્કીલથી પોતાનું હસવાનું રોકી શકી હતી. દુન્યામાં તરેહવાર કીસમ ને અજબ રકમનાં અગરગચ્ચાંઓ થાય છે તે માંહેલાં આ મા દીકરો નાદર નમુના હતા, અને તાજુબ તો એ કે તેઓ એક ઉમરાવ ખાન્દાનને શોભાવતાં અને દીપાવતાં હતાં!



## પ્રકરણ ૫૫ મું.

બીજી સહવારે નીના વેહલીજ ઉઠી.

તે દિવસે બધાં ઉતારૂઓ જલ્દી જાગ્યાં અને વેહલાં ઉઠયાં હતાં. તે દિવસે દાહડો ચઢવા પેહલાં તો સ્ટીમર પરથી ઉતરી જવાનું હતું, એટલે સુઇ કોણથી રહેવાય ?

નીનાએ તે પછી તૈયાર થઇને ડુટક પર જવા કેબીનનું બારણું ખુલ્યું એટલે મંગળમુરત સર નેલસન એડીજ સામો થયો ! તે કેટો સકાલેથી ઉઠીને એજ તરફ ધકેલા પછાડા ખાયા કરતો હતો.

"આજે તો કંઇ વેહલાં વેહલાં ઉઠયાંછ, મીસ ચેસ્ટર ?" તેણે પાઠ ગોખી રાખ્યો હશે તેમ તરત ટોપી ઉંચકીને કહ્યું.

"હા, સર નેલસન," નીનાએ જરા ગમત કરવાની મકસદથી કહ્યું. "હવે સ્ટીમર પરથી ઉતરી જવાનું ને કોઇને કંઇ મને કેહવા બેહવાનું રહી ગયું હોય તો તે કેહવાનો ચાન્સ બી આપવો જોઇએ કેની ?"

"ઓ યસ, ઓ યસ," સર નેલસને મોટી ખુશીમાં આવી જતાં કહ્યું. "મારે બી કંઇ કેહવાનું છે. તમારી રજા છે ? હું તમારી સાથે ડુટક પર આઉં ?"

"ઘણીજ મોટી ખુશીની સાથે," નીનાએ જવાબ કરયો—અને ત્યારે સર નેલસનને તો સમજ બી પડી શકી નહીં કે તે પોતાના પગો પર ઉભો હતો કે માથાં પર !

"મને તમારો હાથ આપશો ?" નીનાએ પોતેજ મોંઢે ચઢીને માંગણી કરી, અને સર નેલસન એડીએ પોતાની બગલમાં તેનો હાથ લીધો ત્યારે તેનો જીવ જીવતાંજીવત સીધો પાવરો અરધોઅરધ બેહેસ્તમાં પોંહોંચી ગયો હોય એવાજ તેને સરચાંમ બધી લાગણી થઇ !

તે એવો તો વાંકોચુંકો ચાલતો હતો—એકાદ પલ મોટી મોટી ફલાંગે આગળ વધી જતો, અને પછી પોતાની ભુલ જોઇ દેડકાની ફીસમે કુદકરો મારીને પાછો સરખો થતો, ને નીનાની લગોલગ રેહતા તેણીના મુકાબ્લેનાં વળી જીણાં જીણાં કદમ ભરતો—કે નીના મુસ્કીલથીજ પોતાનું હસવનું દાબી શકતી.

ડુટક પર ઠંડો પ્રહર હતો, ને ખુરશીદ તલુ થવાની પુરમાં બધી

તૈયારી હતી જોતી નીના એકાદ પલ ખુશીમાં ઉભી. એવામાં એક સ્ટુઅરડેસ તેણીને સારૂ કોકોનું એક કપ લઇ આવી, ને તે તેણીએ ત્યાંજ લીધું.

"હું બેસવા માંગતી નથી," તેણીએ કહયું. "હું સર એડી સાથે વાત કરતી અહીંજ એ પી લેવશ, ને પછી કપ લઇ જવા તમોને બોલાવી લેવશ."—અને તે સ્ટુઅરડેસના જવા પછી ડુટકની રેલીંગને અઢેલો મારી તે ઘણીજ દીલપઝીર અદાથી ઉભી, અને પેલાને પુછયું, "હવે તમોને શું કહેવું છે તે મને કેહશો, સર એડી!"

"ઓ યસ, હું તો બધું લંબાણથી કેહવાનો હતો, પણ તે તો મેં યાદ કીધેલું બધું હાલમાં પાછું યાદ આવતું નથી," સર નેલસને કહ્યું, "પણ હું ટુંકમાં ને ખુલ્લેખુલ્લા બોલોમાં ખુલ્લેખુલ્લું એટલુંજ પુછી લેવા માંગુંછ કે તમે મારી સાથ પરણશો?"

"તમારી સાથે?"

"હા, કાંએ નહીં? મને શું છે? હું જવાંન છેઉં, ખુબસુરત છેઉં, અને મારી પાસે—"

"પણ તમે પેલું રોમ્યોએ જુલ્યટને કહ્યું તે બધું મોંને કરીને મને કહી સંભળાવાના હતા તે?" નીનાએ હસવાનું દબાવા હોઠ કરડીને યાદ આપી.

"અરે પણ તે—અરે પણ તે એ વાત તમે કેમ જાંણી?" તેણે ગભરાઇને પુછયું; "તમોને કોણે કહ્યું?"

"હું તમારા ચેહરા પરથીજ સમજી જઇ શકી, પણ મુશ્કીલ એ છે કે જો લોર્ડ આવાલોનની પાખંડી માતાએ તેના દીકરાની તોક મારે ગલે બાંધવાની——"

"અરે આએ તો ત્યારે કોઇએ અમુને માય દીકરાને વાત કરતાં સાંભળીને તમોને બધું કેહી દીધેલું છે!" સર નેલસને ગભરાતથી પુકારયું.

"સર નેલસન," હવે નીનાએ ગંભીરતાથી કહ્યું, "હું બધી તમારી વાત જાણુંછ, અને જો એવી બેવકુફીભરેલી દરખાસ્ત મારી આગળ કદી બી નહીં લાવવાનું તમે પ્રૉમીસ કરશો તોજ હું તમારી સાથે ગુસ્સે નહીં થવશ, નહીં તો મારૂં હમણાંજ ગુસ્સો કરી પડવાનું ઘણું મન છે."

"નહીં, ત્યારે ના ગુસ્સે થાઓ," સર નેલસને માંગી લીધું. "હું મારાં મમાને ના કેહવશ જે એવણુ તો સારૂ ના કેહછ, ને ફરીથી કદી બી એ દરખાસ્ત તમારી આગળ પાછી કરશ નહીં."

"ત્યારે તમો અકકલમંદ કેહવાશો," નીનાએ કોકો ધીરજથી સીપ કરતાં હસીને કહ્યું—અને તેટલાં રટુઅરડેસ કપ લેવા પાછી આવીને ઉભી એટલે તે વાત હયાંજ બંધ પડી.

નીનાને ઘણુંએ ઘણી ખોંહસાખોંહોંસ કરીને પોતાને ત્યાં ઉતારો આપવાની ઑફરો કરી. તે પોતાના બપાવાની મીલકતનો કાયદા મુજબની ક્રિયાઓ પછી કબ્જો લઇ શકે ત્યાં સુધી પોતપોતાને ત્યાં તેણીને ઉતારો આપવા ઘણુાંક ઓઢઇ પંથરાઇ ગયાં, પણુ નીનાએ તે બધી માંગણીઓ ઘણા ઉપકાર સાથ નાજ પાડી.

લેડી આવાલોને સૌથી ઘણી ખોંહોંસ કરી, પણુ તેને બી નીનાએ નાજ કહી. તેણીએ તો તે તરફનાં સૌથી આગેવાન "હાટેલ સેસીલ" માં પોતાના ઉતારાની બંદોબસ્તી કરાવી લીધી હતી, અને તે તેણીએ કહ્યું એટલે લેડી આવાલોનને જરા વિશેષ ભડકણુ આવ્યું.

"પોરી પસ્તાવાની છે," નીના ખસી જવા પછી તેણીએ ગુસ્સાથી પોતાના દીકરાને કહયું.

"કાંએ, મમા ?"

"તો કોઇ બી ઇજ્જતદાર છોકરી તદ્દન એકલી એમ હૉટેલમાં ઉતરવાનું શોભાભરેલું માનેજ નહીં. તે શોભવાનુંજ નથી," તેણીએ બખાલ્યું.

"તમે ભુલી જાઓછ કે એ જે કરેછ તે મી૦ ફોરપની બાંહેધરીમાં કરેછ," તે જવાંન ઉમરાવે તે નાજનીનનો બચાવ કરયો. "મી૦ ફીરપે પોતેજ ક્વીન્સ ટાઉનમાં આપણી સ્ટીમર લાંગરેલી હતી ત્યારે હૉટેલ સેસીલને એક ખરચાલુ તાર આપીને બધી બંદોબસ્તીઓ કરી લીધેલી છે."

લેડી આવાલોને, એમ છતાં, કંરાંજીનાંજ ખમાં ચઢાવ્યાં. તેને નીનાએ એ રવેસે "નો કોઠાં" કરયું તેથી ઘણું માઠું લાગ્યું હતું.

લૉર્ડ આવાલોને તેને નીના સાથે થયલી આગલી રાતની વાતચીત બાબે પોતાની માતાને કશુંજ કહયું ન હતું. તેમાં કેહવા જોગું કશું

હતુંજ નહીં, ને હોતે તોબી એ જવાંન તરત તેનું ઢોલ વગાડી દેતે એ બનવા જોગ ન હતું.

લેડી આવાશોને એ રવેસે મનમાં ઓછું માન્યું હતું ખરૂં, પણ તે નીનાને તેણીએ જરા બી બતાવ્યું નહીં. સ્ટીમર પરથી ઉતરીને એક સ્પેશ્યલમાં બધાં ઉતારૂઓ શેહેરમાં આવ્યાં તે બધો વખત તેણીએ ઘણુાજ મીઠાસ સાથે તેણી જોડે વાત કરી, અને છુટાં પડતાં તો, નીના સાથ વરસોની પીછાંણુ હોય તેમ, કોટીપર કોટી અને ચુંમીપર ચુંમી કરવાને પણુ તે ઉમરાવ ખાન્દાનની બાંનુ ભુલી હતી નહીં!

તેજ દાહડે સ્હાંજે ત્રણુ વાગતે મી૦ ક્રીસ્પે પોતાની ઑફીસમાં નીનાના મરનાર બપાવાનાં વસ્યતનાં ત્રણે ટ્રસ્ટીઓની મીટીંગ બોલાવી, ને ત્યાં નીનાને તેઓ સાથ મીલાકાત કરાવા તે પોતે આવીને લઇ ગયો.

"તમારા બપાવાનાં વીલના એકઝીકયુટરોએ હું જે તમારી પુરવારીના દસ્તાવેજો ન્યુયોર્કથી લાવેલો છેઉં તે તપાસી લીધાછ, ને હવે તેઓ તમોને રૂબરૂ મલવાને વાસ્તે ઘણુા આતુર બની ગીયાછ," મી૦ ક્રીસ્પે હસીને કહયું. "રોકડ અવેજ તમોને મલવા જોગો એક કરોડ ચાલીસ હજાર બસો પચાસ પાંઉડનો થાયછ, ને તેમાંથી ફ્કત આ વસ્યતને લગતો સરકારી ખરચ બાદ થશે. એ ઉપરાંત "લેકસીંગટન હાઉસ"વાલો મેહેલ ને બીજી બધી બીસ્યાર મીલકતો ને એસટેટો જુદી છે.''

"હું એટલાં બધાંને શું કરશ?" નીનાએ ગભરાઇ જઇને કહયું. "એ બધાંની વ્યવસ્થા કરવાનુંજ મને કેમ આવડશે?"

"રોકડ તો બધું સરકારી કાગજ્યાંઓમાં છે, એટલે ફ્કત તમો બ્યાજ વસુલ કરતાં રેહશો તો તેજ ખાતાં ખરચતાં ખુટે નહી એટલું થશે, ને મીલકતોના ઉપરીઓ તો છેજ, જે લોક તમને રીપોર્ટ કરતા રેહશે," તે ભલા ધારાશાસ્ત્રીએ નરમાસથી સમજાવ્યું. "અલબત કોઇ વખતે મોટા નફાએ કોઇ ઓચારયાં વેચીને નવી રોકાંણુ કરવી પડશે, પણુ તે બધું અમો કરી શકશું, વાસ્તે તમો બાઇએ બીલકુલ બેફીકર રેહવું."

"ને મ.રે સારૂ તમે એક "મેડ" (દાયા) રાખવાના હતા તે?" નીનાએ સાદાઇથી સવાલ કરયો.

તે સોલીસીતર નીનાની એ સાદાઇથી રમુજ પાંમી હસ્યો. કરોડોની જોખમભરી વ્યવસ્થાની વાતચીત ચાલતી હતી ત્યાં પાંચ દસના પગારની

એક દાયા રાખી લેવાનું મુશ્કેલ હોય તેમ નીનાને તેજ હરોલમાં તેની ફકર થઇ આવી હતી !

"હું રાખી ચુકયોછ; ઘણી મજાહની છોકરી છે. આગલી સરટીફીકેટો ઘણીજ ઉમદા છે. મેં બધી તલ્લાસ કરીનેજ રાખેલી છે," તે સોલીસીટરે કહયું—અને તેવામાં તો તેઓ તે ટ્રસ્ટી સાહેબો ભેગા મલ્યા હતા તે ઓરડામાં આવી લાગ્યાં.

તેઓ બદ્ધા વધ અને પાકી ઉંમરના આસામીઓ હતા એમ એક તડાકે જોઇ લઇ શકાતું હતું. તેઓ એક મોટી ટેબલપર દસ્તાવેજો ને કાગળ્યાંઓના ઢગ વચ્ચે દટાયલા બેઠા હતા, ને જેવો મી૦ ક્રીસ્પ નીનાને લઇને દાખલ થયો કે તે સુફેદ બરફ જેવાં જુલ્ફાંના ત્રણે જંફ અધીકારીઓ એકજ સાથે કુદકો મારીને ઉઠયા, ને ઘણા હસતે ચેહરે નીના તરફ તેઓએ શેકહેન્ડમાં હાથ લાંબો કરયો. તેઓમાં વડો જે હતો તે બીશપ ઓફ ફેરફીલ્ડ હતો.

"અમો તમોને તમારી સ્વદેશ ભુમીમાં ઘણાં હેતથી આવકાર આપ્યેછ, મીસ ચેસ્તર," તે ઘરડા પાદરીએ કહયું. "અમોને ઘણીજ ખુશાલીભરેલી ફરજ અદા કરવાની છે. અમારે તમને એક ગંજાવર દોલત સપુર્દ કરવાની છે, અને તેમ કરવાને વાસ્તેની અમારી ખરેખરી ખુશાલી તો એ છે કે મી૦ ક્રીસ્પની તેહકીક ને રીપોર્ટ મુજબ તમો તમારાં કુલને શોભા આપો એવાં કસોટી પર કસાઇને લાયક ઠરી ચુકયાં છો !"

"તમારા મરનાર માતાને મેં જોયલાં હતાં," બીજા એકઝીકયુટર લોર્ડ ટસે હયાં વચ્ચે પડી કહયું, "અને તમો આબાદ તે મરનારના જેવાંજ છેઓ !"

"તમારી બધી નેકી ને ભલાઇની વાત અમારે કાંને આવેલી છે," હયાં ત્રીજા એકઝીકયુટર મી૦ રીચલોને કહયું, "અને અમો ઘરડા આદમીઓ તમોને આએ તકે તે વાસ્તે દરેક શાબાસી ને મુબારકબાદી આપ્યેછ."

તે બધા ૭૦ થી ૮૦ ની ભરતીમાં ભરાયલા ડોસાડગરાઓ હતા, ને તેથી તેમના તરફનો આ વારા ફરતીનો મમતાળુ આવકાર સુંદર નીનીને ઘણોજ પ્યારો લાગ્યો. તેણીએ તેઓ બધાનો તે માટે ઘણો ઘણો ઉપકાર માન્યો.

તે પછી વીલને લગતી ક્રિયા ચાલી. "વીલ મોટેથી વાંચવા જરૂર છે ?" બીશપે પુછયું.

"એ વીલની નકલ મેં મીસ ચેસ્તરને આગલથીજ આપી હતી, ને તે એવણે વાંચી લીધેલી છે," મી૦ ક્રીસ્પે કહયું. "તે મોટેથી વાંચવાની તેથી કશીજ જરૂર નથી."

"હાજી, મેં તે સંભાળથી ને ધ્યાનથી વાંચી લીધેલું છે," નીનાએ ટેકો આપ્યો. "હું તેમાં જે નહીં સમજી શકી તે ફક્ત એજ છે કે મને બધું બખ્શી જવાનુ તેવણે લખ્યું છે તેમાં છેલ્લે 'હું એને મારી તરફની માફી બખ્શું છું' એમ મારા બપાવાજીએ લખ્યું છે તે એવણ શું કેહવા માંગતા હોશે ?"

"હા, શું કેહેવા માંગતા હોશે ?" લોર્ડ રીચલોને પણ અજબ થતાં પુછયું.

"એટલુંજ કે તમારા પીતાએ કરેલી તકસીર માટે તેવણે મરતે દમે તમને માફ કીધું," મી૦ ક્રીસ્પે હસીને સમજાવ્યું.

"જેમાં મારો પોતાનો કશો વાંક નહીં તે તેવણ છેક બાવીસ વરસે મને માફ કરી શકયા—એમ ?" નીનાએ પોતાની કરાજી છુપાવ્યા વના કહયું.

"મેં એ બોલ નહી લખાવા મરનારને ઘણા સમજાવ્યા, પણ તેવણે મારૂં નહીંજ માન્યું," મી૦ ક્રીસ્પે ખુલાસો કરયો.

"જવા દેવો એ જીકકર," તે બીશપે પાદરીઓને છાજતી ગંભીરતાથી હયાં વચ્ચે પડી કહયું. "એ વાત હવે વહી વીટી. વીલમાં મરનારે એવું લખાવવું નહીં હતું એ તો ખરૂં. એવણની માફી તે કંઇ એવી ચીજ છે કે જેમ એવણનો વારસો આપણે ઉંચકીને નીનાને હવાલે કરશું તેમ તે બી કરી શકયે ?"

## પ્રકરણ ૫૬ મું.

"હું એવણની ચાલ વાસ્તેનો મારે અણગમો જીતી શકતી નથી, સાહેબો," નીનાએ ગુસ્સાનાં જોશથી જારી રાખ્યું. "એક નાલાયક ને તદન પાપી કસમ પાળવા એવણે મારા ગરીબ બાપને કંગાલ્યત, ને

નજીસાનમાં કમોહતે મરવા દીધા ! શું કામના તેવણના આએ કરોડો ! આગ લાગો એ કરોડો પર ! મારા બાપની બિચારાની લાશને ઠેકાણે પાડવાની મજુરીના ચાર આના વટીક મારી પાસ તે વખતે હતા નહી, ને મ્યુનિસીપાલીટીના કચરાપટીઓ આવીને લાશ ઉંચકી ગીયાતા તે હું યાદ કરૂંછ ત્યારે દુખથી મારી છાતીના બંદેબંદ તુટી જાયછ. તેવણ બિચારા કેવી રીતે એકલા વાએજાંહાંન મારી ગોદમાં મોહોત પામ્યા—ભુખમરા ને મજુરીનુંજ એક મોહોત !—તેનાં ભયંકારપણાંનો હું તમોને કોઇને ખ્યાલજ આપી શકતી નથી."—જરા થોભીને.—' અને વળી મારી પોતાની શું ફેજ હતી ? એ ત્રણ દીવસના જુલમગાર અપવાસ ને ભુખમરા પછી પાઉનો ભુકો ભીખ માંગીને મેં ખાધેલો છે, ને એક જાહેર બાગનાં ઠંડાં ચોગાંણના એક બાંક પર ઘેરબાર વગરની હું રાત ભર સુતેલી છેઉં !"—અને નીનાની આંખોમાંથી એ ગજબનાક દુખોની પાછી યાદ થતાં મોતી સમાન આંસુઓ ગરોગર ગબડી પડયાં !

તમામ ચુપકીદી ત્યાં પસરી રહી. તે છોકરીનો ગુસ્સો જોઇને તે ચારે ડોકરાઓ જાંણે થથરીજ ગયા !

" કેવી મારી કાકલુદીઓ—કેવી મારી વિનંતીઓને બી એવણે થોકડે મારી ! મને પૈંએપૈનો મોહતાજ મરવા દાધી," તેણીએ પાછું કહયું. "હવે કરોડો આપી ગયા તે શું ખપનું ? હવે તો હું ગરીબ સંસારે ઇજ્જતથી મારો ગુજારો કરી શકતીતી. ખચ્ચીત, ઓ ખચ્ચીત એવણના કરોડોથી આજે નેહાલ થવાનું હેસાંન વટીક એવણની તે ઘાટકી ને ખુદા બી નહીં ખમી શકે એવી ચાલ માટે ફરયાદ કરતી મને ચુપ કરી શકવાનું નથી !"

" બેટી, તુને ફરયાદ કરવાને બેશક ઘણું જોરાવર કારણ છે," તે પાદરીએ નરમાસથી સધ્યારો આપી તેને પાછી સમજાવી લેતાં ને નરમ કરતાં કહ્યું. " પણ હવે તે વાતનો પરવારો કરવો બી બીનહાંસલ છે. એ તારાં પહાડ જેવાં સંકટોમાં તે પોતેજ તહારી સમાલ કરયા કીધી તેજ ઘણું જાંણ."—અને નીનાને કહેવા ને કબુલ કરવા વિના ચાલ્યું નહીં કે તે બધી ખરી વાત હતી.

તે પછી થોડુંક કાયદાસરનું કામ ચાલ્યું, ને બધું જરૂરી વંચાતાં કરતાં ને હસાબો નીના કને રજુ થતાં મુકતાં આખો એક કલાક ઉપરાંત વખત થઇ જવાથી સભા બીજા દિવસ પર મુલતવી રહી.

ત્યાર કેડે બીશપ નીનાને બાજુએ લઇ ગયો, અને હૉટેલ સેસીલમાં તે એકલી રહી હતી તે વાતના "જોખમ અને અયોગ્યપણાં" વિશે તે ભણેલા ધર્મગુરૂએ ઘણો લંબાણથી તે છોકરીને ધરમબોધ કરયો. તેણે પોતાને ત્યાં તેને લઇ જવા ને રાખવા ઘણી ઓંહસ કરી, પણ નીનાએ નાજ કહ્યું. તેણીને સ્વતંત્ર જીંદગીએ જીવવા ગમતું હતું—તે પોતે પોતાની સંભાળ લઇ જાણતી હતી, તો પછી એવાં ડોસાંડગરાંઓના ચોકીપેહરામાં પુરાવા તેને કેમ ગમે?

અંતે થાકી થાકીને બીશપ અલગો થયો ત્યારે મી० રીચલોન આવીને પટ દઇને તેનાં પાસાંમાં ગોઠવાયો. બીશપે તેની બૈરીને તેને હૉટેલમાંથી લઇ આવવા મોકળી આપવાની ઑફર કરી હતી, ત્યારે એ મીસ્તરે પોતાની બેહેનને મોકળવા કહી! તે બેહેન એક વીધવા મારશીયૉનેસ હતી.

"તે કાંઇ અસલી વિચારોની નથી," તેણે કહ્યું; "તે તો આજના વખતની છોકરીઓ જેવીજ છે. મજાહ કરે ને કરાવે તેમાંનીજ છેની!"

"એખલાંજ છે?"

"નહીં રે, એ મોટા છોકરાઓ બી સાથે છે!"

"કુમારા હોશે?"

"હા," મી० રીચલોને જવાબ કરયો—અને ત્યારે નીના કાંઇ એવી કીસમે હસી પડી કે તે બુજર્ગને ખરેખર ઘણું ખસ્યાણું લાગ્યું.

તે બી હસ્યો. "એ તો દુન્યાનો રવૈયોજ છે કે સૌ કોઇ પોત પોતાની રોટલી તલે અંગાર ખેંચે," તેણે હસીને કહ્યું. "કદાચ મારી બેહેનની એ બી મતલબ હોય કે તમારા જેવી એક મોટે ઘેરની વહુને હાથ કરવી—"

"હું મોટે ઘેરની?"

"હજારો વખતે. પૈસા આગલ ઉમરાવપંદ વટીક ઝાંખ મારી જાયછ," તે અદબથે સમજાવ્યું; "ને ખુદાએ તમોને એટલા બેશુમાર પૈસાથી નવાજ્યાંછ કે એક ડચેસ બી તમોને નમ્યા વગ રેહવાની નથી. બાઇ-ધ-બાઇ, તમોને રાણીને નમન કરવા તો જવુંજ પડશે, ને મારી બેહેન જેવી એક મારક્વૉનેસ મારફતે જવાતું તમારે વાસ્તે ઘણું ઠીક થઈ પડશે."

"ત્યારે હું જવાની હોવશ તે વખતે એવણની મદદ માંગી લેવશ," નીનાએ અરજ કરી, "પણ તેવગૃ સાથ રેહવાનું તો મને માફજ કરો. મેં બીશપની એ ઑફર બી નામંજુરજ કરેલી છે."

"ઓહ્લો, તેવણ સાહેબ બી એજ દિશામાં ઘોડો દપટાવતા હતા શું ?"

"હા," નીનાએ હસીને કહ્યું.

"તેને ત્યાં તમો સુખથી રહી શકતે નહીં," તે બુઝર્ગે લગાર ગંભીર થતાં સમજાવ્યું. "આખું વાજુંજ તેને ઘેરનું તો અસલી વિચારોનું છે, કે જ્યારે મારી બેહેન તો સાહાડની ભરતીમાં ભરાયલી છે ને આંગમાં બી હાથી જેવી છે, તોબી રહી રહીને હજી હમણાં તે બાઇક પર બેસતાં શીખી ! અલબત પચીસ પચાસ વખત ગોલાંડયાં ખાઇને ધમાધમ છુ-ટાયલી હોવાથી ઘણી ખોખરી થઇ રહેલી છે, તોબી એજ છોકરીઓનાં છુટાંપણાં બાબે બતાવેછ કે તેના વિચારો આજે બી કેવા આગલ વધેલા હોવા જોઇએ !"

"અને તોબી હું માફ માંગુંછ," નીના બજીદ થઇ. "મારે તો કોઇને બી ત્યાં રેહવા જવુંજ નથી."—અને મી૦ રીચલોન તો તે છતાં હજી બી તેને જારતી ઓહસ કરતે, પણ તેવામાં સારાં નસીબે ત્રીજન એકઝીક્યુટર લોર્ડ બ્રુટસનું ઓરડામાં પાછું આવવું થયું, જેથી રખે તે હસી કરે તે ફીકરથી મી૦ રીચલોનને એ વાત પડતી મેલી અરમખાડા કરી જવા વિના ચાલ્યુંજ નહીં.

"મી૦ ક્રીસ્પ અને હું તમોને તમારા "પાર્ક હૉલ" અને "લેક્સીંગટન હાઉસ"વાલા મેહેલો બતાવા લઇ જઇએછ," રીચલોનના ખસ્લી જવા પછી લોર્ડ બ્રુટસે એકલો પડતાં તરત પાગર બાંધી લેતાં કહ્યું, "પણ આપણે જઇએ તે આગમચ મને એક સલ્લાહ આપવા ને સુચના કરવા તમારી રજા છે, મીસ ચેસ્ટર ?"

નીના ભડકી ગઇ. ભુત સુવો ને પલીદ જાગ્યો ! આ બી વળી તેજ ભેજાંદુખણ લાવ્યો હશે કે કેમ ?

તેમજ હતું. છેક તેવું નહીં· તોબી લગભગ તેને મલતુંજ ! તેણે તુરત વેલા તો તેને રાત્રે પોતાને બંગલે જમવાનું તેડું કરયું. "જમીને આપણે મારી બેહેન સાથે કોઇ થીએટરમાં જઇશું," તે ડોસાએ કહ્યું;—

અને નીના એટલી મેહેમાનદારીથી ઑફર થયલી મેજબાની બી કેમ ના કહી શકે ? તેણીને સભ્યતાને ખાતર એ ઇજન તો કબુલ રાખવુંજ પડયું.

ત્યાર પછીથી તેઓ ત્રણે જણાં પહેલાં તો "લેકસીંગટન હાઉસ" વાલા નીનાના મરનાર બપાવાના પુરાતમ મેહેલમાં ગયાં, અને કેહવાની જરૂર છે કે નીના તે ઇંગ્લાંડના એક સૌથી આગેવાન હૉલની મોટાઇ જોઇને તદન છક થઇ ગઈ? તે પૉલની કંપનીમાં ઘણું ફરેલી હતી ને તેણે ઘણું જોયલું હતું, પણ આવા એક ખરા માતબર મેહેલનો તો ખરેખર આજ તક તેને જાંણે સ્વપ્નો વટીક ન થયો હતો!

તે બંને જેંન્ટ આસામીઓએ આગલા હૉલમાં તેણીના માનવંત વડવાઓની પોરટ્રેટસ (સબી) ના જે મોટા તખ્તા હતા તે લાઇનબંધ તેને દેખાડયા અને ઓળખાવ્યા.

સૌથી પેહલાં તેણીએ પોતાના બપાવાનેજ જોવા માંગ્યા—તે મરનાર કે જે ઘણું ભુંડું ને ઘણું ભલું કરી શકયો હતો; અને તેથી ઓય તેના જોડે વાત કરે એવી તે કરોડપતી બપાવાની હુબહુ સબી તરફથી નીના મિનીટો તક પોતાની નજર હટાડી શકી નહીં. આવા તેવણ હતા—આ તે મરનાર, કે જેણે પોતાના એકનાએક ગાડીવારેસ બેટાને ભાડુતી ગાડી હાંકવાનો એક હલકો ધંધો કરવા દીધો, અને જે, અફસોસ! સખ્ત મજુરીનો મારેલો કંગાલ્યત, નજીસાત ને નામોશી વચ્ચેજ કમોહતે મારયો ગયો! આ તે મરનાર કે જેણે તેણીને પોતાને પણ વગર દયાએ છેક છેલ્લી પંકતીની મુફ્લસીમાં અવત્યાં મેલતી છોડી હતી, અને જેણે આયંદા પોતે મરીને તેણીને આએ કીસમે પાછલથી ધનવાન ને સુખી કરી આપી હતી!

તે ચેહરો ગંભીર અને થરસાવાલો હતો પણ કરડો ન હતો. ઉલ-ટું, તે આંખમાં નરમાસ અને દયાજ વંચાતી હતી, અને અરે, તે છતાં તેવણ એટલા સખ્ત કેમ થઇ શકયા હશે?.ખચ્ચીત, તેવણનો જીવ તો ઘણો જહયોજ હશે, પણ, નીનાને મજબુતીથી લાગ્યું કે, પેલા નેહેસ્ત કસમ નહી તોડી શકવાની ભુલભરેલી નાચારીજ એ બધી ભયંકાર ખરા-બીઓનાં બાતેનમાં ખાસકરીને સમાયલી હોવી જોઇએ.

તે પછી તે બીજાં ઓઇલપેન્ટ ને સ્ટેચ્યુઝ (પુટલાં) જોતી આ-ગલ વધી. ત્યાં તેવું ઘણું હતું. તે આખો દમામદાર એક મસ મોટો

" રીસેપ્શન રૂમ " હતો—એવો કે જ્યારે એક મોટા બૉલ કે પારટીની રાત્રે તેનાં સઘળાં બારણાં ખુલ્લી નાખવામાં આવે ત્યારે તેનો ઝલકાતજ આંખને ચીતરી આવે એટલી હદ સુધી છક કરી મેલે !

વળી તે ગેલરીમાં બીજા જે એક મોટાં પીકચરે નીનાનું ઘણું ધ્યાન રોક્યું તે એક અબળાની પોરટ્રેટ હતી. તે નીનાના મરનાર બપાવાનાં માએની સખી હતી, કે જેનાં લગનમાં તેને કેહવામાં આવ્યું કે તે વખતનો રાજા પોતે હાજર થયો હતો. તે એક ઘણોજ ખેંચાણકારક ને દેખીતો તેજસ્વિ ચેહરો હતો.

" તમારાંમાં એવણનાજ હોઠ ને આંખ છે, " મી૦ ક્રીસ્પે તે પીકચર સાથે નીનાનો દેખાવ સરખાવતાં હસીને કહયું. " તમારે એ પીકચર વેચવું છ ? "

" વેચવું છ ? " નીનાએ તાજુબીમાં પુકારયું; " ખચીતજ નહીં. કાંએ વારૂં !"

"નહીં, એ નામીચા ચીતારા રોમીનું કરેલું છે, અને એવાં પીકચરોના એક વેપારીએ એની એક પાદશાહી રકમ આપવાની અમોને ઑફર કરેલી છે."

" હું તો આખી દુન્યાને ખાતર બી મારા માનવંત વડીલોમાંથી કોઇનું પણ પીકચર વેચવાની નથી," નીનાએ મગરૂરીથી કહયું. " હું તો એ બધાં મારા જાનની પેઠેજ જાળવશ. "

" સાબાશ, વૅલ સૅડ, " લોર્ડ બ્રુટસે એ હેતુ વખાંણીને ખુશાલીથી કહયું; " મીસ ચેસ્ટર, તમો એક ઘણાંજ પુરાણાં ને માનવંત ખાન્દાંનનાં નબીરી છેઓ, ને એ ખાન્દાની ટેક એમજ સદા સાચવજો."

તેઓએ તે પછી તે આખો મેહેલ ફરીને જોયો, ને તેમ કરતાં કલાકો થઇ ગયા. તે એક રાજા બાદશાહોને માટે બી જોઇએ તે કરતાં ઘણો વધારે માતબર કેહેવાય એવોજ-એક નામીચો મેહેલ હતો—અને જે બિચારીને રેહવાના એક ગંદી ચાલીના અંધારા ઓરડામાંથી વટીક પેલી ઘાટકી ઘરવાલી મીસીસ ચૅપે ભાડું નજ ભરી શકાવાને લીધે એક વાર ધકેલો મારીને હાંકી મેલેલી ને રસ્તે ઉતારેલી, તેનેજ નખરાંબાજ નસીબે આજે એવાં એક આલીશાંન અયવાનની માલેકુબાર ધણીઆણી

બનાવી હતી !! ખરેખર, બેતાલે તાલેનો એ એક અજબ તમાસો હતો, અને ત્યારે ગરીબ નીનાને તે મેહેલમાં ફરતાં હરતાં જે અનેક લાગણીઓ થતી ને તેનાં દીલમાં જે દરયાવ ઉભાતા રહયા તેનું, તેની ખરી અસર સાથે, એક સવિસ્તાર અને અસરકારક બયાંન પુરી વફાદારી વચ્ચે કઇ કલમ કરી શકશે !

---

## પ્રકરણુ ૫૭ મું.

એ પછી સ્હાંજે તે મોડેથી પોતાનાં હૉટેલમાં પાછી ફરી, કે જ્યારે તેણીને તે રાત માટે થયલાં ઇજન મુજબ સમીસ્હાંજ પછી લોર્ડ બ્રુટસની બહેન પોતે તેણીને હૉટેલમાં એસ્તકબાલ લેવા આવી. તે અબળા ઘણુંાજ ભપકો કરીને ઘણા ઠાઠમાઠથી આવી હતી. તે બી એક ઉમરાવનીજ બૈરી હતી. મરનાર લોર્ડ હારઉડ તેણીનો ભરથાર થતો હતો, માટે લેડી હારઉડ તરીકેના પોતાના દમામદાર થયેરામાં પોતાના સરસમાંસરસ ઘોડાની જોડી જોતરાવી તે પોતાની ફાંકડી વિકટોરીયામાં આપણી નીનાને લેવા પોતે તેણીનાં હૉટેમલાં સામી આવી હતી.

નીનાને તે અબળા ઘણી ગમી. ભલાં દીલની, બરબર બોલી, મીલનસાર અને મલતાવડી તે એક વિધવા બાંનુ હતી. તેઓ બંને વચ્ચે એક તડાકે ઘણી મહોબતનાં સહીયારાં સંધાઇ ગયાં.

"બધું ઈંગ્લાંડ તમારી કાંહાંણીથી ચક ચહરી રહયુંછ," લેડી હારઉડે નીનાને મલતાં સાથે હસીને કહયું. "આખો ઉમરાવ વર્ગ તમોને નજરે જોવા ને પીછાંણુ કરવા તલબગાર થઇ ગયોછ. સીઝરે તો કહયું હતું જે 'હું આવ્યો, મેં જોયું ને મેં જીત્યું,' પણ તમે તો સીઝરથી બી વધ્યાં ! તમે તો આવ્યાં ને જોવા આગમચ જીત્યાં !!"

નીના મીઠાસથી હસી. "મેં એવી તે શું એક કમાલ કરી બતાવીછ તે હું જાણુતી નથી, લેડી. હારઉડ," તેણીએ સાદાઇથી કહયું.

તે પચાસ ઉપરની ભરતીમાં. ભરાંઇ ચુકેલી તોબી ચાલીસનીજ હદમાં હોય એવી જવાંન દેખાતી, ખુબસુરત ચેહરાની એક વિધવા હતી. તેના બાલ બધા હજી કાલા ભમર જેવા હતા, ને ચેહરામાં એક બી કરચલી ચઢેલી નજરે આવતી ન હતી. તે જરા દીલે ભરેલી ને આસુદી હતી, પણ ફાટી ફુટી જાય એવી છેકજ જાડી કે કદરૂપી ન હતી. કદાચ

ગાલ કલર કરેલા હશે, પણ તે છતાં તે એવી તો સંભાલભરી સીફતથી કરવામાં આવ્યું હતું કે રતાસ ખુદરતી છે કે ઉધારસુધાર ને નકલી તે કોઇ સાદી નજરે જોઇને કહી બી નહી શકે! તે જવાંનીમાં બેશક ઘણી ખુબસુરત હોવી જોઇએ, કેમજે આ હાલની ઉંમરે બી તે હજી ઘણી ખુબસુરત નજરે આવતી હતી.

"હું તમોને મલવા પોતે બી ઘણીજ અધીરી થઈ ગેઇતી," લેડી હારઉડે જારી રાખ્યું. "હું તો મારા ભાઇ ચુસ્ટેસનું ભેજું ખાઇ જતીતી કે તમો આવો તેજ દહાડે મને તમારી સાથે મેળવે, ને તમે અમારે ત્યાં જમવા આવવાનું પેહલીજ રાતનું ઇજન કબુલ રાખ્યું તેથી અમો બેઉ ભાઇ બેહનને ઘણીજ ખુશાલી હાંસલ થઈ છે."

તે એક ઘણી ખુશાલ પારટી થઈ, ને લોર્ડ બ્રુટસના મેહલમાં નીનાને તે રાત્રે ઘણી મોજ પડી. તેઓએ "ત્રીલબી" નો પ્રખ્યાત ઑપેરા જોયો, ને જમીને નીના મોડી રાત્રે પોતાનાં હૉટેલમાં પાછી ફરી ત્યારે તેણીએ જોયું કે મી૦ ક્રીસ્પે તેણીની નોકરીમાં નવી રાખેલી દાયા તેણીની વાટ જોતી ત્યાં આવી લાગીને બોટી થઇ બેઠેલી હતી. તે ચંચલ દેખાવની એક જવાંન સુંદર અબળા હતી, ને નીનાને તે જોતાં સાથે ગમી ગઈ.

લોર્ડ બ્રુટસ ને તેની બેહેન લેડી હારઉડ પોતે તેને તેનાં હૉટેલમાં ઉતારી ગયાં હતાં, ને બીજી સહવારે પાર્કમાં તેને ફેરવવા લઇ જવા તે ઉમરાવજાદી નીનાને લેવા પાછી હૉટેલમાં આવનાર હતી. ખચ્ચીત, અત્યારમાંજ તેણીએ નીનાને ઘણી આગળ પાડી ને પુરની ઓળખાવી હતી, ને ઘણાંક નામાંકીત આસામીઓ સાથે હે મારકેટ થીએટરના બૉક્સમાં નીના બેઠી હતી ત્યાં તેણીએ તેણીની મીલાકાત કરાવી હતી. તે આગેવાન લંડન સોસાયટીની પોતે ઘણી માનીતી હતી, અને તેથી પોતાની ઓથે નીનાને આગળ પાડવા, વધારવા ને ઓલખાવામાં તે પોતે ખાસકરીને મોજ માની લેતી હતી.

નીનાને તેની નવી દાયા મૅગીએ એક તડાકામાં ડ્રેસ બદલાવ્યો, અને સુવા જવાની "દેઝઆબેલ" માં તૈયાર કરી આપી. તેને ઘણી ઉંઘ આવતી હતી. આખા દિવસની રંજ, રખડ અને મોજ પછીથી તે પુરતી થાકીને કંટાળી ગયલી હતી, અને તેથી મેગીની મદદથી તૈયાર થવા કેડે તે પાધરી સુવા ગઈ, ને જલ્દીજ ખાબની એક ખુશીમાં ગરક ગઇ.

એ પછી બીજી સહવારે પાર્કમાં તેને ફરવા લઇ જવા લેડી હારઉડ ઠરાવ મુજબ સવેલાએ પાછી આવી લાગી. નીના તે વેળાએ તદ્દન તૈયારજ હતી. તે વેહલીજ ઉઠી હતી, અને ડ્રેસ કરી પરવારી ગયલી તે હાલમાં તે આલીશાન હૉટેલમાનાં તેના પોતાના ઓરડાઓને લગતી અગાસીમાં સહવારનું પેપર વાંચતી બેઠી હતી.

લેડી હારઉડ છક થઇ ગઇ. તે તેણીના આ રૂડી સહવારના થયેરામાં કાંઇ એટલી તો સુંદર ને દીલકસ દેખાતી હતી કે લેડી હારઉડ એક અમળા છતાં અજાયબીનાં એક આહ સાથેજ જાણે તેણીને ટકટક જોઇ રહી.

તેઓએ બાઇકપરજ ફરવા જવાનું ઠરાવ્યું. નીના બાઇકપર અચ્છું બેસી જાણનાર હતી એમ લેડી હારઉડે તેણીના ભાઇ બુરટેસ (લૉર્ડ બ્રુટસ) મારફતે સાંભળી લીધું હતું, અને લૉર્ડ બ્રુટસે નીનાને કહયું હતું તેમ તે પોતે બી દીલની કદાવર છતાં એ કસરતની ઘણીજ શોખીન હતી. એટલામાટે તે સહવારે મળતાં સાથે ફરવા જવા થકી એજ ગમત તે બંનેએ નકકી કરી લીધી, ને નીનાને પોતાને વાસ્તે એક "મશીન" લેવાનું હજી બનેલું ન હોવાને લીધે લેડી હારઉડે એક તડાકે પોતાને ત્યાંથીજ એ બાઇક મંગાવી લીધી.

તે સહવાર ઘણીજ દીલપઝીર હતી, અને તેઓ પાર્કમાં આવી પુગ્યાં ત્યારે મોટે ખાંચરેનાં ફરવા હરવા નિકળી પડેલાં લોકોથી પાર્ક ચીકાર ભરાઇ ગયો હતો. ઘોડેસ્વાર અને બાઇકપર સ્વારી કરતાં, તેમજ પગે ચાલતાં અને ગાડીઓમાં સ્વાર થયલાં બાંનુઓ અને ગ્રહસ્થો મોટી સંખ્યામાં ત્યાં હાજર થયલાં હતાં, અને લેડી હારઉડને પહેલા અરધાજ કલાકમાં ત્યાં જે કદમ કદમ હસી હસીને ડોકાંના લેહકાથી લોકોને "નૉડ" કરવું પડયું તે તેણીની અતી બોહળી ઓળખાણ પીછાંણ અને આગેવાન સરકલોમાં જામી ગયલાં વગવસીલાનો—નીનાએ જોઇ લીધું કે—એક મુસ્તકીમ પુરાવો હતો.

નીના પોતાની બાઇકપર જરા બી "નરવસ" થઇ નહિ. તે એક એકકો બેસનાર હતી, અને તે પોતાની કુશળતાની પુરવારીથી તે દરેક જોનારને છક કરતી રહી હતી. ખરેખર તો સેંહેકડો બલ્કે હજારો આંખો તેણીની તરફ અજાયબી ને ખુશાલીમાં ખેંચાઇ રહેલી નજરે આવતી હતી, પણ તે પોતે કશું જોતી ને જાણતીજ ન હોય તેમ દીલખુશ કીસમે લેડી હારઉડ સાથે વાતચીત કરતી પાર્કમાં ફેરા ફરતી રહી હતી.

તેણીની હાજરીએ તે તરફ એક તડાકે મોટી ચરચા ઉભી કરી, અને નર તેમજ નારીઓ તે કોણ હતી તેની જીજ્ઞાસુ તેહકીકમાં એક-મેકને સવાલો કરવા પડયાં. ટોપચી લોકોએ તો તરેહવાર તડાકાઓ મારયા. કોઇએ તેને જાણીતી લેડી એલગી ઠરાવી લીધી, તો કોઇએ વળી તેને કાઉંટેસ ઓફ વીલીંગડન; કોઇએ પ્રીનસેસ ડી ઓલીવ્યા જાહેર કરી તો કોઇએ વળી લેડી સીલીવ્યા જ્યોર્જ: અને પતંગ્યાંની ફીસમે બાઇકપર પસાર થઈ જતાં એવું કાંઇ ને કાંઇ કાંને આવતું ત્યારે સુંદર નીના પુષ્કળ ગમત પાંમીને મનથી જામજા હસ્યા વના રહી શકતી નહિ. એવામાં કોઇએ પુઠેથી તેનું પોતાનું નામ પોકારયું, અને નીનાએ ચમકીને પાછળ ફરી જોયું તો તે પેલો જવાંન લોર્ડ આવાલોન હતો.

નીના તરત બાઇકપરથી ઉતરી પડી. તેણીને એ જવાંન ગમી ગયો હતો તે આપણાથી અજાણ્યું નથી, અને લેડી હારઉડે નીનાના ચેહરાપર પથરાયલી ખુશાલી જોઇને એક તડાકે ખરો મામલો પાંમી જતાં તેણીને દસ મિનીટમાં પાછી તે તરફ લેવા આવવાનું કહી પોતે આગળજ હેરયું લીધું.

એ દરમ્યાંન તે બંને જવાન્યાંઓ એકલાં પડયાં. લોર્ડ આવાલોને પોતાનાં મશીનને ટેકવીને નીનાની બાઇકને બાજુએ ઉભી કરી મુકી, જે પછી એક મોટાં ઝાડની હેઠળના શિતલ છાંયા વચ્ચે મેલાયલા બાંક ઉપર બેસીને તે બંને જવાન્યાંઓએ એલાર પેલારની કેટલીક વાતચીતો કરી લીધી. તે વાતચીતમાં, અલબત, પ્યારનું તત્વ કશુંજ મોજુદ ન હતું, અને એમ છતાં તેઓ બંને એકમેકથી પુરતાં રાજી થયલાં દેખાતાં હતાં એ વગર સદેહનું વાંચી લઇ શકાતું હતું.

બચ્ચીત, પાર્કમાં ગુજારેલો તે એક કલાક સુંદર નીનાને માટે ખરેખરો દીલખુશ ને ખુશનુમા હતો. એ દરમ્યાન નીનાની લગભગ ત્રીસેક વગવાલાં આસામીઓ સાથે ઓળખાણ પીછાણ કરાવી લેવામાં આવી, અને ત્યાર પછી થોડાજ વારમાં તેણીની તમામ સફફીરતીની વાહવાથી તે આખો પાર્ક જાણે એકદમ ગાજીવાજી રહયો. તેણીએ શું શું ખમ્યું હતું ને કેવી રીતે મોટાઇએ તે પુગી હતી તે વાત જણે જણ આપસઆપસમાં કરવા લાગ્યાં, અને તે જ્યાં લોર્ડ આવાલોન સાથે બેઠી હતી તે બાજુએથી ફક્ત તેને જોવાને વાસ્તેજ સેંકડો આસામીઓ પસાર થઈ જવા લાગ્યાં.

જવાંન લોર્ડ આવાલોનની માતા લેડી આવાલોન બી ત્યાં હતી, અને

તેણીનું ઘણું દોહી ગયું હતું. જે મુરબ્બીગીરી લેડી હારઉડ હમણાં તેણીની કરતી હતી તે માન તેણીને ભોગવવા પેહલેથીજ ઘણી લાલચ થઇ હતી, કે જ્યારે નીનાએ તેણીને તો સખ્ખત ઝાડુ મારયું હતું! તે એટલાવાસ્તે લેડી હારઉડની હાલમાં ઘણી અદેખી પડી, અને લેડી હારઉડ સંઘરવા લાયક દોસ્ત ન હતી એવી મતલબનું નીનાને કાંઇક કેહવા ને કાનપર પડીને ચેતાવા તે ઘણી તલપાપડ થઇ રહી, કે જ્યારે કમનસીબે તેણીને તેમ કરવા ત્યાં એક બી તક મલી નહી.

તે, એમ છતાં, જરા એ નામુરાદ કે નાહીંમત થઇ નહિ. અદેખાંઓ એટલી સેહલાઇથી હીંમત હારી જતાંજ નથી. અદેખાઇનું જબુન ઝેહર તે લોકોને પુરતાં ઝેરી અને ઝનુની બનાવી શકે છે. તે, એટલાવાસ્તે, બપોર પછી નીનાને ચેતાવા તેણીનાં હૉટેલ સેસીલમાં મલવા વટીક આવી, પણ માઠાં ભાગ્યે ત્યાં પણ તે માહત થઇ. તેણીએ જોયું કે નીનાએ તે રહાંજે ચાએપર ચાર પાંચ તેને ચાહનારાં શુભેચ્છકોની એક ન્હાની જેવી પાર્ટી નોતરી હતી, ને તેમાં લેડી હારઉડ તો સામી આગેવાન હતી! એથી તેને એકાદ પળ ભોંય ભારી પડી જઇને ખસ્યાણું લાગ્યું ખરૂં, પણ તેણીએ તરત પોતાના મગજનું સમતોલપણું પાછું મેળવી લીધું, અને ફકત નીનાને મળવા ને તે રાત્રે પોતાને ત્યાં સાથે જમવાનું ઇજન કરવાજ તે એ તરફ આવી હતી એવું અડાવી દઇને તેણીએ પોતાના ગરીબ દ્વેશનો તાબરતોબ ઢાંકપીછોડો કરયો.

---

## પ્રકરણ ૫૮ મું.

તે અદેખી અબળાએ લેડી હારઉડ વિરૂદ્ધ નીનાને જે કાંઇ સમજાવ્યું તે નીનાએ એક કાનથી સાંભળીને હસી હસીને બીજે કાને કાઢી નાખ્યું. તેનાપર તેથી કશીજ અસર થઇ નહિ. ઉલટું, સોલીસીટર મી૦ ક્રીસ્પ સાથે મસલત કરીને બીજે દિવસેજ તેણીએ તો લેડી હારઉડને એક અઠવાડયું હૉટેલ સેસીલમાં તેની મેહમાન આવવા ઇજન કરયું, ને કહેવાની જરૂર છે કે લેડી હારઉડે એકે બોલે ને મોટામાંમોટી ખુશાલી સાથે તે ઇજન તરતજ કબુલ રાખ્યું!

એ અઠવાડયાં દરમ્યાનમાં પણ ભલી લેડી હારઉડે નીનાને આગળ પાડવામાં અને તેની ઓળખાણ પીછાણ વધારવામાં ઘણીજ એકીંમતી

મદદ કરી, અને તે વખતથી નીના સોસાયટીમાં પુરતી રાએતપાએત થઇ. મોટે મોટે ખાંચરેનાં લોકો પોતાને નામના કાર્ડો હોટેલ તક આવીને તેણીની દોસ્તીના આરઝુમાં મેલી જતાં, અને પાર્ટી, શોઅરી અને બૉલનાં ઇજનોનો તો તેનીપર જાણે વરસાદજ વરસવા લાગ્યો. વળી તમામ આગેવાન પેપરોએ તેણીની તસ્વીરો આપીને તરેહવાર રસીલા ને ઉપજાવી કાઢેલા હેવાલો છાપી મારયા, અને, સામટી રીતે, તે નાજનીન લંડનની તે વખતની મોસમનું મધ્યબીંદુંજ થઇ પડી.

બૉલમાં નીના કદી ડાન્સ કરતી ન હતી, સબબ ખરી રીતે તો એ હોનરની તેણીને કશી તાલીમ કોઇએ કદી આપીજ ન હતી. એમ છતાં તેણીએ પોતાનું એ અજાણપણું સોસાયટીને જરા પણ જાહેર થવા દીધું નહિ, અને જાણે એ વાતમાં તે પોતે અણગમો ધરાવતી હોય તેવીજ કીસમે વર્તીને તેણીએ પોતાનો ટેક અને મોભો તારીફલાયક સમયસુચકતાથી સાચવી લીધો.

તે જરા બી આળસુ થઇ નહિ, ને મોજ શોખ પરજ તે ધ્યાંન આપતી થઇ હતી એમ પણ નહિ હતું. તે એજ વખતે પોતાના કરોડોની મલકનો હાથ કરવાને લગતી વ્યવસ્થામાં પણ પુરતી રોકાયલી રેહતી. તેણીએ "લેકસીંગટન હાઉસ"માં પોતાની મતલબને અનુસરતા ઘણાક મોટા ફેરફારો કરાવ્યા, અને પોતાને માટે ઘણા નાદર પોશાકોના મોટા મોટી ડ્રેસ મેકરોની પેઢીને ઑરડરો નોંધાવ્યા, કે જે બધાંમાં લોર્ડ બ્રુટસની બેહનની મદદ, સલ્લાહ અને શામેલગીરી સુંદર નીનાને વાસ્તે અગત-કરીને ઘણી કીંમતી થઇ પડી.

એ પછી નીનાના હકનો સરકારમાં પુરતો સ્વિકાર થઇ રેહતાં નીનાએ પોતાના કરોડોનો કબજો લીધો, અને તે "લેકસીંગટન હાઉસ" વાલા મોટા મહેલમાં રહેવા આવી. તે પછી વળી બીજેજ દાહડે લેડી હારઉડના વગથી મારસ્યોનેસ ઑફ વ્હીપલટ્રી મારફતે તે માહરાણીના "ડ્રાઇંગ રૂમ"માં રજુ થઇ શકી, અને ઉમરાવોની સંઘમાંથી એક પાએરી આગળ વધીને રાજવંશી હરોલમાં પોતાની ઓળખાણ પીછાણનો મજબુત છાપ બેસાડી આવી, કે જેના રંગીન હેવાલો, મસ મોટાં મથાલાંઓ કરીને, આખાં ઇંગ્લાંડના છાપાવાલાઓએ છાપી મારયા.

એ પછી સોસાયટીના ધારા મુજબ નીનાએ પોતાના મહેલમાં

એક મોટી ડીનર પાર્ટી ને બૉલ આપવાનાં ઇજનો બાહરે પાડયાં, અને મોટી પદવી અને ફેશનનાં ઘણાંક માનવંત પરોણાંઓએ તેણીનાં ઇજન સ્વીકારીને તેણીને ઇજ્જત આપી.

તે ગરીબ નીનાની સૌથી મોટી મગરૂરી માનવાજોગી એક રાત હતી. એ એ શું તેજ નીના હતી કે જેને રસ્તે રસ્તે રખડતી પોલીસે પકડીને ચોકીમાં આશરો લેવા ફરજયાત મોકળી આપી હતી ?

તે આખર કરેને એક આદમી—અબળા હતી, અને તેથી હાલનાં આ સર્વોતમ સુભાગ્યની સરજત માટે તેની છાતી હર્ષમાં ઉંચકાયા વગર રહી નહિ. તેણીએ જમીનપર ઘસડાતી એક લાંબી ટ્રેલનો દમામદાર પોશાક સજયો હતો, અને તેણીની હંસ જેવી ઉંચી ગોરી ગરદન અને બરફ જેવી સફેદ અરધી ઉઘાડી છાતી ઉપર જે બેકીંમતી હીરા માણેકનો હાર ઝગઝગાત મારતો હતો તે મોટા સંગેમરમરના દાદર ઉપરથી નિચે ઉતરીને આવતાં સામેના ગંજાવર આરસીના તખ્તાઓમાં નીહાળતી તે રૂપસુંદરી હદઘેલી હદ સુધી ખુદાની શુકરગુજાર થઈ.

આખો મહેલ એ રાત્રે ખુલી નાખવામાં આવ્યો હતો, અને રોશનીના એક મસ મોટા દરયાવ વચ્ચે તે આરાસ્તા મહેલ બધો ઝગઝગી રહયો હતો. બાગોમાં તેવીજ દીલપઝીર રોશની વચ્ચે રંગ બેરંગીન ફુવારાઓ ઉંચે સુધી ઉડતા હતા, અને, ટુંકમાં, તે આખો મહેલ ઘણે વરસે પરીઓનાં પરસ્તાન રૂપે ફેરવાઇ ગયો હતો !

નીના વચમાંનાં મોટાં બારણાં આગળ પોતાનાં માનવંત પરોણાંઓને "રીસીવ" કરતી હસ્તે ચેહરે ઉભી હતી, અને દરબાન તે આવનારાંઓનાં મોટે સહાદે નામ પુકારતો જતો હતો.

"હીઝ સીરીન હાઇનૅસ મેપલબૅકના સાહજાદા," એવામાં દરબાને પોકારયું, અને નીનાએ એક કદમ આગળ વધીને તે રાજવંશી પરોણાનો આદરસતકાર કરયો. તે એક ઉંચો, દમામદાર જવાંન હતો, અને તેની છાતી હીરા મોતીના ચાંદા અને ડેકોરેશન્સથી તમામ ભરાઇ ગઇ હતી.

તે શાહજાદો નીનાને જોતાં સાથે જલદીજ મોહીત થયો. તેણે આવ્યા પછી થોડાજ વારમાં નીનાના ડાન્સના આરજુ કરી, પણ નીનાએ તેની અતીઘણી નાઉમેદી વચ્ચે ના કહયું.

"બૉલ રૂમમાં સેંહેંકડો મારા કરતાં વધતી ખુબસુરતીઓ તમો

નામદારનો ડાન્સ નોંધવાને મગરૂર થશે, પ્રીન્સ," નીનાએ હસીને જવાબમાં કહ્યું.

"ને તમે નહિ?"

"કારણ જે હું તો ડાન્સ કરતીજ નથી!"

"ત્યારે તો મારે બી ડાન્સ કરવોજ નથી; હું તો ફક્ત તમારી કંપનીમાંજ મોજ મેળવશ."—અને તે રાજવંશી જવાંનની આંખમાં પુષ્કળ મોહબત વાંચી લઇ શકાતી હતી!

તે રાતનું નીનાને ત્યાંનું "ડીનર" એક માહભારત ફત્તેહ પુરવાર થઇ. ઉંચામાંઉંચા વાઇન્સ રજુ થયલા હતા, અને મેજબાનીને લગતી દરેક બારીકીઓ એક બાદશાહી ખાણાંને જેબ આપે ને શોભાવે એવી તરકીબથી સંભાલી લેવામાં આવેલી નજરે આવતી હતી, કે જે બધું બેશક ભલા મી૦ ક્રીસ્પ અને લેડી હારઉડની કુનેહભરી કારસાજીનેજ આભારી હતું.

મોડી રાત તક મેળાવડો વિસરજન થયો નહિ, અને પ્રીન્સ નીનાને લઇને બાજુમાં તાહેલે બેઠો હતો. તે તકનો તેણે લાભ લીધો. વરસોની મોહબત અને દોસ્તી હોય તે રવેસે આયંદા તેણે સુંદર નીનાના પવિત્ર હાથની આરજુ કરી, અને તેણીને માથે એક બાદશાહી મુકટ મેળવા દેવાની ઓજરખ્વાહી સાથે રજા માંગી.

મગર નીનાએ ઘણી નમનતાઇથી ના કહી. ઘણીજ ટુંક પીછાણના વિગેરે ઓઝકાઇ શરમાઇને તેણીએ અનેક વાંધા રજુ કરયા, અને તે શાહજાદાનો હાથ કબુલ કરવા ધસીને નાજ કહી.

તે (પ્રીન્સ) ઘણો અજબ થયો. "તમોને અમો જરમનો સામે કે મારાં જરમન રાજ સાંમે કાંઇ વાંધો છે?" તેણે તાજુબીમાં પુછયું.

"જરા બી નહિ," નીનાએ જોશથી કહયું; "મને તો જરમનો વાસ્તે ઓર ઘણું માન છે!"

તેણીએ એક ઝટકે યાદ કરયું કે તેણીની અનાથ હાલતનાં દરમ્યાંનમાં જે એક ગરીબ વેહરે તેની દસ્તગીરી કરી હતી તે પણ એક જરમનજ હતો, અને તે દસ્તગીરી બી એવા દયાળુ પ્રકારની અને એટલી નાદર તેમજ બેકીંમતી હતી કે ફક્ત તેનેજ ખાતર જરમનોપર નીનાને

જાણે પ્યાર આવી શકતો હતો ! તે ગરીબ વેટરને નીના પોતાના હાલના સુખી સમયમાં ઘણીક વાર યાદ કરી ચુકી હતી. તે તેને મદદ થવા ઘણુંજ ચાહતી હતી, અને તેનો પત્તો મેળવવા જેવી શોધખોળ વગીક તે મી૦ ક્રીસ્પ મારફતે કરાવી ચુકી હતી, પણ કમભાગ્યે અત્યારતક તેનો કશોજ પત્તો મળી શકયો ન હતો.

પ્રીન્સે ખુલ્લી આંખે કામ લીધું. તે કાંએ તેને નામંજુર કરે—સિવાય કે તે અત્યાર આગમચ કોઇ સાથે પુરતી પ્યારમાં પડી ચુકી હોય ? અને ખુલ્લી આંખે એ પાયાપર મજલો ઉઠાવીને કામ લેતાં તરત તેને બાતમી મલી કે લૉર્ડ આવાલેનને તે ચાહતી હતી !

તે એ બાતમી મલતાં સાથે તરતજ પુરતો અદેખો થયો, અને મર્યાદાની હદ ઓલંગીને તેણે તેણીને તે બાબે પાધરો સવાલ વગીક પુછયો.

નીનાએ મીઠાસથી હસીને તેને ના કહયું. “ તમારે તમારા હરીફને જરમની બોલાવીને ડયુએલ રમવાની મરજી થઇછ કે કેમ ? ” તેણીએ હસીને પુછયું; “ પણ એવું કાંઇ છેજ નહી. હું તમો નામદારને પ્રમાણીકપણે ખાતરી આપુંછ, પ્રીન્સ, કે તમો જેને માટે વેહમાવોછ તે જવાંનને મેં મારૂં દીલ મુતલગ આપ્યુંજ નથી.”

“ નહી ? ”

“ નહીજ. ”

“ ત્યારે તો હું હજી બી નામુરાદ કે નાહીંમત થતોજ નથી,” તે પ્રીન્સે બજીદાઇથી કહયું. “ હું ઉમેદ કરૂંછ કે તમો કોશેશ કરશો તો જરૂર મને ચાહતાં શીખશો.”

નીના હસી. “ પ્યાર શીખેલો શીખાતો નથી ને મનમાં માંગેલો આવતો નથી, પ્રીન્સ,” તેણીએ નરમાસથી કહયું. “એ તો એક અણુદીઠ લાગણી છે, અને તે કયારે ને કોણને વાસ્તે કોઇનાં જીગરપર ગાલેબ આવે તે કોઇ કદી કહી કે જાણી શકતુંજ નથી. એ તો નજરની પવિત્રાઇ છે, અને જે છે તે ફકત પહેલ્લીજ નજરની પાક અસર છે.”

“ ને તેવીજ અસરમાં હું પોતે અસીર છેઉં ! ” પ્રીન્સે હજી જીદ કરી, “ જેથી હું તમોને તમારી ઉપરાંત બી ચાહવશ, અને ચાહવશ તેથી આયંદા જબરીથી જીતશ ! ”

# પ્રકરણ ૫૯ મું.

તે આખી સીઝન નીનાને કોઇએ જરા થઇને જપ વલવા દીધી નહી. તેને થયલાં ઇજનોમાંથી તે અરધાં પણ કબુલ રાખી શકી નહી— એટલી હદ સુધીનાં તેને રોજનાં ઇજનો આવતાં રહયાં હતાં; અને જાણે તે કોણ એક મોટી બાદશાહજાદી હોય તેમ નાઉમેદી અટકાવા કેટલાંક મેલાવડો કરનારાંઓ તો જાણીબુજીને જુઠું વકીક બાજે વખ્ત જાહેર કરતાં રેહતાં કે તે આવનાર છે।

એમ છતાં અંતે મોસમની આખેરી સાથે તેણીને લગતી એ નવાઇ અને ચરચા બી જુન્ની ને ઠંડી થતી ગઇ, અને ત્યારેજ નવેંબરમાં નીના થોડીક નિરાંત પાંમવા પોતાના હેમ્પશાયરના મેહલમાં જતી રહી. તે મેહલને “ મરયટ કાસલ ” કહેતાં હતાં, અને તેના ઉંચા મિનારાઓ સાથે તે પણ એક પુરાણા વખતની ગુવાહી પોકારતી ઘણી નમુનેદાર ને નાદર મીલકત હતી. તે પહાડોનાં ઉંચાણમાં બાંધવામાં આવેલી હતી, જેથી “ આઇલ ઓફ વાહીટ”નો આખો દેખાવ ત્યાંથી ઘણી મનોહર હદ સુધી જોઇ શકાતો હતો. વળી તેના બંને વિશાલ દરવાજાઓમાંથી દાખલ થતાં છેક અંદર સુધી મોટી ઉંમરનાં પુરાણાં વખતનાં ઝાડો સામસામી હારમાં ઉભાં રહીને મથાળે એકઠાં મલ્યાં હતાં, જેથી એક એવી તારોતાજગીભરી ઘટામાં થઇને મેહેલમાં જવાતું હતું કે જે મેહેલની રોણકમાં એક ઓર મજાહ વધારી આપતું હતું.

નીનાને હયાં ઘણું ગમ્યું. શેહેરની ધમાલ ને ધુમચકીથી ફારેગ થતાં આ એકલાં એકાંતમાં રેહવા ને એ બોહલી મીલકતોને લગતાં મેદાંનોમાં પાઉંપેઆદી એકલી રખડવા નિકળીને ગામડાંની તનદરોસ્ત આબો હવાનો લ્હાવો લેવામાં એ મનોહર સુંદરીને મોટી મોજ મલી: અને, એમ છતાં, હયાંજ એકલી પડતાં હવે તે માહાબુબને ઉચાઉચ ને અચબુચ તેના એક વારના વ્હાલા પૉલની યાદ બેવડા સંતાપ સાથે હૈયે ચઢી આવી. નહીં કે તે તેને આજતક કદી બી વીસારી શકી હતી—કંદી બી નહીં. એ તેનો એકજ ને એકલોજ પ્યાર હતો. તે પૉલને ખરાં જીગરથી ચાહતાં શીખી હતી, અને ફકત પોતાની પાક ઇજ્જતની પાસબાંનીની મતલબથીજ તેનાથી અત્યાર તક સદાની અલગ થઇ હતી. એટલામાટે હાલનાં આ તેનાં શાંત એકાંતમાં તે યાદ ફકત બેવડાં જોસથી તેની જવાંન છાતીમાં ખુટી આવી।

તે જો અત્યારે આ તેનાં સુખમાં ભાગ લેવા તેની બાજુમાં હતો તો ? શું તે જાણતો હશે ? તેણીના આ ભાગ્યોદયની એક સ્વપ્ના જેવી અજાયબ સ્થિતીથી શું તે આ આગમચ વાકેફ થઇ ચુકયો હશે ? તે શું ધારતો હશે ? તે જો તેની મોહરદાર થવાને છુટી હને તો તેના હાલના પૈસા ટકાનાં આ પ્રૌઢ સુખમાં તે એવા એક હદ વનાના પ્યારથી ચાહતા હેતવંતા ખાવીંદની ગોદમાં કેટલી બધી વધારે સુખી થઇ શકતે ?

પણ અફસોસ એજ ન હતો. જો તે પૉલની યાદને સાચી રેહવા હવે કદી બીજું ઘર ન કરે ને ફરીથી પરણેજ નહીં તો તેણીની પોતાની ફેજ શી થનાર હતી ? શું તેના કરોડો તેણીનાં મુવા બાદ સરકાર ખાય યા ફકત ધર્મદા આપી દેવાય ? તે નાવારેસનો હવે પછીનો વારેસ કોણ હતો ? તે જો બચ્ચાંના બુલંદ આશીરવાદથી બેનસીબજ મરી જાય તો તેના કરોડો ને કરોડોની મીલકતોની આયંદા કેવી અવ્યવસ્થા થાય ?

તેને “મા” થવા ગમતું હતું. એ તે તૃષ્ણા છે કે જે ચોકકસ ઉંમરે દરેક અબળાને થવીજ ઘટે, ને નીના જેવી એકના બાબમાં તો તે એક જરૂરયાત થઇ પડી હતી, એટલે એ અફસોસની આગમાં તે એવડી જલી ગઇ. તેનાં અયવાંનો બચ્ચાંઓના મીઠા અવાજોથી ગાજતાં વાજતાં થાય, ને તે પ્રિય મધુરાંઓ તેને “મમા” ના મીઠા હેતવંતા એલકાબોથી પુકારે તે સઘળું શ્રવણ કરવા તેના કાન સરબસર તરસતા થયા !

અને તે કેમ બને—તે જો પૉલનાજ હક ને પ્યારને સદા સાચી ને વફાદાર રહેવા માંગે તો કેમ બને ? તે પૉલના જેવા પ્યારથી બીજા કોઇને કદી ચાહતાં શીખીજ ન હતી ને ચાહી શકતીજ ન હતી, તો હવે એ બેનસીબીથી બચવાનો તેના કને બીજો ઇલાજજ શો હતો ?

“મારે પરણવુંજ જોઇશે,” તે એક સરદ હાય સાથે એકલી એકલી મનથી પટપટી. તેને એક ભરથારની જરૂરયાત કરતાં બી ફરજંદની નવાજીશની અગત ઘણાં વધારે મોટાં પ્રમાણમાં માલુમ પડી; અને તેમ હતું ત્યારે પરણવાની ઉમેદથી જોઇ શકાય એવા ફકત બેજ આસામીઓ તેની ઓળખાણપીછાણના ઓહળા વગવાલા વર્ગમાંથી તેની નજર સામે ખડા થઇ શકયા, જેમાં એક પેલો મેપલમૅકનો શાહજાદો અને બીજો લૉર્ડ આવાલૉન હતા. બંને ભરથાર તરીકે ઉમેદ કરવા જોગજ જવાંનો હતા, પણ એક હાથપર જેમ લૉર્ડ આવાલૉનની લોભી માતા એક સાસુ તરીકે નીનાને

ગમતી ન હતી, તેમ વળી, બીજા હાથપર, પ્રીન્સને પરણીને તો એક તદન પરાયા મુલકમાં સદા સુધીનું જઇ વસવાનું થાય તે પણ તેણીને માટે તેટલુંજ ફરાજી પેદા કરનારૂં થઇ પડતું હતું. વળી પ્રીન્સનો સ્વભાવ લગાર અદેખો વધારે હતો એ પણ તેને કબુલ નહિ રાખવાને એક વધારે મોતેબર કારણ થઇ પડતું હતું; અને ત્યારે એ બધા વિચારો કરી લેતાં સામટા સરવાલા પછી નીના પોતાનાં મન સાથે એમજ એકમત થઇ કે એ બેમાં લૉર્ડ આવાલૉનને કબુલ રાખવો એજ વધારે દુરઅંદેશ ને ડાહાપણભરેલું થઇ પડે એમ હતું,

અને ત્યારે વળી એક નવો સવાલ ઉભો ને બરપા થતો હતો! તેણીએ પોતાની પૉલ સાથે ગુજારેલી નિર્દોષ છતાં અપ્રમાણીક જીંદગીની કેફીયત પોતાના એ ભવિષના ભરથારને કહી દેવી ઘટારત હતી કે નહિ? એ એક નિર્ણય કરવાને માટે ઘણો જરૂરી સવાલ હતો. બનવાજોગ હતું કે એ વાતની માહીતી થતાં લૉર્ડ આવાલૉન તરતજ તેનાથી અલગ થઇ જાય, અને સામો વગર કારણે તેણીનો એ ભયંકાર ભેદ જાણી જાય? અથવા, જો બીજા હાથપર, કદી તે પોતાના હાલના મોટા પ્યારના બાએસથી મન મોટું કરીને તેને પરણે બી ખરો, તોપણ એમ કાંય નહિ બને કે વખત જતાં તે પ્યારનો જુસ્સો ઠંડો પડતાં તેનાં માનમાંથી તે જલદીજ પાછી ઉતરી જાય, ને તેનો મનઉતારો થતાં પોતે સદાની દુઃખી થઇ બેસે? વળી એ વાત સદંતર છુપાવીને પરણવાનું પણ તેટલુંજ જોખમભરેલું હતું. પાછલથી કોઇ બી એતેફાકનાં પરીણામમાં તેને એ વાતની માહીતી થતાં વધારે ગંભીર ખરાબીઓ નહિ થવા પાંમે તેની જામીનગીરીજ શી હતી?

ટુંકમાં, કાંઇ બી નક્કી સેવટ પર તરત ને તરત તે હાહડે નિર્દોષ નીના આવી શકી નહીં. તેને કાંઇ સમજજ પડયું નહીં, અને તેથી હાલ તો એ વાતનો ફેસલો અધુરોજ મુકી તેણીએ કામપર ચીત લગાડવાનું કરયું. ત્રણ ચાર દિવસોનો એકઠો થયલો ટપાલ તેણીનો ચઢી ગયો હતો, અને તે અસંખ્ય કાગળો તેણીએ વાંચીને તે માંહેલા જરૂરી હોય તેના જવાબો લખવાના હતા, જે એકલે હાથે હાલમાં કરવાનું હોવાથી ખરેખર મોટું ને ઘણી રોકાંણનું કામ થઇ પડયું. લંડનમાં તો તેને લેડી હારઉડની મદદ મલતી હતી, અને તેથી એ કામ ત્યાં ઘણું આસાનીથી આટોપી લેવાતું હતું, પણ હયાં તો તે એકલીજ હતી.

એમ છતાં તેને લાંબો વખત એ કંટાળાનું કામ કરવા ગમ્યું નહીં. એક વારસ ફરજંદની ઉમીદની તુષ્ણા થવા પછી જાણે તેનું ચીતજ ચોરાઇ ગયું હતું, અને તેથી જલ્દીજ તે એ કામથી કંટાળી, ઘણુંાંખરાં જમા થયલાં કાગળોનો ઢગલો ઉખેડયા કે વાંચ્યા વગરનો એમનો એમ પડતો મેલી, ઉઠીને પાધરી અગાસી પર ગઇ.

ત્યાં હવા ઘણીજ ખુશનુમા હતી. ઠંડીના દિવસો હોવાથી સુર્યાસ્ત ઘણો નજીકમાં થઇ જનાર હતો, અને સમીસાંજની આમદ પુકારવા મોટાં મોટાં ઝાડો પરંદાંઓથી જીવતાં બની તમામ કલ્લાહોર કરી રહયાં હતાં. વળી, બીજા હાથપર, નીનાની વિશાલ વાડીનાં ખુશબોદાર પુષ્પો ચોપાસ એક મીઠો બેહેકબેહેકાત ફેલાવી રહયાં હતાં, ને એ બધી સુંદરતાને શોભા આપે એવી તે સુંદરી પોતે—નીના—પોતાના મેહેલના મોટા ઝરૂખામાં આવી એ સઘળો દીલ બેહેલાવનારો મામલો ઘણી મોજથી જોતી ઉભી હતી.

અને તેવામાં તેણીએ જોયું કે કોઇ સાઇકલીસ્ટ જવાંન તેની બાઇક પર તેના કંપાઉંડમાં ગબડી આવતો હતો. એ કોણ ?

નીનાને એ ઝાઝું ગમ્યું નહીં. તે એકાંત સાંધતી ને એકાંત સોહોધતીજ અત્રે ફકત ગઈ કાલે તો હજી આવી, ને એટલામાં એ કોણ હતો કે જે તેને તેની એ મનહર શાંતી વચ્ચે હરકત કરતો અત્રે આવવાની એમ સરકથી કરી રહયો હતો ?

પણ નીનાએ તે નજીક આવતાં જોયું કે તે તો પેલો ભલો જવાંન અર્લ ઑફ આવાલોન હતો, અને ત્યારે તેને જોતાં ને ઓળખતાં તેના ગોરા ગાલો પર એકદમ રતાશ ધસી આવ્યો. તે સમજીજ ન શકી કે એ જવાંનનું આવવું તેણીને પ્રિય લગતું હતું કે અપ્રિય ?

લોર્ડ આવાલોને બી તેને ઉંચી નજર કરીને તે અગાસીમાં બિરાજમાન ઉભેલી જોઇ, અને તે ઘણા મીઠાસથી હસ્યો. એકજ પલ, અને બીજી પલે તો નિચલા વરંડાના એક મોટા થાંભલાને પોતાની બાઇક ટેકાવી તે જવાંન લોર્ડ કુદકે ભુસકે ઉપર તે નાજનીન જ્યાં હતી ત્યાં ઉલટમંદ ધસી આવ્યો.

# પ્રકરણ ૬૦ મું.

"હું તમોને કંટાલો તો નથી આપતોની, નીના ?" આવતાં સાથે શેકહેન્ડમાં ઘણા મીઠાસથી નીનાએ લાંબો કરેલો હાથ તેટલાંજ હેત સાથે પોતાના હાથમાં પકડી તે જવાંન લોર્ડે શંકાશીલ પુછ્યું; "તમો એકલાંજ હશો એમ ખ્યાલ થતાં આજે રાત્રે આવીને તમને મલવાની મારી ઉલટ અને ઉમેદ ઘણું બી મન મારવા છતાં હું મુતલગ રોકી શકયો નહીં."

"તમે ભલે આવ્યા," નીનાએ ધીમે સ્હાદે હસીને કહયું;—અને ત્યારે બી તેના ચુગલીખોર રોખસારો બજીદ હઠીલાઇથી તેમનો રતાસ છોડતા ન હતા! "તમે આવ્યા તે મને ગમ્યું—જોકે હું અત્રે એકલી હતી તેથી જરા બી મને "ડલ" લાગ્યું નથી. હવે આવતી કાલે તો મારા વડા ગેમકીપર સાથે હું મારી ન્હાની બંદુક લઇને એકલી એકલી શીકારે નિકળી પડવાનો વિચાર રાખતી હતી."

"ત્યારે તો મને બી સાથે આવવાની રજા આપજો," લોર્ડ આવાલોને લગભગ કાકલુદી સાથે માંગી લીધું. "હું કદાપી તમને તમારી રાઇફલનો ઉપયોગ વધતી આસાનીથી શીખવી ને બતાવી શકશ."

"મને તે ગમશે," નીનાએ નિચી નજરે કહયું; "પણ તમો શું હાલ અત્રે કેથે રહી જવાના છેઓ ?"

"હા, જો તમારી માયાલુ રજા હોય તો, " લોર્ડ આવાલોને ઉલટમંદ જવાબ કરયો.

"ત્યારે તો હવે રાત્રે જમીનેજ જજો," નીનાએ ઇજન કરયું—અને તે તો દરદીને ભાવતું હતું એવુંજ વૈદે ફરમાવ્યું! લોર્ડ આવાલોનને તો જાંણે ખોદાયજીજ પાયા.

અને પછી વાતચીતનું ગાડું તે બંને એકલાં પડેલાંઓ વચ્ચે એવી આસાનીથી ગબડયું કે રાત્રે જમીને પોતાના ઉતારાનાં મથકપર જવા આગમચ ફરી એક વારતે ચાહતો લોર્ડ સુંદર નીનાના પવિત્ર હાથ માટેની પોતાની માનીતી ઉમીદવારી રજુ કરવાથી બાકાત રહી શકયો નહીં. તેણે ઘણીજ ઓરખ્વાહીથી તે સવાલ પુરતી કાકલુદી વચ્ચે પાછો ને પાછો રજુ કરયો, અને ત્યારે ધ્રુજતી ધપકતી નીનાએ શો જવાબ કરયો ?

"લૉર્ડ આવાલોન, એ સવાલ ઘણો અગતનો છે," તેણીએ નીચી

નજરે ને ધીમે સ્વરે કહ્યું, "ને તેનો ફેસલો એક ઉતાવલા જવાબથી થઇ શકે એમ નથી. એ તો જન્મભરની પાલ બાંધવાનો સોદો છે!"—અને, એમ છતાં, તે આ બોલતી હતી ત્યારે તેણીનો મીઠો હલક ઉશ્કેરણીઓના બાએસથી થરથર ધ્રુજતો હતો, ને આંખો જાણે ગુમીજ પડી હતી! "તમો શું કરવા મારા જેવી એકનો ખ્યાલ દીલથી દૂર કરતા નથી? મારા કરતાં તમારા હાથને અનેક મરતબા વધારે લાયક તમો આંખ ઉઠાવીને જોશો તો તમારી આસપાસનાં ઉમરાવી સરકલમાં તમને ઘણી મલશે."

"અને તમો પોતે શું પરણવાનાંજ નથી?"

"હું તો ધારૂંછ કે નહીં," નીનાએ હસીને કહયું.

"નહીંજ?"

"નહી," નીનાએ પાછું કહયું.

"હું તો માનતો નથી," લોર્ડ આવાલોને જોસથી કહયું. "હું જોઉંછ કે તમો પ્યારને વશ કરી શકો તે કરતાં પ્યાર પોતે તમને વધતાં વહેલાં વશ કરેછ ને જીતેછ, તો પછી, નીની, વ્હાલી નીની, તમો શું મને કબુલ કરવા તમારાં મનને નહીંજ સમજાવી શકશો?"

નીનાની છાતી આ જોરાવર અપીલથી ધ્રુજી આવી.

"વ્હાલા લૉર્ડ આવાલોન," તેણીએ એમ છતાં જરા વારે પોતાની હીંમત ને લાગણીપર પાછો કાબુ મેલવી લેતાં કહયું, "જો તમો હમણાંજ દબાંણ કરી મારા કને એ સવાલનો ફેસલો માંગશો તો મને લાગેછ કે મારે નાજ કેહેવી જોઇશે; પણ જો તમો થોભી શકો તો એ વાતનો મારો સેવટનો જવાબ આપી શકવા માટે હું હજી એક મહીનાની મેહેતલ માંગી લેઉંછ. હું તમને હાલ તો હજી મુતલગ ચાહતી નથી ને ચાહવાના ઢોંગ કરી શકતી નથી, પણ હું એ એક મહીનાનાં દરમ્યાંનમાં તમને ચાહતાં શીખવાની કોશેશ કરશ, અને જો હું એક મહીના બાદ હા કહી શકશ તો ખુશીની સાથે હા કેહેવશ."

અને લોર્ડ આવાલોને લખ્ખો ખુશીથી આ સધ્યારો મનાવનારો જવાબ ગણીમત જાંણ્યો. તે હર્ષઘેલો થયો. તે ખુશીમાં બીલકુલ જાણે ગરક ગયો.

એથી વળી થયું એમ કે તે બંને વચ્ચે સખ્ત નીતીનો તોપણ પુરતો એખલાસ એકદમ બરપા થયો, અને પરાયાંપણાંનો આંકોશ અથવા અંતર ઘણી હદ સુધી આપસી મેલે દુર થઇ ગયો. એથી લોર્ડ આવાલોન હવે તેજ તરફ ધામો નાખી થરીથામ થર પડયો, ને આખો દાહડો નીનાની સુખભરી કંપનીમાં ગુજારી ફક્ત રાત્રેજ પોતાના ઉતારાનાં મચકુપર સુવા જવા અલગ થતો હતો.

એમ થવાથી તે હાલમાં બીજેજ દિવસથી જાંણે નીનાનો "પ્રાઇવેટ સેક્રેટરી" થઇ તેનાં પેલાં કાગળપતરોના જવાબ કરવાનાં થાકવી નાંખનારાં કામમાં તેને મદદ થતો થયો. તેઓ સાંમસામે ટેબલ પર ટપાલનો કોથલો લઇ બેઠાં હતાં, અને કાંઇક "પરસનલ" જેવાં કાગળો નીના પોતેજ ખોલતી ને વાંચતી, જ્યારે બીજાં ઘણાંખરાં કાગળો લોર્ડ આવલોન ઉઘાડતો, વાંચતો, ને ટુંકમા તેની તપસીલ નીનાને સમજાવી જે જવાબ કરવા જેવાં ન હોય તે કચરાની ટોપલીને સપુર્દ કરતો.

એ કાગળોમાં ઘણાંખરાં તો ધર્માદા મદદ માંગવાનાંજ હતાં. નીનાએ અત્યાર તકમાં પોતાપર ગુજરેલું યાદ કરી ગરીબીમાં સાહય થવાને હજારો પાઉંડ કાઢી આપ્યા હતા, ને તે વાત જાહેર થતી રેહવાથી ખરાં મોહતાજ હાજતમંદો અને ઢોંગી ધુતારાંઓની કાકલુદીના ઢગનાઢગ રોજના તેનાપર લખાઇ આવતા રહયા હતા, જે પર લોર્ડ આવલોને હસીને નીનાનું ધ્યાંન ખેંચ્યું.

"એ ઘણું સંભાળજો, લોર્ડ આવાલોન," નીનાએ લગભગ કાકલુદીથી રડી દઇને માંગી લીધું: "ખુદાનું મારી પાસે આપેલું બેશુમાર બિસ્યાર છે, માટે કોઇ એક ખરૂં મોહતાજ નામુરાદ રહી જવા પાંમે તે કરતાં પાંચ ઠગારાં ભલે મને ધુતી લે. કોઇ બી અરજી રદ કરીને કચરામાં કાહડી નાખવા પેહલાં ઘણીજ પુરતી તેહકીક કરવાનો મારો સ્વભાવ ને ધારો છે."

તે જવાંન અર્લે એ હેતુ ઘણો વખાંણ્યો, અને જે અરજી તે રદ કરતો તેનું ખોટાઇ ને પોલાંણુ તે આયના પેરે પ્રગટ કરી નીનાને બતાવતો અને ત્યારે નીનાને બેવડાં જોરથી લાગ્યું કે એવા એક સલ્લાહકારની, એક ભરથારના હકની બાંહેધરી ને ઓથ સાથ, ખરેખર તેણીના જેવી એક એકલી અનાથને કેટલી બધી જરૂર હતી!

વળી એ કાગળોમાં કેટલાંક તો એવાં બી હતાં કે જે ખરેખરી દીલસોજીજ ઉશ્કેરી શકે. એક નમુના તરીકે લોર્ડ આવાલોને નીનાને સંભળાવેલું એક કાગળ અત્રે રજુ કરી શકાશે. તે એક તેર વરસની ગરીબ બાળકી તરફનું હતું. તે આ મુજબ હતું:—

"તમો બાઇ સાહેબે આંધળાં બેહેરાંની સ્કુલને મદદ થવા એક હજાર પાઉંડની મોટી નાદર રકમ એકદમ ભરી આપી તે પેપરમાં વાંચવાથી આએ વિનંતી હું તમોને લખી વાલવાની ને તમારી દયા માંગી લેવાની હીંમત કરૂંછ. મારી ઉંમર ૧૩ વરસની છે. ને મને આગલ શીખવા ઘણું ગમેછ, પણ મારાં ગરીબ વિધવા માએજીની મુતલગ ગુંજાસ નથી. તેવણુ બાચારાં અમો બેઉનો ગુજારોજ મુશ્કીલથી કરી શકેછ તો હું હાઇ સ્કુલમાં ત્રાન્સફર થઇછ તેની ફી ક્યાંથી ભરી શકે? ને ત્યાં ફી વગર કોઇને દાખલ કરવાનો ધારો નથી. હું ફક્ત પગે લાગીને, એટલાવાસ્તે, તમારી પાસે એ મારી સ્કુલની ફીના પૈસા માંગુંછ. હું લોઅર સ્કુલમાં હંમેશ મારા કલાસોમાં ફર્સ્ત હતી તે તમો મારાં વડાં શિક્ષકને પુછાવીને ખાત્રી કરી શકશો. મારી સારી ચાલની બી તેવણુજ તમો બાઇ સાહેબને દરેક ખાત્રી આપશે. હું મારી સ્કુલનું ને શિક્ષકનાં નામ ઠામનું કવર અત્રે જુદું બીડું છું.

"મેં આય મારાં કાગળ બાબે હજી મારાં ગરીબ માતાજીને કશુંજ કહ્યું નથી, પણ જો તમો મેહેરબાંન આએ મારી અરજ મંજુર કરશો તો હું તરતજ તેવણુને તમારી ભલાઇની વાત કેહેવશ, ને હું આગળ શીખી શકશ ને શીખીને મારો ને મારાં ગરીબ વિધવા માતાનો આબરૂ ઇજજતથી ગુજારો કરી શકશ તો અમો બંને મરશું ત્યાં તક તમો બાઇ સાહેબની એ યાદગાર ભલાઇ માટે તમારા હકમાં રોજ હજારો રૂડી દુઆ માંગીશું."

"એ કાગળ મને આપો, લોર્ડ આવાલોન," નીનાએ મજકુર દયાની કાકલુદી સાંભળતાં દયાથી લગભગ પોતે રડી દઇને કહ્યું. "એ છોકરી ને તેની મુફલીસ માયને હું મારી સંભાલ હેઠલ લેવા માંગુછ."

અને લાં લોર્ડ આવાલોને બીજાં કેટલાંક કાગળો વાંચવા માંડયાં, કે જે અરસામાં નીનાના હાથમાં એક "પરસનલ" કાગળ આવી ગયું, ને તે હરફ જોતાં ને પીછાંણતાં ચોંકીને તેણીએ તે ધ્રુજતા હાથે ઉઘાડયું.

ને વાંચ્યું. તે ઉપર સારાં કે માઠાં નસીબે લોર્ડ આવાલોનનું મુતલગ લક્ષ ખેંચાયું નહીં. તે તો પોતાનું ટાહેલું તત્રાણું વાંચ્યોજ ગયો, ને અંતે નીનાના હુંકારાઓ કે જવાબોની ગેરહાજરીથી તાજુબ થતાં તેણે પોતાનું માથું ઉંચકી નીના બણી જોયું તો તેનું પોતાનું જીગર તે જોતાં સાથ એકદમ કરમાઇ ગયું !

તે સઘળો મામલો એક લેહેજામાં સમજી ગયો. એ શું થઇ ગયું હતું ? તેણીની આંખો તે કાગળ વાંચતાં જાંણે નિકળીજ પડતી હતી ! તે પોતાની આસપાસ માટે જાંણે સુની બેહેરી ને હવેરી બ્હાવરી બનેલી તે દસ્તાવેજ તમામ એકાગ્ર ચીતે વાંચતી બેઠી હતી. તે પોતે તો તેણે જોયું કે તેણીના વિચારોની છેક આરપાર અલગ ઉતરી ગયો હતો.

દેખીતો તો તે એક પ્યારનો પેગામ હતો, જે પુરવાર કરતું હતું કે આ આગમચ તેણીએ ભેદ ખોલીને તેને કદી કહયું ન હતું, પણ તે કોઇ જવાંનને છુપા પ્યારથી ચાહતી હતી, ને તેનોજ આ કોઇ લેખીત પુરાવો હાલમાં નહીં ધારેલો રજુ થયો ને આવી લાગ્યો હતો !

અને લોર્ડ આવાલોન જયારે દર્દમંદ દીલે ને અસહય નાઉમેદી વચ્ચે તે સુંદરીને.એ મુજબ વાંચતી જોતો ને ટીકટો બેઠો હતો ત્યારે તે પોતે શું વાંચતી હતી? તે વાંચતી હતી તે કાગળ આ રહયો : —

"હોટેલ મેટ્રોપોલ,"

તા૦ ૧૦ મી નવેંબર.

"મારી સદાની વ્હાલી ને મીઠી નીની—

"હું આઉછ. વરસોની મારી માનીતી ઉમીદ અને બંદગીને દાદારે અંતે પોતાની પાક મંજુરી આપી છે, ને હું તને એક હકદાર ને સાચાં લગનથી સદાની મારી કરવા હવે આવી લાગનાર છેઉ તું માનશે નહીં, પણ મારી આગલી પરણેતર એક ટુંક બીમારી પછી અંતે સ્વરગવાસ પામી છે, ને તે વાતની સચ્ચાઈની ખાત્રીમાં તેણીનાં મોહોતની સતાવાર સરટીફીકેટ હું તું વાહલીને અત્રે બીડું છું.

"હું એ મોહોતથી દીલગીર નથીં ને દીલગીર થવાના જુઠા ઢોંગ બી કરવા ચાહતો નથી. એ એક અરસપરસની અતી નાપસંદ જુસરી હતી, કે જેમાંથી અમો બે માંહેલાં એકનાં મોહોત વના છુટકજ ન હતો. એટલામાટે એ બિચારીનાં મરવાથી મારાં એકજ મોટાં સુખનો માર્ગ મોકલો થયો છે, ને હું તેથી ખુદાના કરોડો શુકર અદા કરૂં છું.

"ત્હારી નેકી ને ખરી ભલાઇ હું જાણું છું, ને તેથી મારી ખાત્રી છે કે તું જાણીને ખુશીજ થશે કે એ મારી મરનારની સેવટની ઘડીએ તેનાં મોહોતનાં બિછાણાંની બાજુમાં હું હાજર હતો. હું તેના મરવાથી દીલગીર નથી, પણ તેને જીવાડવાને એક ઇન્સાન તરીકે તેની એ છેલ્લી ઘડીઓમાં મારૂં બનતું કરવામાં મેં કશી ગફલત કે બખીલાઇ થવા દીધી નથી. મેં તેને જાણીબુજીને મરવા દીધી નથી—અલબત્તકે તેનાં મોહોતથી હું સુખી થનાર હતો એમ જાણવા છતાં તેને જીવાડવા ને બચાવા મેં મારી પાક ફરજ જાણી બધું ને બનતું કરયું છે એ મારા સાચાં દીલના એકરારથી તું વ્હાલી ખચ્ચીતકરીને રાજીજ થશે એવી મને ખાત્રી છે.

"અને હવે, મારી વ્હાલી, જે સુખની મને આદમીની અદાલતે અત્યારતક મના ફરમાવી હતી તે સુખ માટે દાદારની દરઘાહથી મને બાહાલી મલી ચુકી છે. મને તાહરા પોતાના પ્યાર માટે ઘણો વિશ્વાસ છે. તાહરી નેકીએજ મને મારી ચાલચલણમાં તમામ સદગુણી ને શુદ્ધ બનાવેલો છે, ને તેથી તે નેકીએ તને મારે વાસ્તેના પ્યારમાં અત્યારતક સાચી, સાબુતકદમ ને ઓસ્તવાર રાખેલી હોવીજ જોઇએ એમ હું જરા બી સંદેહ વના પુરતા વિશ્વાસ સાથે માની શકું છું. એટલાવાસ્તે પુર હીંમત સાથે હવે મારી દાવાદારી સમેત તાહરી રૂબરૂ ચંદરોઝમાં હું હાજર થનાર છેઉં. જો સ્ટીમર તૈયાર નહીં હશે તો હું એક આગવી સ્ટીમર ચારટર કરીને બી એ ચાર દિવસમાં અત્રેથી નીકળી પડશ, કેમજે હવે વાર મારાથી વેઠાતી નથી, અને એકેક દિવસ મારે સારૂ એક જમાના જેવો જાલીમ ને કાતીલ છે.

"હું વરસોથી અલગ રહયો છું, કેમજે પાછળથી ત્હારી નેકીનો હું પરસ્તાર થયો છું, ને તાહરાં દીલનાં પવિત્ર પ્રમાણિકપણાંની સાંમે થવા હું મારાં મનને સમજાવી શકયો નથી.—અને અરે, તે નેકી આયંદા ખુદાને બારથી કેવી બુલંદ નવાજીશ પામી છે તેનો ખ્યાલ કરતાં ખુશીમાં મારો જીવ બાગબાગ થઇ જાય છે. હું તુને મારા પૈસાથી સુખી કરનાર હતો, પણ તેમ કરી શકું તે આગમચ તે દયાલુ ખાવંદે તને તારા પોતાનાંજ એવાં બીસ્યારથી નવાજી છે કે તું આંખાં ઈંગ્લાંડની સોસાયટીની એક શાહાનશાહબાનું પેઠે ઓધારમોધાર થતી હશે એમ હું ખરાં દીલથી માની શકું છું. ખુદા હવે તો આપણને જલદીજ મેલવે ને એકઠાં કરે એ દીલોજાન દુવા કરતો,

ત્હારો વાહલો પૉલ."

## પ્રકરણ ૬૧ મું.

આ તે દસ્તાવેજ હતો કે જે નીના, આસપાસની તમામ દુન્યાદારી વીસારી આપી, એક ચીતે વાંચતી બેઠી હતી. અને જે અજબ દેખાવ કરમાતાં જીગરે, ઉપર કહયું તેમ, જવાંન લોર્ડ આવાલોન જોતો ને ટીકતો બેઠો હતો. તે પોતાની પાસેની એક પેપરનાઇફ સાથે ધ્યાંનબેધ્યાન રમ્યા કરતો હતો, અને તેવામાં નીનાએ તે કાગળ ઘડી વાલીને પોતાના સ્કર્ટના ખીસાને સપુર્દ કરયું, અને પછી ઉભી થતાં ઘણીજ માયાથી બોલી, "ભલા લૉર્ડ આવાલોન, આએ કાગળ કેથું ત્રણ ચાર દાહડાનુ મારા ટપાલમાં પડી રહેલું આજેજ મારૂં ધ્યાન ખેંચી શકયું એ મારી ખરાં દીલની દીલગીરી છે. હું ચાહુંછ કે મેં આ આગમચ એ જોયું ને વાંચ્યું હતે, કે જેથી ગઇ રાત્રે જયારે આપણે આપણાં ભવિષ્યની વાત કરી, ને મેં એક મહીનાની મેહેતલ માંગવા જેવી તમોને ઉમીદ આપવાની શરમભરેલી ગફલત કરી તેવું કશું બનવા પાંમતેજ નહીં. મને તમો માંફ કરી શકશો? મારી પર ગુસ્સે થતા ના, ને હવે પછીથી સદા મારા દોસ્ત બલ્કે ભાઇ થવાનુંજ મને ઉદાર દીલથી પ્રૉમીસ કરજો. તમારાં મનની મોટાઇમાં હું ઘણો માનવાવાલી છેઉ."

તે લોર્ડે કશો જવાબ દીધો નહીં. થોડા વધતા ખુલાસાની આરજુમાં હજી બી તે ચુપજ રહયો.

"હું તમોથી છુપાવી શકતી નથી ને હવે છુપાવા માંગતી બી નથી," નીનાએ ધીમે સાહદે જારી રાખ્યું: "હું તમોને મલવા આગમચ એક વાહલા જવાંનને ચાહતાં શીખી હતી, અને અમો એક સંજોગનાં પરીણામમાં છુટાં પડી ગયાં હતાં; પણ હાલ હવે ખુદાની દયાથી અમો સદાનાં પાછાં એક થનાર છીએ. અને તેથી તમો તરફથી હું બધી ભલી દુઆઓનીજ ખાત્રી રાખશ."

"હું મારી સરજતને ત્યારે તાબે છું, મીસ ચૅસ્ટર—નીના," પોતાની દીલગીરી એક જેહમતથી પોતાનાં દીલમાં દબાવતાં લૉર્ડ આવાલોને પુરતી સભ્યતા સાથે જવાબ કરયો. "તમોને જોયાં ને જોયાં હું ફીદા થયો હતો, પણ જો એ સુખની મને ખુદાને બારથી મનાઇ છે તો હું મારી એ સરજતને તાબે છેઉ, ને મારી લાગણીઓને આજથી જીતવાની હું કોશેશ કરસ. હું આજ પછી સદા તમારો ભાઇ છેઉ."—અને તે ભલા

જવાંને એમ કેહતાં હેતથી લંબાવેલો હાથ નીનાએ તરત પોતાના હાથમાં લીધો, ને તે ઉપર ઘણી લાગણી સાથે, ફરી બી આનાકાની વગર, એક બોસો લીધો, એટલે બીજીજ પલે પોતાની ટોપી લઇ તે ત્યાંથી ચાલતો થયો, ને પોતાની બાઇકપર ગબડતો તરતજ નીનાની નજરે પડતો બી ગુમ થઇ ગયો!

નીનાએ તેને રોકયો નહીં. તેણીએ ખામુખા ગુપચુપ તેને જવાજ દીધો. તે પોતાની લાગણીઓને જીતી શકે ત્યાં તક તે વાહલો જવાંન એ ઝાસમે તેનાથી અલગ થઇ જાય એ ઘણું ચાહવા જોગ ને જરૂરનું હતું, અને તેથી નીનાએ પણ તેને હાલ તો ખુશીની સાથે રૂખસદ આપી જવાજ દીધો.

અને તે પછી તે સુંદરી પોતાના ખુશીના ખાબ વચ્ચે તદન એકલી પડી. દાદારે તેની અંતે દયાથી દાદ લીધી હતી, અને તે હવે ચાહવું યઝદાનનું તો એકસ કે નાવારેસ મરનાર નહીં હતી. પૉલમાંજ તેણીએ પોતાનો પવિત્ર જીવ તમામ ભરી મેલ્યો હતો, ને તેજ હવે સદાની તેને પોતાની હકદાર બનાવા તેની ગોદમાં દોડી આવનાર હતો!

તેણીએ તરત "લેકસીંગટન હાઉસ" ખાતે પાછી ફરવાની તૈયારીઓ કરવાનો પોતાની "મેડ"ને હુકમ આપ્યો, ને તે સાંભળતાં તે તેમજ નોકર નફરોનો આખો ઘરખટલો અતી ઘણો અજબ થઇ ગયો. તે આવી શું ને પાછી જતી શું હતી? તેઓને કાંઇ સમજ પડયું નહીં, પણ સુંદર નીનાના તેજસ્વિ, ઉલટમંદ ને ખુશાલીથી ખીલી નિકળેલા ચેહરાથી કોઇને બી જોઇ લઇને અનુમાન કરી લેવાનું કેવળ સેહેલ હતું કે તેની જીંદગીમાં કાંઇ બી યાદગાર ફેરફાર થનાર હતો, જેનાં પરીણામમાંજ હાલમાં ઉચાઉચ ને અચણુચ "મેરયટ કાસલ" માંથી એ મુજબ પોતાના "લેક્સીંગટન હાઉસ" વાલા લંડનના મેહેલમાં પાછી ફરતી હતી.

* * * *

લેડી હારઉડ ઘણી અજબ થઇ.-નીના "મેરયટ કાસલ"માં હવાફેર અને મગજની શાંતી માટે ગઇ શું ને એટલા વારમાં વળી પાછી ફરી શું? તેણીને નીના તરફથી એક તાર મલ્યો હતો, જેમાં તે અચણુચ "લૅકસીંગટન હાઉસ" ખાતે પાંછી ફરવાની ખબર લખતી હતી, અને તેથી તે ઉમરાવ બાંનુ ઘણી તાજુબ થઇ. તે, એમ છતાં, ઉમ્મરે પોંહચેલી

અને જમાનાની ખાધેલી હતી, એટલે બે ને બેનો સરવાળો મેળવીને ચાર ઉપજાવી લેતાં તેને ઝાઝું મુશ્કેલ થયું નહિ. તેણીને ખબર થઇ ચુકી હતી કે ગઈ ર્‌હાંજે કાઇ એક દેખીતો ઘણો શ્રીમંત જવાંન નીના માટેની પરપુછ કરતો, ઘણોજ આતુર અને ઉલટમંદ, લેકસીંગટન હાઉસમાં આવી ગયો હતો, અને જો નીનાનાં પાછાં ફરવાનાં બાતેનમાં એજ વાતનો ભેદ સમાયલો હોય તો એમ કાંય નહિ હોય કે તે નીનાનો કોઇ ભવિશનો ખરીદદારજ આવ્યો હોય, કે જેને આ આગમચ નીના કબુલ થઈ ચુકી હોય? તે કોઈ અમેરીકન ગ્રહસ્થ હતો એમ તેણીને કેહવામાં આવ્યું હતું, અને તેજ જો તેણીનાં એ અનુમાનનો ભેદ હોય તો ઓર બી તે અનુમાનને જાસ્તીજ મજબુતી મળતી જણાતી હતી.

તે ર્‌હાંજે પ્રીન્સ ઑફ મેપલબૅક લેડી હારઉડને મળવા આવ્યો. તે તેણીની સાથેજ તેને બંગલે એ બપોરે લંચ લેનાર હતો. તે હજી એ અહિંજ હતો. નીનાની મનોહર મુરતની મોહીની તેને એટલી મજબુત હતી કે હજી પોતાને સ્વદેશ પાછો ફરવાને તે મન કરી શકતો ન હતો; અને લેડી હારઉડ મારફતે પોતાની એ મતલબ પાર પાડી લેવા તે ખાસ-કરીને ખંતી હોવાથી તે ઘણોક વખતથી એ ઉમરાવ બાંનુની અતીઘણી ખુશામદ કરતો રહયો હતો.

"તમે માનતા નથી, મારા વ્હાલા પ્રીન્સ," જમ્યા પછીથી પ્રીન્સે પોતાની કાકલુદી પાછી રજુ કરી એટલે તેના જવાબમાં તે ઉમરાવજાદીએ કહયું; "તમે માનતા નથી કે એ વાતમાં એ છોકરીપર મારૂં કશુંજ ચલણ નથી? જો હું એને દબાણ કરીને એ વાત કહયા કરશ તો ખચ્ચીત એનાં મનમાં કદાપી એમ આવી જશે કે હું તમારી તરફથી એ વાતના સંબંધમાં કાંઇ મોટી લાંચ રૂસવત ખાતી હોવશ!"

"હું જાણું છ કે કશી બી રીતે તમોને પૈસાની મોહતાજી કે પરવાહ નથી, લેડી હારઉડ, પણ જો મને રજા આપો તો તમો મારૂં એ કારજ કરી આપો તેના બદલામાં હું પચીસ હજાર પાઉંડનો એક ચૅક અત્તર ઘડી તમોને ભરી આપવા તૈયાર છેઉં," તે પ્રીન્સે ઓજરખ્વાહીથી કહ્યું.

લેડી હારઉડ મોટે ર્‌હાદે હસી પડી.

"તમારી નજદીક એ ચાર લાખ રૂપિઆ બક્ષેશ આપી દેવાની ઉદાર માંગણી ઘણી લલચાવનારી તો છે, પ્રીન્સ, પણ દીલગીરી એ છે

કે હું કોઇ બાહુતી કારજ કરનારી નથી; અને હોઉં તોબી મને બીહીક લાગેછ કે હું આએ વાતમાં તો કશુંજ કરી શકતે નહિ," લેડી હારઉડે જવાબ કરયો. " મેં એ છોકરીને અનેક મરતબા હરતરેહ કસોટી પર કસી જોવલી છે, અને મને તો લાગેછ કે એનું આએ તરફ કેઠે કશું દીલજ નથી."

" ત્યારે ?"

" હું હજી હમણાં તમોને કાંઇજ ખાતરીપુર્વક કહી શકતી નથી, પણ મને લાગેછ કે આઠ પંદર દહાડા પછી એ છોકરીનું દીલ બીજે કંઠે છે કે નહી તેની નક્કી બાતમી મેળવીને હું તમોને ચોકકસ રીપોર્ટ કરી શકશ ખરી "—અને નીના બીજાને ચાહતી હતી એવો એક સંદેહ માત્ર પણ બરપા થતાં અદેખા પ્રીન્સનું દીલ બલી જલીને કોયલો થયું !

બીજી સહવારે સાડા નવ વાગે નીના " લૅકસીંગટન હાઉસ "માં આવી લાગી, અને લેડી હારઉડ કે જે તે વખતે તેણીને મળવા " લૅક-સીંગટન હાઉસ "માં હાજર હતી તે નીનાને જોતાં સાથે વધતી ખાત્રીપુર્વક પોતાનાં અનુમાનનાં ખરાંપણાંને એકદમ પોંહચી શકી. તેણીએ જોઇ લીધું કે સુંદર નીનાનો ચેહરો કોઈ હદ વગરની ઉસ્કેરણી હેઠળ હાલમાં અતી ઘણો સુંદર અને ગોલાબી થઇ ગયો હતો. તેણીની આંખમાં એક ચોકકસ જાતની ઉલટની રોશણી ચળકતી ખુલ્લી નજરે આવતી હતી, અને તેણીની દરેક હીલચાલો આંગમાં ઓખાર હોય તે રવેસે ઉસ્કેરાયલી હતી. ખરેખર તો તેણીએ જે ઘરડી ઉમરાવજાદીને કીસ લીધી તે કીસમાં વધીક ઉસ્કે-રણીનું તત્વ હતું, અને કોઇ અત્યાર તક ઉંઘમાં પડેલી ઉમેદ તેણીની જવાંન છાતીમાં એકદમ જાગીને જોસ્સ સમેત ઝબકી ઉઠી એવોજ સઘળો મામલો દેખાતો હતો !

" શું છે, નીની ડીયર ?" તે ડોસીએ એ ઉપરથી હસીને પુછયું; મને તો કાંઇ નવું જુનું થયલું લાગેછ ? એકાએક " મેરયટ કાસલ "માંથી કાંય પાછી આવતી રેહી,. દીકરા ?"

નીના એોશકથી વધતી લાલ થઇ.

" જોરે જો, તું કેટલી બધી ખુબસુરત દેખાયછ, છોકરી ?" તે લેડીશીપે કહયું; " ગરીબ બિચારો મેપલબેક ! તે જો આજે હમણાં તુંને જોવા પામે કની, નીની, તો હું ધારૂંછ જે તારે વાસ્તેની તેની હદબાહેર

શીહાગીરી વચ્ચે તેનું માથુંજ તેનાં ધડપરથી નીકળી પડીને જુદું થઇ જાય!"

"તે હજી અહિંજ છે શું?" નીનાએ ધીમે સ્વરે પુછયું.

"હા રે, ગઇ કાલે મેં લંચપર તેડયો તો," લેડી હારઉડે કહયું, "અને ત્યારે બી હારે વાસ્તે વચ્ચે પડવાની મને કાકલુદીઓ કરીને બધું મારૂં માથું ભેજું ખાઇ ગયો!"

"હવે નહિ ખાશે," નીનાએ તે મા જેવી મેહરબાનનાં ગલાંમાં હેતથી હાથ નાંખીને કાંઇક નીરાંતની શાંતીથી કહયું: "હવે હું પરણી જવશ એટલે એ બધાઓના ધુજારાની ધધુખર બી પુરી થઇ જશે."

"ખરેખર?" લેડી હારઉડે ખુશાલીથી કહયું; "હું તો ધારતીતીજ. અને તો હારો તાર આવ્યો ને આવ્યો એમ લાગતુંતુંજ; પણ એ કોણ નસીબ પુંજીને આવેલો ભાગ્યશાલી જવાંન છે, ડીઅર?"

"તેનું નામ મી૦ પૉલ સીમન્સ છે," નીનાએ ઓશકાતાં શરમાતાં જવાબ કર્યો; "હું ઇગ્લાંડ આવી તેની આગમચની મારી તેવણ સાથની ઘણા પુરાણા વખતની પીછાંણ છે."

"ઓ ખોદા!" લેડી હારઉડે અજાયબીમાં હાથ ઉંચા કરતાં કહયું, "અને યારે શું તું એક આવા સાદા "મી૦"ની ધણીઆણી થશે? આવા નામાંકિત લૉર્ડ અને આવાં નામીચા સંસ્થાનનો સાહજાદો વટીક હારા પર ઓવરાઇ પોવરાઇને મરવા તૈયાર થઇ ગયાછ તે બધાને ઠોકરે મારીને તું શું ખરેખર એવા એક સાદામાદા "મી૦"ની મીસીસ થવા મન કરી શકેછ?"

"એમાં બુરૂં શું છે, લેડી હારઉડ?" નીનાએ હસીને પુછયું; "મને તો એ જાતની મોટાઇનો જરા બી અભખરોજ નથી!"

"ખરૂં છે; કવીઓએ ગાયલું છે કે પ્યાર આંધળો છે ને તે તદન ખરૂં છે," લેડી હારઉડે નાચારીની અદાથી કહયું—અને પછી વિચાર થતાં વધારામાં પુછયું, "કોઇ ગરીબ છે કે?"

"નહિ રે, ખોદાનું આપેલું જેટલું મારી પાસે છે તેટલુંજ લગભગ એવણ પાસે બી હોશે," નીનાએ જોસથી કહયું.

"એ શું કહેછે?" અજાયબીમાં તે ઉમરાવજાદીએ આંખ પોરપખાલ ખોલી નાંખતાં કહયું; "એટલો બધો પૈસાવાલો? એ તો ત્યારે બધું ભરતીમાંજ ભરાયું !! તે ક્યારે તુંને મળવા આવવાનો છે?"

"આજે સ્હાંજે છ વાગે મેં મળવા બોલાવેલા છે," નીનાએ નિચી નજરે જવાબ કર્યો; "અને હવે તેથી તમારી રજાથી હું આએં મુસાફરીને ડ્રેસ બદલવા જાઉં?"—અને તે એમ કહી ફુલ જેવાં નરમ પગલે, હસ્તી, ઉલટમંદ અને ખુશાલ, પોતાના ઓરડામાં દોડી ગઇ, કે જ્યારે બીજા હાથપર લેડી હારઉડ, અજાયબીમાં ગીરફતાર, આએ બધું નહિ ધારેલું બનતું હતું તે ઉપર મોટી તાજુબીમાં ઘોર કરતી એકલી ત્યાંજ બેસી રહી.

તેને આ જોડાંણુ ઝાઝું ગમતું ન હતું. તેને લોર્ડ આવાલોન અને મેપલએકના શાહજાદાની ખરેખર ઘણી દયા લાગતી હતી, અને તે કે જે ચાહતે તો પોતાના કરોડોને શોભાવે એવું એક ડચેસ કે એક શાહજાદીનું મુકટ એક લેહજામાં માથે પેહડી લઇ શકતે તે આ રીતે ટુંકી નજરથી એક સાદામાદા "મી૦" ને વરવા ખુશી થતી અને સંતોષ માનતી હતી તે માટેનું તેનું "ચટ-ચટા" ને અજાયબીજ ભાંગતાં ન હતાં!

## પ્રકરણ ૧૨ મું, અને છેલ્લું.

તે આવ્યો.

તે આવ્યો અને મલ્યો. "લેકસીંગટન હાઉસ"ની સેંહેંકડો વિજળીક બતીની રોશનીથી ઝળઝગતા કુશાદે અને આરસ્તા ડ્રૉઇંગરૂમમાં તેઓ બંને ઘણે વરસે પાછાં મલ્યાં, અને એક હેતભરી બગલગીરીમાં એકઠાં થયાં.—એક મીઠી બગલગીરી, કે જેનાં નિષ્કળંક સુખનું બ્યાન કરવાને કોઇ કલમમાં તાકાત નથી.

નીના એ સ્હાંજ માટે તદન સાદાઇથી તોપણ ઘણીજ શોભાની રીતે, ઉંચામાં ઉંચા પોશાકમાં, પુરતી સંભાળ સાથે સજ્જ થયલી હતી, અને પૉલની આંખમાં તે આજના જેવી સુંદર ખરેખર આગળ કોઇ દાહડે દેખાઇ ન હતી. તે પ્યારઘેલો જવાન હર્ષઘેલો થયો, અને મિનીટો તક પોતાની ગોદમાં દાબી રાખેલી તે મુતલગ તેને રીહાઇ અને મુક્તિ આપી શકયો નહિ.

"વ્હાલી, આ કેટલો ફેરફાર!" અંતે તેઓએ શાંત થઇને એકમેક

કને સોફા પર જગ્યા લેતાં પૉલે કહ્યું; "પેહલો હું તુંને મલ્યોતો તે ત્હારી ન્યુસપેપર વેચવાની નાથલી કોટડીવાળું ત્હારૂં ગરીબ મકાન તને યાદ છે ?"

"માહરી એ આગલી ગરીબીના ખ્યાલોમાંજ તો મને મારૂં હાલનું આએ શ્રીમંતપણું રોજ વધારે વ્હાલું લાગેછ, વ્હાલા પૉલ," નીનાએ જવાબ કર્યો; "પણ શું તમે મને ખરેખર ભુલી શકયાજ ન હતા ?"

"માન—ન માન, તું મારો મેહમાંન !" પૉલે હસીને જવાબ કર્યો. "એ વરસોનાં દરમ્યાનમાં, વ્હાલી, તું જબરીથી ને જોરાવરીથી મારા વિચારોમાં સદા વસેલી છે. તુંજ જો !—તેં મને ચાર વરસોનો દેશવટો આપીને એ ફકત ચાર વરસના દરમ્યાનમાં મને ચાલીસ વરસ જેટલો વધતો ઘરડો કરી મેલેલો છે; અને તે બધાંનો અવેજ, તેથી, હવે ત્હારે વ્યાજ સીકકે મને પાછો વાલી આપવો પડશે ! ત્હારા સંતોષને ખાતર કાયદા ને વિધીપુર્વક હું તુંને પાછો પરણીને મારી પાકજાદ ને હકદાર પરણેતર બનાવવાનો છેઉં, તો કેહ મને, તું એ ખુશબખ્તીને વાસ્તે કેટલા વખતમાં તૈયાર થઇ શકશે ?"

"તમો હુકમ કરો તો દાલેજ," નીનાએ નીચે નજરે કહ્યું. "ઇંગ્લાંડમાં લગનને વાસ્તે લાઇસન્સ લેવું પડેછ, અને ઉતાવળનાં ખાસ લાઇસન્સને વાસ્તે ચાલીસેક પાઉંડનો ખરચ લાગેછ."

પૉલ એ બસ મોટા માથે આવી પડેલા નાહ ધારેલા ખરચનો આંકડો સાંભળીને મોટે સાદે હસ્યો !

"હું લગનને વાસ્તે કશો બી "ફૂસ" કરવા માંગતી નથી," નીનાએ કહ્યું. "મારે કાંઇ ઘણાં તેડાં કાઢવા નથી કે પાર્ટી આપવી નથી. એમ છતાં બી મને ખરેખરી દીલગીરી એ છે કે મારા બાપ જેવાં મેહરબાંન સુપ્રીન્ટેડંડ વીલીસ એ મારી મોટી ખુશાલીમાં ભાગ લેવા હાલ અહિં નથી !"

"ત્યારે તું ત્હારી ખુશાલીમાં કશીજ કમ રેહેલી ના સમજ, વ્હાલી," પૉલે તેને સધ્યારો આપવાને ઉતાવળ કરી, "કારણ જે તું જાણીને હદ વગરની અજંબ ને ખુશી થશે કે હું તે નેક શખ્સને મારી ચારટર કરેલી બોટમાં મારી સાથે ઇજન આપીને એક મોટી રજા પર ખસુસ અતરે લેઇ આવેલો છેઉં ! તે તુંને આએ ત્હારા કરોડોના વૈભવમાં મોજ કરતી

અને માહાલતી જોવા એક હેતરંતા બાપનીજ અદાથી ઈંતેજાર થઇ ગયોછ, ને તે હાલમાં અહિંજ છે એ વાત હું તુંને હમણાંજ કેહેવા જતોતો."

"એ કેવી ખુશાલી! ત્યારે હજી તેવણુ મને મળવા કેમ આવ્યા નથી?" નીનાએ બેસુમાર ઉલટમાં લગભગ ખુશાલીનું રડી દેતાં કહયું.

"આવતોજ હોશે; આવવોજ જોઇએ," પૉલે સવ્હારો આપ્યો, "તુંને યાદ છે—હું એક વખત એનો દુશમન હતો, પણ મેં એ ગરીબ આદમીના ઉમદા ગુણો ને અવલંબે આખર તક ત્હારી ખરીજ ખેરખ્વાહી કરવાના હેતુ પાછલથી ઘણુાજ પીછાણુયાછ, ને તે આજે તો મારો જીગરજાનનો દોસ્ત છે! હું હવે તુંને પવિત્ર હકો સાથે પાછી પરણીને ત્હારી તરફનાં મારાં આગલાં પાપોની તોજેશ કરવા જેવી હાલતમાં છેઉં એમ જાણી—"

પણ નીનાએ હયાં પૉલનું મોહું દાબી દીધું. "એ દુઃખી ગઇગુજરી હવે મરે યાદ કરવીજ નથી," તેણીએ માંગી લેતાં કહયું; "તકસીર તમારી હોય તો મારી ઓછી નથી. મારા જેવી એક એટલી ઉતાવળી થઇને તમોને બધા મારા જાન એ રીતે આપી દેવા નહેજ હતા. હું પોતે ઘણી બેફામ, અવિચારી ને ઉતાવળી થઇ, અને તેની સજા તરીકે જે દંડ મારે ભરવો સજાવાર હતો તે હું ભરી ચુકી છેઉં—અને તેજ બસ છે. પરવરદેગારની બક્ષેસથી તમોને એક વાર ભરી આપેલા મારા જાન પાછા તમોનેજ હું સપુર્દ કરી શકુંછ તેજ બતાવેછ, વ્હાલા, કે આપણી બેઉની તોજેશ અને સજા હવે પુરી થઇ ચુકેલી છે, અને તેથી હવે તો એ દુઃખી ગેઇગુજરી પાછી યાદ કરવામાં બી કાંઇ હાંસલ નથી."

"હું ત્હારી સાથે ખરેખર ઘણા દગાથી વર્તયોછ, વ્હાલી નીની, પણ મારો બચાવ સદા એકજ હતો અને તેજ આજે બી છે," પૉલે કહયું. "મારા ત્હારા વાસ્તેના પ્યારમાં એક બી દગો કે એક બી સહરાગત હતાંજ નહી, અને ત્હારા વગર મારૂં જીવુંજ મોહલ થઇ પડે એમ જોઇનેજ મને એ પાપી ઠગબાજીનો આશરો સોદ્ધોવવો પડયો હતો. કેહ મને, નીની, તુંને મારી એ ચાલ વાસ્તે કોઇ દાહાડે બી મારીપર ખરાં દીલનો ગુસ્સો કે ધીક્કાર આવ્યો હતો વારૂ?"

"કોઇ દાહડે બી નહિ," નીનાએ ભાર નાંખીને કહયું, "અને તેતો સબબ દેખીતોજ છે."

"શું વારુ ?"

"એજ કે હું તમોને ઘણુંજ ખરાં દીલથી ચાહતાં શીખેલી હતી," નીનાએ દમાયલે સ્હાદે કહયું.

"હવે ત્યારે એ આગલા પાછલા હીસાબો બધા ચુકતે થયા," પૉલે હસીને કહયું, "અને ત્યારે બાકી મારે તુને એક તદન અજબ જેવી અને નહિ ધારેલી વધાઇ જે કેહવાની છે તે કહું !"

"ઓ જલદીથી ! તે વળી શું છે ?"

"કે ત્હારો મી૦ પૉલ સીમન્સ હવે કોઇ "મી૦" નથી ! તું કદાપી જાણતી નહિ હોશે, પણ ત્હારી તરફના ડયુક ઑફ કેપલકાસ મારા કાકા થતા હતા, અને તેઓ કશાં બી ફરજંદ વગર મરી ગયલા હોવાથી તેઓની દોલતનો અને તેઓની પેહલી પદવીના ખેતાબનો છેલ્લાં ત્રણ વરસથી હું હકદાર માલેક થયલો છેઉં, અને તેથી તું મારી વ્હાલી નીના કોઇ સાદીમાદી "મીસીસ સીમન્સ" થનાર નથી, પણ ઉમરાવોની સંઘમાં એક આગેવાન ડચેસનું તાજ ત્હારે માથે મેળવાને મને ખોદાવદપાકે શકતિવાન કરેલો છે !"

"એ તો દમ વગરની વાત છે, વ્હાલા," નીનાએ સાદાઇથી કહયું; "હું તનથી તેમજ મનથી તમારી હતી ને પાછી તમારીજ થઇ શકી તે આખી દુન્યાનાં રાજતાજથી બી મારે મન તો હજારો વાર જયાદા છે.

* * * * * * * *

તે એક વગર ધામધુમનાં પણ ખરેખરાં ખુશાલ અને ખુશબખ્તીભર્યાંજ લગન હતાં, કે જેમાં સોસાયટીની માન પાંમેલી "ડચેસ ઓફ કેપલકાસ" પોતાના ધનેતર ધણી પૉલ સીમન્સને પરણીને તેની હકદાર ધણીઆણી બની. એ હતાવળ્યાં ને ઓછી ધામધુમનાં લગન ઘણાંકોને નહિ ગમ્યાં, પણ તેટલાવાસ્તે તેઓ કોઇ એ લગન માટે ઓછાં દીલસોઝ, અલબત, નહિજ થઇ શકયાં.

નીનાએ કાઢેલાં તેડાં ઘણુંજ થોડાં ને ફકત અંગત હતાં, અને એમ છતાં તેનાપર આવેલી એકાંમતી ભેટસોગાદો ગણત્રીની નહિ ગણાય એટલી બધી બેશુમાર હતી, અને વધારે ગમત આપનારું તો એ હતું કે મેપલબૅકનો પ્રીન્સ અને લોર્ડ આવાલોન કીમતી ભેટ સોગાદ માટે જાણે સરબસર એકમેક સાથે એક હરીફાઇમાંજ ઉતરી ગયા હતા !

તેઓ બંને હાજર હતા—એ પ્રીન્સ અને લો'. ખુલ્લાં ખાલેસ ખરાં દીલથી તેઓ નમુનેદાર નીનાના હવે બાઇઓજ થઇને લગનમાં આવ્યા હતા. એવો એક બેકીંમતી ખજાનો આએ કીસમે નહિ ધારેલી રીતે ખોહી બેસવાનું દુઃખ તો તેમને ઘણું હતું, પણ આયંદા પોતપોતાની સરજતને તેઓ તાબે થવાને માટે પોતપોતાનાં મનને સમજાવી શકયા હતા, અને જે મનને જીને તે દુન્યા જીને, એટલે તેઓ નીનાના બાઇઓજ થઇ ચુક્યા હતા તેમાં અજાયબી શી હોય!

સુપ્રીન્ટંડટ વીલીસ બી તે દહાડે બારે ઠેકેરો કરી નીકળ્યો હતો. તેનું ધડપર ધડ રહી શકતું ન હતું! તે આટલા દિવસો તક નીનાની બજીદાઇને માન આપી તેનાજ મેકેલમાં તેનોજ મેહમાન થઇને રહગો હતો, (કે જ્યારે ભલી નીનાએ તેની પાદશાહી પરોણાગત કરી હતી), અને આજે નીનાનો "ગૉડ ફાધર" થઇને નીનાની સ્હાજવારીમાં એક બાપની અદા ને હેતથી તે શામીલ થયો હતો. ખચ્ચીત, કીંમતી મોતીઓથી મઢી લીધેલા બેકીંમતી "વૅડીંગ દરેસ"માં સજ્જ થયલી—જોતાં ચાનરી આવી જાય એટલી હદ સુધીની મનોહર નીનાનો બગલમાં હાથ લઇને તે જ્યારે તેણીને "આપી દેવા" (પરણાવા) મિજલસમાં લાવ્યો તે વખતની તેની હદ વગરની ખુશાલી તેના મસ્ત મરદાનગીભરયા ચેહરામાં ખુલ્લેખુલ્લી વાંચી લઇ શકાતી હતી!

લેડી આવાલોન, લેડી એડી, લેડી હારવુડ, લૉર્ડ એડી વિગેરે વિગેરે પણ એ ખુશાલી મિજલસમાં આગેવાન હરોલમાં હતાં, અને એ બધાંની ભેટસોગાદો વચ્ચે ભલા પોલીસઑફીસર વાલીસની ભેટ પણ કાંઇ ઓછી કીંમતી નહિજ હતી.

પણ નીના—નેકી અને ભલાઇનો અવતાર એવા એકની ભલાઇને પોતાના આવા સુખી દીંગામમાં ભુલે એ આપણે કેમ માની શકયે? તે જે આજે હતી તેમાં એ ભલા પોલીસ અમલદારનો હાથ અવલથી આખેર તક આમેજ હતો. તેની હયાતી ઓથ મળવા પછીજ એ ભાગ્યહીણ છોકરીનાં નસીબમાં થોડો ઘણો બી ફેરફાર થતો આવ્યો હતો, અને ત્યારે લગન પછી લગનની રાત્રે નીનાએ પોતાના ભરથારનો રજાથી પચાસ હજાર પાઉંડનો એક નાદર ચૅક પોતાની દોલતમાંથી તે અમલદારનાં નામપર ભરી આપ્યો, કે જ્યારે, વળી, બીજા હાથપર, તેટલીજ મોટી

રકમના એક બીજા પોતાની તરફના ચૅરથી જૉલે પણ એવા એક સૌથી લાયક માણસની ઉદાર દીલથી કદરસનાસી કરી તે માટે શું આપણે અજાયબ થઇશું? તે પોતાના હાકવી નાખનાર ધંધામાંથી એકદમ રીટાયર થઇને પોતાનો બુઢાપો તમામ સુખચેનમાં નિર્ગમણ કરે એવુંજ તેને આ અણધારેલું બીશયાર ધન મળ્યું હતું, પણ તે તો ફક્ત તેની નેકીનો એક સૌથી લાયક ને સૌથી સજાવાર નતીજો હતો એમ કહયા વગર ચાલશે.

અને પછી? પછી તો સૌ સુખીજ થયાં. નેકીનો નતીજો આયંદા નેકજ થાય છે, ને નેકીમાંજ સુખ ને મોજ માનનારાં આ વારતામાં દેખાવ કરનારાં બધાં લાયક પાત્રોની આગેવાન—આપણી સૌથી વ્હાલી અને માનીતી નીના પોતે—પોતાની સંપુર્ણ નેકબખ્તી વચ્ચે પુરતી સુખીસુખ્યારી થઇ તેની બુલંદ નશિબત વચ્ચેજ આ અમારી સાદી સંસારી વારતા અમો અત્રે ખતમ કરશું, અને વ્હાલાં વાંચનારાંઓના અમો માટેના વરસ દર વરસ વધતા જાતા ચાહ અને માન માટેના અમારા પોતાના પરમ સંતોષનાં બિસ્યાર સુખ વચ્ચે હવે આ થાકેલી પેન, નવી એકાદ એવીજ જોરાવર વારતાથી વળી અમો તેમની ખીદમત પાછી ઉઠાવી શકયે ત્યાં સુધી, આસાએસ ખાતર હાલ તો બાજુ મેલશું.



## જાહેર ખબર.

☞ તા૰ ૧૫ મી નવેંબર ૧૯૧૪ થી અમોએ અમારી પોતાની મોટી કુશાદે બીલડીંગમાં ખાલી કરયું છે. આગલની દુકાંણુથી જરા આગલ—નંબર ૨૯-૩૨.

## એક ઑફર.

લગન વિગેરે માટે ઘરસંસારી, ઉંચી બનાવતનું, ઘણુંજ ટેસ્તફુલ અને સસતું સાંઝનઉડ ફરનીચર ખરીદવાના એકજ આગેવાન દુકાંણુ

**ધી આરટીસ્ટીક ફરનીચર મેન્યુફેકચરીંગ કુંપની છે,**



જે ફરનીચરના જાગ્તા વેપારી ખોજા અલાબખ્શ શામજી ડોસાની માલેકીની દુકાંણુ તરીકે ઘણી પ્રખ્યાતી પામેલી છે. ત્યાં સઘળું આરટીસ્ટીક ડીઝાઇનનું ઉમદા ફરનીચર તરેહવાર ને જોઇએ તે મધ્યમ દામે તૈયાર મલે છે, અથવા વાયદાસર ઑારડરનું તયાર પણુ કરી આપવામાં આવેછે.

વલી બીજા નંબર ૧૨વાલા શો રૂમમાં વીલાયતી ક્રાઉન છાપના આખા પીતલના તેમજ લોખંડના પલંગો, ઓરપીટલમાં વપરાતા કૉટ અને બાબાખાટ, ઘણીજ ફેન્સી ને મજબુત બાબા ગાડી વિગેરે, વિગેરે મોટા જથ્થામાં તૈયાર જોઇ શકાશે.

☞ એક ફેરો લેવાં ને એક અંજમાયશ કરવામાં કાંઇ ગયું નહી.

**અલ્લાબખ્શ શામજી ડોસા.**

ચકલા સ્ટ્રીટ, ફરનીચર બજાર, મુંબઇ.

## જાહેર ખબર.



જાહેર ખબર.

## "ફુરસદ."

વાંચવાજોગ વારતાઓ, નસીહતો, નાટકો, અને અનેક વીવીધ વીષયોથી બરપુર મોટા ૫૬ સફાનું ગુજરાતી માસીક.

એકાદ કામ સારૂં છે એમ કેહેનારાં મત ખુશામત યા લાગવગથી મંગાવાનું અથવા મેળવવાનું મુશકેલ નથી, પણ એવી કશી બી ખુશામત અથવા લાગવગ વગર, દીલના પ્રમાણીક હેતુઓને આધીન, **વગર મંગાવવે** લખાઇ આવેલાં મતો કોઇ બી સારાં કામની સૌથી શ્રેષ્ટ અને સૌથી સાચ્ચી સીફારસ ગણાવી જોઇએ, અને એવા જામજા સીફારસ માટે 'ફુરસદ' ભાગ્યશાલી તેમજ મગરૂર છે. એ માસીક કુટુંબોના હાથમાં વિશ્વાસથી વાંચવા આપવાજોગ એક ગમત સાથ ગ્નાન આપનારાં સાધન તરીકે ૩૫ વરસ થયાં ખરેખર પલોટાયલું ને ઘણું પ્યારૂં થઇ પડેલું છે.

**વારસીક લવાજમ રૂ. ૪.**

**બ. ન. કાબરાજી.**



## "નવરાસ."

**("ફુરસદ"ની સગી બેહેન!!)**

**વારસીક લવાજમ "ફુરસદ" નાં ગ્રાહકો પાસેથી ... રૂ. ૨**
**બાહેરનાં ગ્રાહકો પાસેથી ... ... ... ... રૂ. ૨॥**

માસ જાનેવારી ૧૯૧૩ નાં અંકથી ઇંગ્રેજી **સંસારની** એક નવીજ ઘણી દીલપઝીર વારતા નામે **"રાતો ગુલાબ"** ચાલુ કરવામાં આવી છે. આ વારતા અધીપતીની કલમથી લખાય છે, ને "નવરાસ"ની વારતાઓએ અત્યારસુધી, એક બી અપવાદ વગર, તેની રસીકતા ને ફતેહ માટે "ફુરસદ"નીજ પંકતીની જે પ્રસિધ્ધ નામના કરેલીછે તેને મુકાબલે આ નવી વારતા તેટલીજ બળવાન ને દરેક ગ્નાતનાં વાંચનારાંઓને એક સરખો ઉમંગ તેમજ રસ ઉપજાવવા જોગ થઈ પડી છે.

મંગાવો, વાંચો ને ખાત્રી કરો! ... ...

**બ. ન. કાબરાજી.**



જાહેર ખબર.

# તમોએ વાંચી છે?

## "સદગુણની શીરીનના સંકટો."—૪ ભાગ.

## "કાવસાની કાંહાંણી."—૪ ભાગ.

ચાર ચાર મોટાં વૉલમની આ ઘણી રસીલી અને દીલપઝીર પારસી સંસારી વારતાઓ છે.

મી૦ કાબરાજીની વારતામાળામાં આ વારતાઓ આગેવાન દરજ્જો ભોગવે છે. છેલ્લામાં છેલ્લી એકેકીજ પ્રત, સેકંડહેન્ડ, વેચવાની હાથ આવી શકી છે. નકકી કીંમત, દરેકના, રૂ. ૨૦.

☞ આ વારતાઓ વેચી નાંખવામાં આવે તે આગમચ રૂ. એનાં દામથી એક મહીનાની મુદત વાંચવા પણ સરકયુલેટ કરવામાં આવે છે. રૂ. ૨) આંગપર લીધામાં આવશે, ને વાંચવા પછી ચોપડી તેવીજ હાલતમાં પાછી સપુર્દ થવી જોઇશે.

**એજ મુજબ સરકયુલેશન સીસતમપર** મી૦ કાબરાજીની કોઇ પણ વારતા વાંચવા મળી શકશે. વારતાનાં ન્હાનાં મોટાં કદ મુજબ કીંમત રૂ. ૦ાા થી રૂ. ૨) લેવામાં આવે છે. લખીને પુછાવવું. મુદત પણ એક આઠવાડયાંથી ચાર અઠવાડયાં સુધીની વાંચણનાં પ્રમાણમાં નકી કરવામાં આવે છે. 'ફુરસદ' અને 'નવરાસ' ની ફાઇલો બાંધેલી પણ એજ મુજબ વાંચવા મળી શકશે.

## જાહેર ખબર.

# વાંચણનાં શ્રીમંત શોખીનો માટે ખાસ.

**અમારાં "ફુરસદ"** માસીકની આગલી ફાઇલો જે અમારે હયાં મલતી ન હતી ને ઘણાંક શોખીન ગ્રાહકોને નાઉમેદ થવું પડતું હતું તેના સંબંધમાં અત્રે હવે ખાસ ખબર આપવાની કે **છેલ્લાં ૩૫** વરસમાંની ઘણીખરી બધી ફાઇલોનો એક મોટો આવકારદાયક **સંગ્રહ**, સુંદર બંધાઇ સમેત સજજ કરેલો, અમો ઘણી મહેનતે મેલવીને તૈયાર કરી શકયા છીએ. આ ફક્ત અમો કને **એકજ સંપુર્ણ સેટ** છે, ને એવાં ખાતાં ખરચતાં ન ખુટે એવાં બિસ્યાર ને રસીલાં વાંચણનો જંગી જથો હાથ કરવાની આવી એક તક શોકીન વાંચનારાંઓને કવચીતજ મલી શકશે. એ છેલ્લાં **૩૫** વરસની આ માસીક મજકુરની સંપુર્ણ ફાઇલોમાં અધીપતીની અને અતી ચુનદાં સેહેંકડો લેખકોની કલમોથી લખાયલી સેહેંકડો ન્હાની મોટી દીલપઝીર સંપુર્ણ વારતાઓ, નાટકો, પેટ પકડીને હસાવે એવી હાસ્યકારક રમુજો વગેરે વગેરે વાંચણનો-કશી બી સહારાગત વગર કેહતાં-એક દીલ ખુશ થાએ એવો મસ મોટો સંગ્રહ મલી શકશે.

**કીંમત રૂ ૨૦૦**, પોસ્ટેજ મુફત.

ધ્યાંન રાખવું કે આ **૩૫** વરસની ફાઇલો તમામ સીલસીલાબંધ સંપુર્ણ નથી. પુસ્તક **૧લું**, ત્રીજું વગેરે એ સેટમાં ત્રણેક વરસની ફાઇલો નથી, પણ પાછલથી જ્યારે બી હાથ આવી શકે ત્યારે લેનારને તે પુગાડીને એ તેમનો સેટ પુરો કરી આપવાને અમો ખરાં દીલથી કાળજી કરશું,--જોકે કોઇ બી રીતે વખતની અવધ માટે અમો કરીજ રીતે બંધાતા નથી. રૂ. ૧૫૦ માં અમો બે સેટસ વેચી ચુકયા છીએ.

**એ ઉપરાંત પંદરથી વીસ વરસની**, સીલસીલામાં ન મળે એવી પણ, થોડીક સંપુર્ણ ફાઇલો અમારી કને છુટક વેચવાની હાલમાં ફાજલ છે. તે બધી મજબુત ને શોભીતી બંધાવેલી છે, ને તેમાં પણ વાંચવાનું પુસ્કળ જથ્થામાં અને અતીઘણું મનરંજન મળી શકશે. એ ફાઇલો **દરેક રૂ૦ ૪ ના ભાવે** અમે વેચી શકશું.

**વળી એ ૩૫ વરસની ફાઇલો વાંચીને સંપુર્ણ આકારમાં થાવી અમને** પુગાડવાની શરતથી શોકીનોને એકી વારે ત્રણ ત્રણના લાટમાં એકેક મહીનાની મુદતે અમે વાંચવા ભાડે આપી શકશું, ને દર ત્રણ ફાઇલ દીઠ દર મહીનાનું ભાડું ટપાલ ખરચ સુદ્ધાં **રૂ. ૫ અંકે પાંચ** ચાર્જ કરવામાં આવશે. **ફુરસદ ઑફીસ**, ફ્રીઅર રોડ, કોટ, **મુંબાઇ.**

## જાહેર ખબર.

**"ફુરસદ"ના છુટક અંકો સસ્તા વેચી નાખવા છે.**

સંપુર્ણ ફાઇલો નહીં થઇ શકે એવાં પહેલાં ૩૦ સાલોનાં છુટક બચેલાં "ફુરસદ"ના અંકો નકલ દીઠ બે આનાની ઘણીજ નજીવી કીંમતે, કાઢી નાખવાનાં છે. "ફુરસદ"ના વખાણનાર સેહેંકડો પાછળથી થયલાં નવાં શોકીન ઘરાકો માટે આ એક સોના મોહોર જેવી તક છે. સસ્તું ને સીગનપોરી જાત્રા !! જોકે ચાલુ વારતાનાં સાધણ આ છુટક અંકોની ખરીદીથી હાથ આવી શકશે નહીં, પણ દરેક અંકમાં અનેક સંપુર્ણ દીલપઝીર વારિતાઓ, ઉપરાંત હાસ્ય ઉપજાવે એવી ઢગલાબંધ રમુજો, નસીહતકારક નિબંધો વિગેરે, વિગેરે ઢગલાબંધ વાંચણ એક તડાકે હાથ આવી શકશે.

જે સાહેબો એ છુટક ચોપાન્યાંઓમાંથી પોતાને જોઇતા ચોકસજ અંકો મંગાવશે તેમને ૦)= નાં દામમાં મળી શકશે નહીં. એ રીતના ખાસ ચુંટી ચુંટીને મંગાવેલા અંકો ઢુંડી આપવાનું ઘણુંજ મુસ્કીલ ને કંટાળાનું કામ છે. ને તે માટે અંક દીઠ ચાર આના ચાર્જ કરવામાં આવશે.

☞ નમુનાની થોડીક નકલો તુરત મંગાવી જુઓ.

"ફુરસદ ઓફીસ" ફ્રીઅર રોડ, કોટ.

---

## ફુરસદ-સીલવર-જ્યુબિલીનો મોટો યાદગારી ગ્રંથ.

**થોડી નકલો ઘણીજ ઘટાડેલી કીંમતે વેચવાની ખાસ ફાજલ રાખી છે.**

આ એક મોટો દલદાર પોથો છે. તેમાં "ફુરસદ"ના અધીપતીનો ખુલાસો અને ૨૪ ચુનંદા લેખકોની તેઓએ વિગતવારે આપેલી ઓલખ પેહેલાં રજુ થાય છે, અને અધીપતીની જીંદગીનો એક ટુંક હેવાલ તથા તેમની અને તેમના કુટુંબની તસ્વીરો ઉપરાંત, તે તમામ ૨૪ લેખકોની તસ્વીરો અને એ ગ્રંથ માટે તે લેખકોએ ખાસ રજુ કરેલાં લખાંણોનો એક દીલપઝીર સમાવેશ કરવામાં આવ્યો છે. એ એક મોટું સુશોભીત દરેક ઘરમાં રાખવા ને વાંચવા જોગજ એક નમુનેદાર પુસ્તક છે.

**કીંમત રૂ. ૧. ટપાલ ખરચ ૦।-.**

**ઠેકાણું—ફુરસદ ઑફીસ—ફ્રીઅર રોડ, કોટ, મુંબઇ.**

## જાહેર ખબર.

### એક કંપલીટ લીસ્ત.

**અમારે ત્યાં મલી શકતી અમારા પોતાનાં ચોપડી ચોપાં-ન્યાઓને લગતી વારતાઓનું એક છેલ્લાંછેલ્લું કંપલીટ લીસ્ત.**

| | | | |
|---|---|---|---|
| "સિપાહબચ્ચાની સજની" ... ... ... | ૧ | ૮ | ૦ |
| "ભુલનો ભોગ." ... ... ... ... | ૦ | ૮ | ૦ |
| તડકાંમાં એક વાદલી ... ... ... ... | ૨ | ૮ | ૦ |
| "દીલસોઝ કે દીલબર ?" ... ... ... | ૨ | ૦ | ૦ |
| "સંકટની સુલમાં ફસાયલું ફુલ."... ... ... | ૨ | ૮ | ૦ |
| "કોણ સરસ—વાહરયાની વીલું કે પટેલની પીલુ ?" ... | ૨ | ૦ | ૦ |
| "મીઠી કે જુઠી ?" ... ... ... ... | ૦ | ૧૨ | ૦ |
| "બાગે બેહસ્ત" (નાટક)... ... ... ... | ૦ | ૮ | ૦ |
| "વફા પર જફા." (નાટક) ... ... ... | ૦ | ૮ | ૦ |
| "સુખલાજીનાં સંકટો" (ફાર્સ) ... ... ... | ૦ | ૨ | ૦ |
| "ચુડોરા." ... ... ... ... ... | ૪ | ૦ | ૦ |
| "કોરદીલ" ... ... ... ... ... | ૪ | ૦ | ૦ |
| "લીલી" " " ... ... ... | ૧ | ૦ | ૦ |
| "કોણ સરસ—રતન કે રૂસ્તમ ?"... ... ... | ૧ | ૦ | ૦ |
| "ખમીરે અમીર." ... ... ... ... | ૦ | ૮ | ૦ |
| "મીઠી માસીની મેહરાં." નોરોઝના અંકની ખાસ મોટી વારતા. | ૦ | ૮ | ૦ |
| "એક ભુલ—જીંદગીની ધુલ." ... ... ... | ૦ | ૮ | ૦ |
| "પાપનું મુલ—પૈસા!"... ... ... ... | ૧ | ૦ | ૦ |
| "વેચાયલો વર" ... ... ... ... | ૦ | ૮ | ૦ |
| "ફુરસદ—સીલવર—જ્યુબીલી ગ્રંથ" ... ... | ૧ | ૦ | ૦ |
| "ફુરસદ"ની એકેક વરસની સુંદર સજાઇ ને બંબાઇની કંપલીટ ફાઇલો ... ... ... ... | ૪ | ૦ | ૦ |
| "નવરાસ" એકેક વરસની એવીજ ફાઇલો... ... ... | ૨ | ૦ | ૦ |
| "ફુરસદ"ના છુટક અંકો નંગ દીઠ... ... ... | ૦ | ૨ | ૦ |
| " " સીલસીલો ન મલી શકે એવા અંકો નંગ ૫૦ ના ... ... ... ... | ૩ | ૦ | ૦ |

☞ તદન ખપી ગયલાં ઘણાંએક પુસ્તકો લીસ્ટમાંથી સદંતર કાઢી નાખવાં પડ્યાં છે.

